




ચુનીલાલ વર્ધમાન શાહ



લોક પ્રકાશન લિમિટેડ : અમદાવાદ

# એકલ વીર

[ ઐતિહાસિક કથા ]



ચુનીલાલ વર્ધમાન શાહ

## ચુનીલાલ વ. શાહની
## નવલકથાઓ

### [ ઐતિહાસિક ]

| | |
|---|---|
| રૂપમતી . . . . | રૂ. ૪ |
| નીલકંઠનું બાણ | ૩॥ |
| રાજહત્યા | ૪ |
| કર્મયોગી રાજેશ્વર | ૩ |
| અવંતીનાથ | ૩ |
| એકલ વીર | ૩॥ |

### [ સામાજિક ]

| | |
|---|---|
| જિગર અને અમી (બે ભાગ) | ૫ |
| ભસ્મરેખા | ૩॥ |
| પ્રણય અને પરિણય | ૪॥ |
| તપોવન | ૩॥ |
| હૈયાની વાટ | ૪ |
| વિષચક્ર | ૪॥ |
| અજવાળાં | ૧॥ |
| વિયોગના | ૩ |
| રૂપાનો ઘંટ (નવલિકાઓ) | ૨॥ |

✖

બધા જાણીતા ગ્રંથવિક્રેતાઓ
પાસેથી મળશે.

# અનુક્રમણિકા



नारायणावतार श्री भीमदेवः तदनंतरं स्थाने महाराजाधिराज परमेश्वर परमभट्टारक उमापतिवरलब्धप्रसादसंपादित राज्यलक्ष्मीस्वयंवर अत्यद्भुतप्रतापमार्तंड चौलुक्यकुलकल्पवल्ली विस्तारण दीप्तसुदुःसमय जलधिजलमग्नमेदिनीमंडलोद्धरणवराह दुर्दैवदावानलनिर्दग्धगूर्जरधराबीजप्ररोहणैकपर्जन्य एकांगवीरेत्यादि समस्त बिरुदावलीसमुपेत श्रीमदणहिलपुरराजधानीअधिष्ठित अभिनवसिद्धराज श्रीमज्जयंतसिंहदेवो...

[ વિ. સં. ૧૨૮૦ ના એક તામ્રપત્રમાંથી ]

# પ્રવેશક

"અહિંયાં સહસ્ત્રલિંગ તળાવ વિશાળું હતું, અહિંયાં પાટણ જૂનું અહીં આ લાંબું સૂતું" એ સદ્ગત નરસિંહરાવની કવિતા-પંક્તિઓનું સ્મરણ કરતો એક વાર પાટણનાં જમીનદોસ્ત ખંડેરોની ભૂમિમાં હું ફરતો હતો. ચોમેર દષ્ટિપાત કરતાં કોઈ વિશાળ સ્મશાનમાં વેરવિખેર પડેલાં હાડકાં જેવાં કોઈ ટેકરા, કોઈ ટોડા, કોઇ ભીંતડાં જોવામાં આવતાં હતાં. એ જ ખંડેરોના ઈંટાળા ઉપર પાથરેલા રેલવેના પાટા દષ્ટિગોચરક્ષિતિજ સુધી લંબાતા દેખાતા હતા. નહોતું પ્રાચીન પાટણનું કોઈ નામનિશાન, નહોતું સહસ્ત્રલિંગ તળાવનું સ્મરણ કરાવતું એકાદ ખાબોચિયું, નહોતું હજાર શિવ-લિંગોમાંના એકનું પણ જરા સરખું અસ્તિત્વ, નહોતાં વન, ઉપવન, મંદિર, કીર્તિસ્થંભ, કશું નહોતું; શંકા ઊપજતી કે ખરેખર એ સમૃદ્ધિવંત પાટણ શું એક વાર અહીં જ ઊભું હશે? છતાં એ જ પ્રાચીન પાટણ હતું. રાણી ઉદયમતીની વાવનું ખંડેર ત્યાં હતું, એક ઊંચા ટેકરા પર ઘુમ્મટવાળું પણ તૂટેલું ખંડેર હતું, લેખોની જૂની કોતરણીવાળા પત્થરોનો ઉપયોગ કરીને બાંધેલો નાનો કોટ હતો, તેવા જ પત્થરોમાંથી ચણેલું હોય એવું એક દેવીમંદિર પણ હતું.

પણ વર્ષો પછી જ્યારે વડોદરા રાજ્ય તરફથી સહસ્ત્રલિંગ તળાવને જમીનમાંથી ખોદી કાઢવાની યોજના શરુ થઇ અને ખરેખર તેમાંથી પત્થરથી બાંધેલા ઓવારા અને પગથિયાંવાળું તળાવ નીકળવા માંડયું ત્યારે તેનો એકએક પત્થર પ્રાચીન પાટણની સમૃદ્ધિની ગાથા જ જાણે સુણાવી રહ્યો. લોકકથાઓમાં, લોકગીતોમાં, શિલાલેખોમાં, તામ્રપત્રોમાં, પ્રાચીન ગ્રંથોમાં, પુરાણોની કથાઓમાં સહસ્ત્રલિંગની રચના તથા વિશિષ્ટતાની જે વાતો વાંચી–સાંભળી હતી, તેનું સાચું

મૂળ દૃષ્ટિ સમીપે આવીને ઊભું રહેતાં અંતરમાં અપરંપાર આનંદ ઊપજી રહ્યો. અંતર બોલવા લાગ્યું કે જ્યારે આ આખો પ્રદેશ જમીનના ઉપરાઉપરી ચડેલા થરોમાંથી (એવો એકએક થર જાણે એકએક સૈકાનો હોય તેમ સૈકાવાર થરો ગણી શકાતા હતા) બહાર નીકળી આવશે ત્યારે વાંચેલી–સાંભળેલી બધી વાતોના પ્રતીતિજનક નક્કર પુરાવા ખુલ્લી આંખે જોઇ શકાય તેવા હશે, મધ્યકાલીન ગુજરાતના તેજસ્વી યુગનું સાચું દર્શન તે વખતે થવા પામશે, અને ઐતિહાસિક પ્રબંધોની વાતો અતિશયોક્તિવાળી તથા રૂપક-પ્રધાન હોય છે એવો આક્ષેપ કરનારાઓ તે વખતે પોતાનો આક્ષેપ જરૂર પાછો ખેંચી લેશે.

પરન્તુ એ ખોદાણકામ તો લાખો રૂપિયાનું ખર્ચ માંગતું હતું. એ ઐતિહાસિક અવશેષો ખોદી કાઢવામાં મોટાં ખર્ચો કરવાં એ ઉપયોગિતાવાદની દૃષ્ટિએ જોનારા યુગને મન જાણે નકામાં હતાં, કેવળ ભાવનાત્મક હતાં; એવા યુગમાં આ કાર્ય પૂરું થવા પામે એ માટે પણ શંકા હતી.

હું અને મારા પાટણવાસી મિત્ર મણિભાઇ એ પ્રદેશમાં ઘુમવા લાગ્યા. “ પણે...પેલો ટેકરો છે ત્યાં સિદ્ધરાજે માળવા પરના વિજય પછી બંધાવેલો કીર્તિસ્થંભ હશે; ” “ આપણે ઊભા છીએ તે મહાવન હશે; ” “ પણે દૂર–દૂર સુધી સ્મશાનક્ષેત્ર લંબાયું હશે; ” “ સામી દિશામાં ઉપરભૂમિ હશે; ” “ પણે સુધી સહસ્રલિંગનો વિસ્તાર હશે; ” “ પેલો ટેકરો અને ઉપર ખંડેર દેખાય છે તે તળાવની વચ્ચે આવેલાં હશે;” “ પેલી જલવીથિકા દ્વારા તળાવમાંના રુદ્રકૂપમાં પાણી આવતું હશે: ” એવાં કાંઇ કાંઇ અનુમાનોની આપલે કરતા અમે ફરતા હતા અને તે સમયના પાટણની સ્થૂલ–સૂક્ષ્મ સમૃદ્ધિની કલ્પનાસૃષ્ટિમાં રમતા હતા. રાત્રે પડેલા વરસાદના જળથી, સહસ્ર-લિંગનાં પત્થરબાંધ્યાં પગથિયાંની પાળનો જે ભાગ ખોદી ખુલ્લો કરવામાં આવ્યો હતો, તે ધોવાઇને ચોખ્ખો થએલો અને પાળના ખૂણા ઉઘાડા થએલા હતા, તે ઉપરથી સરોવર બત્રીસ ખૂણાનું હશે એવું અમે અનુમાન કરતા હતા. કોઇ કોઈ પગથિયા ઉપર

સંસ્કૃત લિપિમાં નામો ખોદેલાં હતાં તેમાંનું એક મુંજાલ સ્પષ્ટ વંચાતું હતું; તે નામ મુંજાલ મંત્રીનું હશે કે કોઇ એ નામના કડીઆએ પોતાનું જ નામ કોતર્યું હશે તે નિશ્ચય અમે કરી શકતા નહોતા અને અમારાં અનુમાનો વિષે વિવાદ કરી સાતસો–આઠસો વર્ષ પૂર્વેની ગુજરાતની સૃષ્ટિમાં ડૂબકાં ખાતા હતા.

ધીરે ધીરે ચાલતા અમે એક ટેકરો ચડ્યા અને ત્યાં ઊભા રહી ચોમેર દૃષ્ટિપાત કરી જૂના પાટણના વિસ્તારની ઝાંખી કરવા લાગ્યા. એ ટેકરા પર જ પેલું ખંડેર હતું, જેનો ઉપરનો ભાગ મુસલમાનોના રોજાના આકારનો–ઘુમ્મટવાળો હતો, પરન્તુ નીચેની બેસણી કોઇ પુરાણા મંદિરની લાગતી હતી. તળાવની વચ્ચે એ મંદિર આવેલું હોય તો તળાવને કાંઠેથી એ મંદિર સુધી જવા માટે કોઈ પૂલ પણ હોય; એ પૂલ ક્યાં હશે તેની શોધ કરતી અમારી આંખો નવી ગણતરી ને નવાં અનુમાનો કર્યે જતી હતી.

ટેકરા પરથી અમે નીચે ઊતરવા લાગ્યા. જે માર્ગેથી ચડ્યા હતા તે કરતાં વધારે સહેલો બીજો માર્ગ હતો તે અમારા જોવામાં આવ્યો અને અમે તે માર્ગે જ ઊતરવા લાગ્યા. તે માર્ગ આછા ઢોળાવવાળો હતો, તેનું કારણ અમને અધવચ જતાં હાથ લાગ્યું. ત્યાં જૂનાં બાંધેલાં પગથિયાં દટાયલાં નજરે પડ્યાં. પગથિયાંની બેઉ બાજુએ પત્થરે બાંધેલા કઠેડા હશે અને થોડે થોડે અંતરે ચોતરા હશે એમ પણ અમને ગણતરી ઉપરથી સમજાયું. ટેકરાનું ઊતરાણ પૂરું થતાં એક કારેલાનો વેલો ઊગી નીકળેલો નજરે પડ્યો. તેને સંખ્યાબંધ કારેલાં લાગેલાં હતાં. મણિભાઈએ કહ્યું. "એ વાડ કારેલાં છે. ગામડાંના લોકો તેનું શાક કરીને ખાય છે; આપણાં સાધારણ કારેલાં કરતાં તે વધુ કડવાં હોય છે એમ કહેવાય છે." મેં કુતૂહલવશ હાથ લંબાવીને એક કારેલું તોડ્યું કે તુરત એક સસલું ક્યાંકથી નીકળીને સડસડાટ દોડી ગયું.

એ સસલું ક્યાં ભરાઈ બેઠું હશે તે અમે વાંકા વળીને જોયું, તો વેલાના મૂળમાં એક બખોલ દેખાઈ. બખોલની આડે ઘાસ–ઝાંખરાં ઊગી નીકળેલાં હતાં તે મણિભાઇએ પગ વડે ખસેડવા માંડ્યાં અને

હું કુતૂહલવશ જોઈ રહ્યો. ઝાંખરાંની આડચ ખસી જતાં જણાયું કે એ કેવળ બખોલ નહોતી, પરન્તુ પગથિયાંના ચોતરાની નીચે બાંધેલું સાંકડું નીચું દ્વાર હતું, જે અર્ધું પડી ગએલું હતું અને દ્વાર તે નીચેના પોલાણ તરફ જવા માટેના માર્ગ પરનું હતું. મણિભાઈએ કહ્યું: “ તમારી ટોર્ચ લાવો તો.”

એ વિજળીક ટોર્ચ વડે મણિભાઈએ અંદર પ્રકાશ ફેંક્યો. ખરેખર એ એક લાંબો–ઊંડો માર્ગ જ હતો અને તે પત્થર ચૂનાથી બાંધેલો પણ દેખાતો હતો. મણિભાઈ બોલ્યા: “ ખરેખર, અહીં ભોંયરું જ છે અને તેમાં પેસવાનો આ માર્ગ જ હોવો જોઈએ.”

મેં પૂછ્યું: “ અહીં ભોંયરું હોવા સંબંધે પાટણમાં કાંઈ લોકકથા કે કિંવદન્તી પ્રચલિત છે ખરી ?”

“ ના, અહીં ભોંયરું હોવાનું કોઈ જાણતું નથી અને મેં સાંભળ્યું પણ નથી.”

અમારા બેઉના મનમાં કુતૂહલ જાગ્યું, અને અમે થોડી વાર વિચાર કરતા ઊભા. મણિભાઈ બોલ્યા: “ આપણે અંદર જઈને જોઈએ તો ખરા, કેવડુંક ઊંડું ભોંયરું છે, ક્યાંસુધી જાય છે. ”

મેં કહ્યું: “ એમાં જોખમ રહેલું છે. ભોંયરામાં બંધિયાર ઝેરી હવા ભરાઈ રહેલી હોય, અથવાતો કોઈ ઝેરી કે જંગલી જાનવર પણ હોય. એમ અંદર પેસવાનું સાહસ ન થાય.”

એ ભય સ્વાભાવિક હતો એમ મણિભાઈને લાગ્યું અને અમે ફરતા ફરતા પાછા સ્વસ્થાને ગયા. પણ મણિભાઈને કે મને ચેન પડ્યું નહિ. એ ભોંયરા સંબંધે અમારા મનમાં જાગેલું કુતૂહલ સંતોષવાનો માર્ગ અમે શોધવા લાગ્યા.

મેં કહ્યું : “ મણિભાઈ! પહેલાં તો એ બખોલ જેવું દ્વાર આખું ખોદીને ખુલ્લું કરવું જોઈએ; તેમ કરવાથી અંદર વાયુ અને પ્રકાશ બેઉનો પ્રવેશ થશે અને તેથી ઝેરી હવા કે જંગલી જાનવરનો સંભવ ઓછો થઈ જશે. પછી શું કરવું તે એ દ્વાર ખુલ્લું થઈ ગયા પછી વિચારીશું.”

વરસાદની ઋતુ હતી એટલે રાજ્ય તરફથી થતું ખોદાણકામ બંધ હતું; તેથી તે અંગેના અમલદારના મનમાં પણ કુતૂહલ જાગ્રત કરીને તેના હાથ હેઠળના ખોદનારા મજૂરોને બોલાવીને એ કામ કરાવી શકાય તેમ નહોતું. એટલે મણિભાઈ બે ઓડને કોદાળી પાવડા સાથે બોલાવી લાવ્યા, અને સાંજને વખતે અમે ઓડને સાથે લઈને તે તરફ ઊપડયા. મેં કહ્યું: "આપણે જરા મોડા નીકળ્યા છીએ. અંધારું થતાં વાર લાગશે નહિ અને આપણું કામ કદાચ અધૂરું રહેશે."

મણિભાઈ બોલ્યા: "અંધારું થઈ જાય તો વધારે સારું. અમલદારની પરવાનગી વિના આપણે કામ કરવાનું છે એટલે અંધારું જ ઠીક છે, કોઈને ખબર તો ન પડે! અને જુઓ, તમારી એક ટોર્ચ છે અને હું મારી ટોર્ચ લેતો આવ્યો છું. આપણા કામ માટે અંધારું આપણને નડશે નહિ."

અમે ટેકરા પાસે પહોંચ્યા ત્યારે વાદળઘેરી સાંજનું અંધારું વ્યાપી ગયું હતું. અમે બતાવ્યું ત્યાં ઓડોએ ખોદવા માંડયું, અને પહેલાંની બખોલ પહોળી થઈને પત્થરનાં બારસાખવાળું દ્વાર ખુલ્લું થવા માંડયું. દ્વાર માત્ર બે ફીટ પહોળું હતું અને તે પૂરું ખોદાઈ રહ્યું ત્યારે તેની ઊંચાઈ પાંચેક ફીટ જેટલી જણાઈ.

પણ અમે ટોર્ચના પ્રકાશમાં જોયું કે એ દ્વારથી પંદર–વીસ ફીટ જેટલે આઘે ઊંડાણમાં ભોંયરાના માર્ગ પરની છત તૂટી પડવાથી પત્થર–માટી–ચૂનાનો મોટો ઢગ, આગળ દૃષ્ટિપાત કરવાના માર્ગને રોકીને ઊભો હતો.

"આજે આટલું કામ પૂરતું છે." મેં કહ્યું: "માર્ગ મોકળો તો થયો છે અને હવાની આવજાથી તે નિરુપદ્રવ પણ બની જશે; કાલે આગળ વાત."

પહોર રાત વીત્યે અમે શહેરમાં પાછા ફર્યા. પેલો ઢગલો ખસેડયા વિના અમારું કુતૂહલ, હવે તો અમારામાં જાગેલો સંશોધન-રસ શાંત થાય તેમ નહોતું.

મોડી રાત્રે ખૂબ વરસાદ પડ્યો.

બીજે દિવસે બપોરે હું અને મણિભાઇ ત્યાં પાછા જઇ પહોંચ્યા. વરસાદનું પાણી થોડું અંદર જઇને શોષાઇ ગયું હતું અને ભોંય લપસણી બની ગઈ હતી. પ્રકાશ પહેલાં કરતાં વધુ દાખલ થયો હતો એટલે અમે અંદર પેઠા. ચોમેર ભેજ ગંધાઈ રહ્યો હતો. ઢગલો માર્ગ રોકીને ઊભો હતો તેની પેલી મેર શું હશે? આખું ભોંયરું તૂટીને ઢગલો થઇ પડ્યું હશે? ભોંયરું અણતૂટ્યું હોય તો તેની અંદર કાંઇ જોવા જેવું હશે?

"સાંજે આ ઢગલો તો ખસેડાવીએ, પછી વાત." એવો નિશ્ચય કરીને અમે બહાર નીકળ્યા.

ગઇ કાલ કરતાં વહેલા અમે સાંજે બેઉ ઓડને લઇને ગયા. ભોંયરાની અંદર ખોદવાનું હતું એટલે અમારી તરફ કોઇનું ધ્યાન આકર્ષાય તેમ નહોતું. ઢગલાનાં માટી–પત્થર બહાર કાઢવાની જરૂર પણ નહોતી.

બે કલાકના ખોદકામ પછી આગળ જવાનો માર્ગ થયો અને ત્યાંથી આગળ માર્ગમાં કાંઇ ભાંગતૂટ થઈ નથી એમ દેખાઇ આવ્યું. ટોર્ચનો પ્રકાશ ઊંડે ઊંડે જતો હતો પણ ભોંયરાના છેડાનું દર્શન કરાવતો નહોતો. મણિભાઇએ ટોર્ચનો પ્રકાશ ફેંકીને એક ઓડને સૂચવ્યું: "માધીઆ! જરા આગળ જા જોઇએ!"

"ના, બાઇશાબ! મરી જવું નથી!" કહેતો માધીઓ કોદાળીના હાથા પર ટેકો દેતો ઊભો થઇ રહ્યો.

સાંજ પડી ગઈ હતી એટલે તે દિવસે અમે અંદર તપાસ કર્યા વિના જ પાછા ફર્યા, અને ઓડને દસ દસ રૂપિયા તેમના મહેનતાણાના આપી રાજી કર્યા.

ત્રીજે દિવસે આકાશ ખુલી ગયું અને તડકો પડ્યો એટલે બપોરે જ અમે પાછા ત્યાં જઇ પહોંચ્યા. ખુલ્લા કરેલા દ્વારમાં માત્ર બે–ત્રણ ફીટ જેટલો તડકો પ્રવેશતો હતો, અને તેની પ્રભામાં વિના ટોર્ચે કેટલોક માર્ગ દેખી શકાતો હતો.

ખસેડેલા ઢગલામાંથી કાઢેલા સાંકડા માર્ગે અમે ટોર્ચનો પ્રકાશ ફેંકતા ચાલવા લાગ્યા. ઢગલો ઓળંગીને આગળ ચાલતાં અંધકાર ગાઢ થતો હતો. માર્ગને છેડે એક ચતુષ્કોણ ખંડ જોવામાં આવ્યો અને તેની વચ્ચે જઇને અમે ઊભા. ત્યાં ભેજની ગંધ સિવાય બીજો કશો ઉપદ્રવ નહોતો.

પ્રકાશમાં અમે જોયું કે એ ખંડ દોઢસોએક ચોરસ ફીટથી વધુ મોટો નહોતો. તેની ચારે બાજુએ પત્થરની દિવાલો હતી અને બાજુની એક દિવાલમાં નાનું દ્વાર હતું, જેનાં લાકડાનાં બારણાંનો ઉધાઇ કે બીજી જીવાતે ભૂકો કરી નાંખ્યો હતો. એ બારણા વાટે ચડવાનાં પત્થરનાં સાંકડાં આઠ–દસ પગથિયાં હતાં, પણ પગથિયાં ચડીને સામે છેડે નીકળવાનો કશો માર્ગ નહોતો દેખાતો. કદાચ તે એકાદ મોટા પત્થરથી કે ચણતરકામથી બંધ કરી નાંખેલો હશે; એટલે અમે એ પગથિયાં ચડ્યા નહિ અને માત્ર એ ચતુષ્કોણ ખંડમાં જ નજર કરતા ઊભા.

ભોંય પર ચૂના–માટીના પોપડા અને ધૂળના થર હતા. લાકડાનું એક ચોરસ પાટિયું ધૂળમાં દટાયલું દેખાયું તેને મેં ઠેબું માર્યું તો તે જૂના વખતનો નાનો બાજઠ હશે એમ લાગ્યું. મેં તે ઊંચકીને જોયો, તેના લાકડાના ત્રણ પાયા સડી ગએલા હતા, અને એક પાયો ઠીક ઠીક વળગી રહેલો હતો. બાજઠની કિનારી બધી બાજુએથી ખવાઈ ગએલી હતી.

એક દિવાલની પાસે ગોળ લાંબા લાકડાના કકડા જેવું કાંઈ હતું, તેને મેં ઠેબું માર્યું. ઠેબું મારતાંની સાથે તે ભાંગી ગયું ! હાથ લગાડીને જોતાં જણાયું કે તે લાકડું નહોતું, પણ ગોળ વીંટાળેલી વાંસની ચીપોની સાદડી હતી. તેને અમે ઉખેળવા માંડતાં જ તે ભાંગીને ભૂકો થઈ જવા લાગી.

ત્યાં પાટલો અને સાદડી જોતાં અને ફૂટેલી કાળી ગાગરનાં ઠીકરાં એક ખૂણામાં પડેલાં નજરે આવતાં અમે અનુમાન કર્યું કે સેંકડો વર્ષો પૂર્વે અહીં કોઈ મનુષ્યનો નિવાસ હોવો જોઇએ. ત્યાં

પડેલો કચરો અને ધૂળ પણ બારીકીથી તપાસવાં જોઈએ એમ અમને લાગ્યું. એક માટી વીંટચો ઈંટાળો મેં ઉપાડચો અને તેને ફેરવી ફેરવીને જોયો, તો તે ખરેખર ઈંટાળો નહોતો; માટીના પોપડા ઉખેડી નાંખતાં અંદરથી માટીનો ખડીઓ નીકળ્યો ! ખડીઆમાં માટી પુરાઈ ગઈ હતી, પરંતુ તેની સાથે પ્રાચીન કાળની કાળી શાહીના પોપડા પણ હશે, એમ વિચારતો હું એ ખડીઆને હાથમાં ફેરવી ફેરવીને તેનો વિલક્ષણ આકાર જોતો હતો.

એ વખતે મણિભાઈ નીચે બેસીને એવો જ માટી વીંટચો એક લંબચોરસ અને લાંબો લાકડાનો કકડો હાથમાં લઈને જોતા હતા. મેં પૂછ્યું: "એ શું છે ?"

"મેં લાકડાનો કકડો ધાર્યો'તો, પણ તે લાકડું નથી, વજનમાં હલકી કોઈ વસ્તુ છે." તે પરના માટીના પોપડા ઉખેડતા તે બોલ્યા.

માટી ભૂખડી જતાં માલૂમ પડ્યું કે તે કપડામાં વીંટેલી એક પોથી હતી ! કપડું એટલું સડી ગયું હતું કે તે જાળવી જાળવીને ઉખાડતાં પણ તેના ટુકડા થઈ જતા હતા અને તાડપત્રની કિનારીઓ કપડાને વળગીને તૂટી પડી ભૂકો થઈ જતી હતી. તે કપડે વીંટાળેલાં લાંબાં–સાંકડાં પાનાંનો ગટ્ટો હતો, પોથી પણ નહોતી ! તે પાનાં દોરીથી બાંધેલાંય નહોતાં. પુસ્તકના બાંધણનું કપડું સમચોરસ અને દોરી સીવેલું હોય, પણ આ તો કોઈએ પોતાના ઉપરણાનો છેડો ફાડીને તેમાં એ પાનાં બાંધ્યાં હોય અને વર્ષો વીતી જતાં તે ઉપર માટીના થર જામી ગયા હોય એવો એક ગટ્ટો એ હતો.

મેં કહ્યું: "મણિભાઈ ! એને હવે અહીં ચૂંથવાનું રહેવા દો. જરૂર તે કોઈ હસ્તલિખિત પુસ્તકની પોથી છે. તેને ઘેર જઈને આપણે જાળવીને જોઈશું."

ત્યાં પડેલા બીજા કચરાને અમે સારી પેઠે વીંખીને જોયો, પણ કાંઈ બીજી વસ્તુ હાથ લાગી નહિ. પેલો ખડીઓ અને એ પોથી એ બે વાનાં લઈને અમે બહાર નીકળી ગુપચુપ ઘેર આવ્યા.

અમારા સંશોધનની વાત કોઈને કહેવા જેવી નહોતી કે અમે

મેળવેલી વસ્તુઓ કોઇને બતાવવા જેવી નહોતી, કારણકે રાજ્યની પરવાનગી વિના અમે એ બધું કર્યું હતું, અને તે માટે રાજ્ય અમને કદાચ અપરાધી ન લેખે તોપણ અમારી પાસેની વસ્તુઓ તો જરૂર જપ્ત કરી લે. અમે બેઉ ઇતિહાસરસિક હતા અને એવી વસ્તુઓ ગુમાવવા ઇચ્છતા નહોતા.

ઘેર આવીને અમે પોથીનાં પાનાં છૂટાં કરવા માંડ્યાં તો જણાયું કે અપભ્રંશ ભાષામાં પ્રાચીન કાળમાં તાડપત્ર પર લખાયલું તે એક પુસ્તક જ હતું. અક્ષરો કાંઈ સુંદર કે મરોડદાર નહોતા, છતાં વાંચી શકાય તેવા શુદ્ધ હતા. પત્રોની કિનારીઓ તૂટી જવાથી કેટલાક અક્ષરો ખંડિત થયા હતા, છતાં લેખનને બંધ બેસાડી શકાય તેમ હતું.

પ્રારંભનું અર્ધું પત્ર વાંચતાં જ હું ઉલ્લાસભેર બોલી ઊઠ્યો: "મણિભાઇ! જુઓ, આ તો સાતસો વર્ષ ઉપરાંતનો જૂનો ગ્રંથ છે અને લખનાર પોતાની આત્મકથા કહેવા ઇચ્છતો હોય એમ જણાય છે." મેં એ પત્ર મણિભાઇના હાથમાં આપીને પછી તેનું છેલ્લું પત્ર જોયું તો તે તદ્દન કોરું હતું, ઉપરનાં બીજાં પંદર વીસ પત્રો પણ કોરાં જણાયાં અને પછી છેલ્લું લખેલું પત્ર શોધીને તે ઉપર દૃષ્ટિપાત કરતાં મને નિરાશાએ ઘેર્યો. મેં નિઃશ્વાસ નાંખીને કહ્યું: "પણ મણિભાઈ! ગ્રંથ અધૂરો છે."

મણિભાઈ પહેલા પત્રના લખાણને બંધ બેસાડવા મથતા હતા. તેમણે પૂછ્યું: "પણ ઇતિહાસમાં કોઈ જયંતસિંહ સોલંકી થઈ ગયો છે ખરો?"

મેં તત્કાળ કહ્યું: "હા, હા, ભીમદેવ બીજાના સમયમાં એક જયંતસિંહ સોલંકી નામનો સરદાર હતો......"

"ત્યારે તેણે જ આ પુસ્તક લખ્યું છે એમાં શંકા નથી." ક્ષણવાર રહીને તેમણે કહ્યું: "અને પુસ્તક અધૂરું રહ્યું હોય તો તે પૂરું કરવા અહીં રહ્યો કે જીવ્યો નહિ હોય એમ માની લેવાનું."

"હા, એમ પણ હોય. અત્યારે આપણને નથી સમજાતું તે કદાચ પુસ્તક પૂરું વાંચ્યા પછી સમજાશે."

"તમે તે લઈ જાઓ; તમે લેખક છો, મારે તે કામનું નથી... કદાચ પાટણમાં ભવિષ્યમાં સંગ્રહસ્થાન સ્થપાય તો તેમાં તે રાખવા જેવું ખરું, પરંતુ અત્યારે તો તે તમને જ ઉપયોગનું છે."

પુસ્તક લઈને હું અમદાવાદ પાછો ફર્યો. ઉત્સાહભેર મેં રોજ તેનાં થોડાં થોડાં પાનાં વાંચીને બંધ બેસાડવા માંડયાં અને મને લાગ્યું કે આ આત્મકથા અંધારે ડૂબેલા ગુજરાતના ઇતિહાસના જ એક પૃષ્ઠરૂપ છે, એટલે મેં તેનો અનુવાદ કરવા માંડયો.

પ્રસ્તુત અપભ્રંશ ભાષાના પુસ્તકનો જ અનુવાદ આ કથા છે. અનુવાદ કરવામાં તજ્જ્ઞ મિત્રોની સહાય લીધી છે અને ભાષા મૂળના ભાવને જાળવી રાખીને બને તેટલા પ્રમાણમાં સરળ, સુગમ્ય તથા આધુનિક શૈલીની રાખી છે. મૂળ ઉપર પ્રકાશ પાડતી પાદટીપો કોઇ કોઇ સ્થળે મેં આપી છે તે મારી પોતાની છે અને મૂળ ગ્રંથનું કથન વાચકને માટે તેથી વધુ સ્પષ્ટ બનશે એમ સમજીને તે આપી છે.

હવે મૂળ કથાનો પ્રારંભ કરું છું.



# ઉલ્લાસ પહેલો*

## (૧)

†सिरि विंझवासिणिहे देविहे णमोणमो ॥ हे देवि तुँहुँ मज्झ सिरह उप्पिरि सया अहिट्ठिय । तुज्झ छत्तछायहिँ हउँ जयंतसीहु सोलंकिउ रत्तिदियहु वसउँ । मज्झ अरियहिँ अवमाणिउ य मत्तु त्ति गणिउ य हउँ तुज्झ मंदिरभूँइहरइँ घल्लिउ । ते मइँ मारिसहिँ त्ति णत्थि तहाँ संक । एवँइ वि मइँ तुज्झ सरणु संपडिउँ त्ति मज्झु सुभग्गु । जा मायहे संणिज्झु पुत्तह सया आसासणदायउँ होइ ता हे माय तुज्झ अलोइय आसासण–वसिण हउँ जीवणह सेस दियहडा लहउँ । अहुणा लोगहुँ अण्णायु सहंतउ हउँ मज्झु कहाणउँ कहिय तुज्झ णायु मग्गउँ...‡ હે ચંડસ્વરૂપિણી! મારી કથનીમાં હું જરાએ અસત્ય નહિ કહું; તારા ચરણમાં મારું માથું છે અને તારા કરમાં તીક્ષ્ણ કૃપાણ છે; મારી લેખણ જરા પણ અસત્ય લખતી તું તારાં દિવ્ય ચક્ષુઓથી જુએ, તે ક્ષણે જ તું એ કૃપાણથી મારું મસ્તક છેદી નાંખજે! શત્રુએ મોકલેલા મારા મારા જરાએ અપરાધ વિના પોતાની તલવાર મારા

---

* મૂળ કથામાં આવા ઉલ્લાસ, ખંડ, પ્રકરણ કે પૅરેગ્રાફ કશું નથી. વાચકની સગવડ માટે અનુવાદક–સંપાદક તરીકે મેં કથાના ખંડો, ઉલ્લાસ અને કંડિકાને નામે, પાડ્યા છે.

† [ અનુવાદ ] શ્રી વિંધ્યવાસિની દેવીને નમોનમઃ । હે દેવિ! તું મારા શિર પર સદા વિરાજે છે. તારી છત્રછાયામાં હું જયંતસિંહ સોલંકી રાતદિવસ રહ્યા કરું છું. મારા શત્રુઓએ મને અપમાનીને અને ઘેલો ગણીને તારા મંદિરના ભોંયરામાં પૂર્યો છે. તેઓ મારો ઘાત કરવાના છે એમાં હવે શંકા રહી નથી. પરંતુ એ રીતે પણ તારું શરણ મને સાંપડ્યું છે એટલું મારું સદ્‌ભાગ્ય છે. માતાનું સાંનિધ્ય પુત્રને સદા આશ્વાસનદાયક બને છે, એટલે, હે માતા! તારા અલૌકિક આશ્વાસનની હૂંફમાં હું જીવનના જે થોડા દિવસ અવશેષ રહ્યા છે તે પૂરા કરી રહ્યો છું. એ વખતે લોકોથી અન્યાય સહેતો હું મારી કથની કહીને તારી પાસેથી જ ન્યાય યાચું છું.....

‡ અહીંથી આગળ કથા મૂળભાષામાં ન આપતાં એકલા ગુજરાતી અનુવાદમાં જ આપું છું.

ગળા પર ફેરવે, તેને બદલે અસત્યકથનના અપરાધને કારણે હું તારા કૃપાણુથી જ મસ્તકરહિત થઇ આ ભોંયરામાં જ મરી–સડી જઉં તે જ વધારે ન્યાય્ય છે.

મારી કથની હું લખું છું તે એટલા માટે નહિ કે તું તે વાંચીને મને અત્યારે જ ન્યાય આપે અને આ તુરંગમાંથી મુક્ત કરે. હે જગન્માતા ! તું તો ત્રણે લોકને હસ્તામલકવત્ દેખનારી દિવ્ય દૃષ્ટિવાળી છે; તારાથી શું અજાણ્યું છે? પણ હું જ્યારે આ જગતમાં ન હોઉં, જ્યારે મારા રક્તનાં બિંદુઓ તારા મંદિર ફરતા લહેરાઈ રહેલા સહસ્રલિંગના જળમાં ભળી ગયાં હોય કે મારા દેહની ભસ્મના કણેકણને વાયુએ વિખેરી નાંખ્યા હોય, કિંવા જ્યારે કોઇના સ્મૃતિપટમાં પણ મારું સ્થાન રહ્યું ન હોય, ત્યારે મારી આ કથની મારા શત્રુઓને કે સ્વજનોને, તેમના અનુગામીઓને કે વંશજોને વાંચવાની તું પ્રેરણા કરજે, અને પછી એ વાંચીને તેઓ મને જે ન્યાય આપશે તે તેં આપેલો જ ન્યાય હશે અને ત્યારે મારી મુક્તિ થશે. તેટલા માટે જ હું આ કથનીને હૃદયમાંથી પત્ર પર અંકિત કરું છું. જ્યાંસુધી મને ન્યાય નહિ મળે ત્યાંસુધી ઇહિલોકમાં દુર્ગતિ ભોગવી રહેલો હું પરલોકમાં પણ દુર્ગતિને વશ રહીને ભ્રમ્યા કરીશ. યુગેયુગે જગતમાં જન્મતી વિધવિધ પ્રકારની દુષ્ટતાને વિદારનારી હે શક્તિ ! તારા ઉપાસકની એ દુર્ગતિ તારી કીર્તિનો પણ ધ્વંસ કરનારી ન બને એટલું જોજે !

(૨)

આ ગુર્જર દેશમાં જ મારા પૂર્વજો વસતા હતા. મારા પ્રપિતામહ કૃષ્ણદેવ એક વાર નાડોલના દંડનાયક હતા તેથી તે કૃષ્ણદેવ નાડોલા કહેવાતા. મહારાજ સિદ્ધરાજે પછીથી તેમને પોતાના મંડલેશ્વર બનાવી મોઢેરક મંડલનું સ્વામિત્વ સોંપ્યું હતું. દધિસ્થળીના મહામંડલેશ્વર ત્રિભુવનપાળનાં પુત્રી પ્રેમલદેવીને એ પરણેલા. કૃષ્ણદેવ શૂરવીર અને પ્રતાપી હતા. મહારાજ સિદ્ધરાજના અધિકારીગણ અને સેવકગણમાં તેમનું સારું સંમાન હતું.

સિદ્ધરાજદેવ જ્યારે મૃત્યુ પામ્યા, ત્યારે પાટણની રાજગાદી પર મહારાજ કુમારપાળને સ્થાપનાર એ કૃષ્ણદેવ જ હતા. સિદ્ધરાજદેવ અપુત્ર હતા અને પાટણની ગાદી પર ત્રિભુવનપાળના પુત્રોનો વંશાનુક્રમે અધિકાર હતો. ત્રિભુવનપાળના ત્રણ પુત્રો હતા : મહીપાળ, કીર્તિપાળ, અને કુમારપાળ, તેમાંથી કૃષ્ણદેવે પોતાના ચાતુર્ય અને દીર્ઘ દષ્ટિથી સૌથી નાના કુમારપાળને જ પાટણની ગાદીએ બેસાડયા.

અહોહો ! સિદ્ધરાજદેવના અધિકાર હેઠળનો ગુર્જર દેશ કેટલો વિશાળ હતો ! ઉત્તરે સપાદલક્ષ અને સાંભર સુધી, પૂર્વે ચિત્તોડ, ભીલસા અને ધારા સુધી, દક્ષિણે લાટની ય પેલે પાર દમણગંગા સુધી અને પશ્ચિમે સૌરાષ્ટ્રનો સાગરકાંઠો, દ્વારકાનગરી, કચ્છનો કંથાદુર્ગ અને સિંધુપ્રદેશના દેવલ બંદર સુધી ગુર્જરેશ્વરની હાક વાગતી. એવડા મોટા સામ્રાજ્યના અધિપતિને પદે દુર્બળ રાજા ન જોઇએ, વંશાનુક્રમે અધિકાર હોય તોપણ તેની ગણતરી કર્યા વિના સુયોગ્ય અને પ્રતાપી પુરુષને જ પ્રજાના રક્ષણકર્તા તરીકે સ્થાપવો જોઈએ, એમ સમજીને જ કૃષ્ણદેવે કુમારપાળને પાટણપતિ બનાવ્યા હતા.

અને તે સમયના પાટણની શી વાત ! પાટણ એ ગુર્જર દેશનું જ પાટનગર નહોતું પરન્તુ પશ્ચિમ ભારતના વાણિજ્યનું અને સંસ્કારનું કેન્દ્ર હતું, પંડિતોનું પરમ ધામ હતું, આસ્તિકોનું યાત્રાસ્થાન હતું, પરદેશીઓને મન કૌતુકસ્થળ હતું, અને લક્ષ્મી તથા સરસ્વતીના તેની ઉપર ચારે હાથ હતા. એવા પાટણના રાજાધિરાજ તો એવા હોય કે જે સમગ્ર ગુર્જર દેશ ઉપર સૂર્યની પેઠે તપે, તપીને બાળે નહિ પણ વૃષ્ટિ કરે, વૃષ્ટિથી ડુબાડે નહિ પણ ગુર્જરધરાને પરિપ્લાવિત કરીને શ્રી–સરસ્વતીના નવાંકુરોથી છાઈ દે. મહારાજ કુમારપાળમાં એવા કર્તૃત્વશીલ રાજવી તરીકેની શક્તિ મારા વડદાદાએ જોઈને કુમારપાળને તેમના બીજા મોટા ભાઈઓને બદલે પસંદ કર્યા હતા. સુવર્ણના સિંહાસન ઉપર રત્નજડિત મુકુટ પહેરીને શોભે તેવું પૂતળું પાટણને જોઈતું નથી, તેવા પૂતળાથી સિદ્ધરાજ જયસિંહના પાટણનું કલ્યાણ કે સંરક્ષણ થઇ શકવાનું નથી એમ તે બરાબર સમજતા હતા.

સૈનિકો, સામંતો, મંત્રીઓ, અમાત્યો અને મંડલેશ્વરોને પણ

પોતાના પ્રતાપ વડે અંકુશમાં રાખીને કૃષ્ણદેવ કુમારપાળને ગુર્જરેશ્વર બનાવી શકયા એ પરાક્રમ અભિમાન ઊપજાવે તેવું હતું. વીર પુરુષને પોતાના વીરત્વનું–પરાક્રમનું અભિમાન તો હોય, છતાં એ અભિમાનની પણ કાંઇક મર્યાદા હોવી જોઇએ. પરન્તુ એ અભિમાને પાળ તોડવા માંડી. કૃષ્ણદેવ કુમારપાળને વારેવારે દબાવવા લાગ્યા, તેમની હીણી પૂર્વસ્થિતિ સંભારી આપવા લાગ્યા, અને એ અપમાન કુમારપાળને સાલવા લાગ્યું. બે–ત્રણ વાર કુમારપાળ મહારાજે પોતાના એ બનેવીને એકાંતમાં કહ્યું પણ ખરું કે 'કૃષ્ણદેવજી! મારી આગલી સ્થિતિની વાતો તમે મને વારેવારે સંભળાવો છો તે મને ગમતું નથી હોં!' પરન્તુ મહારાજની એ વાતને કૃષ્ણદેવે ગણકારી નહિ. કુમારપાળની ઉપર સિદ્ધરાજ મહારાજની અકૃપા હતી તેથી તેમને કોઈ આશ્રય આપતું નહોતું, તે ઠેર ઠેર ભટકતા હતા અને ભીખ માંગીને ભોજન કરતા હતા, એ સ્થિતિમાં પોતે તેમનો હાથ પકડ્યો છે અને ગુર્જરેશ્વર બનાવ્યા છે, એ પ્રકારનો ગર્વ કૃષ્ણદેવને કોઇ રીતે છોડી શકતો નહોતો. એ ગર્વરૂપી સર્પ કૃષ્ણદેવના વિનયને ગળી જઇને વારે વારે ફુંફાડા માર્યા કરતો હતો અને તેમાંથી ઊડતા વિષકણ કુમારપાળને દઝાડતા હતા.

પરિણામ બૂરું આવ્યું. કુમારપાળ મહારાજ ખૂબ ચિડાઇ ગયા. એક વાર જ્યારે કૃષ્ણદેવ રાજમહેલમાં હતા ત્યારે કુમારપાળ મહારાજના છૂપા સંકેતથી પ્રેરાએલા ચાર મલ્લોએ કૃષ્ણદેવને પકડીને ખૂબ ગૂડ્યા. એ મૂઢ મારથી કૃષ્ણદેવના શરીરનાં હાડકાં–પાંસળાં વીંખાઇ–પીંખાઈ ગયાં અને તે અપંગ બની ગયા. પોતાના સગા ભાઇએ પોતાના પતિની આ દશા કરી એ જોઇને પ્રેમલદેવીને ભાઇ ઉપર બહુ રોષ ચડ્યો, પણ તેમના મનમાં ઊંડી ધાક પેસી ગઇ હતી, એટલે તે ભાઇ પાસે જઇને કશો ઊભરો કાઢી શક્યાં નહિ; માત્ર પોતાના અપંગ પતિને અને બાળકોને લઇને તે પાટણમાંથી ચાલી નીકળીને મોઢેરકમાં જઈ રહ્યાં.

(૩)

મોઢેરકમાં થોડા વખતમાં કૃષ્ણદેવનું મૃત્યુ થયું અને કૃષ્ણદેવના

પુત્ર અર્જુનદેવ મંડલેશ્વર થયા. તેમની વૃદ્ધાવસ્થામાં તેમને કુમારપાળ પછીના ગુર્જરેશ્વર અજયપાળે બહુ હેરાન કર્યા. કુમારપાળ પ્રત્યે અજયપાળે ખૂબ દ્વેષ કેળવ્યો હતો. પોતાના *પિતાને બદલે પોતાના કાકા કુમારપાળે પાટણની ગાદી પચાવી પાડી હતી અને તેમાં કૃષ્ણદેવે મદદ કરી હતી તેથી અજયપાળનો રોષ મોઢેરકના મંડલેશ્વર પર ઊતર્યો હશે. અજયપાળે અર્જુનદેવ પાસેથી મોઢેરક મંડલ ખૂંચવી લીધું અને તેમને પાટણથી કેટલેક દૂર પાવાગઢનું ચાર–પાંચ ગામડાંનું નાનું મંડલ સોંપી ત્યાં ધકેલ્યા. અર્જુનદેવ વૃદ્ધ હતા, તેમના પુત્ર તે મારા પિતા લક્ષ્મણદેવ નાના હતા, એટલે તે કશું કરી શકયા નહિ; પરન્તુ લક્ષ્મણદેવ જ્યારે જુવાન થયા ત્યારે તેમણે પાટણની ગાદી સામે માથું ઊંચક્યું.

પહેલાં તો લક્ષ્મણદેવ વર્તમાન ગુર્જરેશ્વર મહારાજ ભીમદેવ પાસે ગયા, પોતાનું મોઢેરક મંડલ પાછું માગ્યું, પણ ભીમદેવે તે વાત લક્ષમાં લીધી નહિ; માત્ર એટલું જ કહ્યું કે ‘ તું પાટણમાં આવીને રહે અને હું તને સેનામાં બે હજાર અશ્વારોહી સેનાના નાયકની પદવી આપું.’ લક્ષ્મણદેવે કહ્યું: ‘બે હજાર અશ્વારોહી સેના તો મારા પાવાગઢના મંડલમાંથી હું કયાં એકઠી કરી શકું તેમ નથી કે હું પાટણમાં આવીને તમારી ચાકરી કરું ?’ ભીમદેવ મહારાજ તે વખતે ખૂબ સેના એકઠી કરવા ઇચ્છતા હતા. †સુરત્રાણ ખુસરુ ગુજરાત ઉપર ચડી આવતો હોવાના ભણકારા ચોમેર સંભળાતા હતા; એટલે ભીમદેવ મહારાજે કહ્યું: ‘તો તું ખુશીથી તારા સૈનિકોને લઇને પાટણ આવ, અને હું સુરત્રાણને પાછો કાઢું ત્યારપછી તને તારી સેવાના બદલામાં મોઢેરક પાછું આપીશ.’ એ વાત લક્ષ્મણદેવને રુચી.

પરન્તુ લક્ષ્મણદેવને યુદ્ધમાં પોતાનું પાણી બતાવવાની તક જ મળવા પામી નહિ. પોતે પાવાગઢથી સૈનિકો લઇને પાટણ આવ્યા

* કુમારપાળનો મોટો ભાઈ મહીપાલ.

† આ સુરત્રાણ ખુસરુ એ જ કે જેનું નામ ઇતિહાસમાં સુલતાન કુતુબુદ્દીન ઐબક તરીકે જાણીતું છે.

ખરા, છ માસ સુધી રહ્યા ખરા, ખુદ મોઢેરકના જ રક્ષણ માટેની સેનામાં લક્ષ્મણદેવને મહારાજે ગોઠવ્યા ય ખરા, પરન્તુ સુરત્રાણને આબુની ઘાટીમાં જ ધાર પરમારે રોકી પાડ્યો અને યુધ્ધ આપ્યું, એટલે સુરત્રાણ આગળ વધીને પાટણ સુધી આવી શક્યો નહિ. *

અને પછી ભીમદેવે લક્ષ્મણદેવને આપેલું વચન પાળ્યું નહિ. લક્ષ્મણદેવની સેના યુદ્ધમાં ઉપયોગી થઈ શકી નહિ, એ તો પાટણનું સદ્‌ભાગ્ય હતું, પણ એ વાત ભીમદેવના મસ્તિષ્કમાં ઊતરી નહિ. લક્ષ્મણદેવ નિરાશ થઇને પાવાગઢ પાછા આવ્યા, અને વિશ્વાસુ માણસોને એકઠા કરીને પાટણ સામે બહારવટું આરંભ્યું.

(૪)

એ સમયે મારી વય પાંચ–છ વરસની હશે. હું બાળક હતો એટલે તે સમયે મેં જે કાંઈ જોએલું અને સમજવામાં નહિ આવેલું તે પાછળથી મારા સમજવામાં આવેલું. રોજ રાત પડે એટલે મારા પિતા ઘોડે બેસીને ઘેરથી ચાલી નીકળે અને પરોઢમાં પાછા આવી જાય. બેએક મહિના સુધી તેમણે એ પ્રમાણે કર્યું. એવી રીતે તે બહારવટા માટે સાથીઓને એકઠા કરતા હતા અને જ્યારે તેમની ટોળી જામી ગઈ ત્યારે એક વાર ઘર છોડીને તે સદાને માટે ચાલી નીકળ્યા.

સૌથી પહેલાં તેમણે નાડોલથી પાટણ જતી એક બાઇને લૂંટેલી. એ બાઇ તે ભીમદેવનાં રાણી લીલાદેવીની માશી હતાં અને ભાણેજીને મળવાને પાટણ જતાં હતાં. રાણીની માશી એવાં તો લુંટાયાં કે શરીર પર પહેરેલાં કપડાં સિવાય વાલ સોનાની વાળી પણ રહેવા દીધેલી નહિ. તેથી ચોમેર હાહાકાર વર્તાઇ ગએલો. મારા પિતાએ ટોળી જમાવેલી એ વાત પહેલાં તો કોઇ જાણતું નહિ, પણ એ

---

* 'ધાર પરમાર' એ ભીમદેવનો મહામંડલેશ્વર આબુનો પરમાર ધારાવર્ષદેવ. તેણે કુતબુદ્દીનને યુદ્ધ આપેલું, અને અધલાખ સૈનિકોનો ભોગ આપેલો. એ રીતે પરમાર ધારાવર્ષદેવે આપેલા ભોગથી પાટણ કુતબુદ્દીનના હુમલામાંથી તે વખતે બચી ગએલું. [ સંવત ૧૨૫૪ ]

પહેલી લૂંટ થઇ એટલે બધાએ જાણ્યું અને લોકો ચોંકી ગયા. તે વખતે પાટણથી એક ઘરડા, થોભિયાંવાળા અને વાઘ જેવા દેખાતા નાયક અમારે ત્યાં આવેલા અને મારી માતાને ખૂબ ધમકાવી ગએલા એ મને આજે બરાબર સાંભરે છે. એ નાયકે પાવાગઢનો આખો પહાડ ચૂંથી નાંખ્યો પણ ક્યાંયથી એક્કે બહારવટિયો હાથ લાગ્યો નહિ અને તે પાછા પાટણ ગયા. તુરત જ મહારાજ ભીમદેવની આજ્ઞાથી અમારી એ નાની સરખી જાગીર પણ ઝુંટવાઈ ગઇ અને અમે એકાએક ગરીબ બની ગયાં.

બેએક મહિના ગયા અને ઝીંઝુવાડેથી પાટણ જતાં રાજભાગનાં ગાડાં લુંટાયાં.

દર બેત્રણ મહિને આવી રીતે મોટી લૂંટો થતી અને બહારવટિયા પકડાતા નહિ. પણ કેવી રીતે પકડાય? લૂંટનાં સ્થાનો ઉપરથી કોઇ કળી શકતું નહિ કે બહારવટિયાની ટોળી ક્યાં રહેતી હશે. ચારે દિશામાં એમનાં થાણાં જાણે વહેંચાઇ ગયાં હોય, ચોક્કસ બાતમીદારો ગોઠવીને રાજ્યનાં જ માલમિલકત લૂંટવાનું જાણે પણ લઇને નીકળ્યા હોય, અને જો ફવાય તેમ હોય તો જ છાપો મારવાની તક સાધવી અને નહિતો જવા દેવી એમ ચતુરાઇથી તથા લાંબી નજરથી તેઓ વર્તતા હોય, એવું થોડી લૂંટો પછી તો બધા લોકો સમજી ગયા હતા. આથી લોકોને બહારવટિયાનો કશો ભય લાગતો નહિ. ત્રણ–ચાર માસ સુધી કશો બનાવ બનતો નહિ એટલે ભીમદેવ મહારાજને કાંઇક નિરાંત વળતી, પરન્તુ વળી પાછી એકાદ લૂંટ થતી કે તુરત તે અસ્વસ્થ થઇ જતા, સૈનિકોને ચોમેર દોડાવતા, સૈનિકો કંઇ કંઇ શકદારોને પકડીને પાટણમાં લાવતા અને છેવટે તેઓ નિરપરાધી માલૂમ પડતાં તેમને છોડી મૂકતા. તેવા કોઇ કોઇને છોડી મૂક્યા પછી લોકોમાં બોલાતું કે 'પેલો ભરવાડ હતોને, તે જ સ્વયં લક્ષ્મણદેવ હતો, પણ એણે વેશ પાકી રીતે બદલાવેલો એટલે મહારાજ ભીમદેવ પણ તેને ઓળખી શક્યા નહિ.'

કોઈ કોઇ વટેમાર્ગુઓને કોઇ વાર બહારવટિયાનો ભેટો થઇ જતો ખરો, પરન્તુ તેઓ એ વિષેની ખબર પાટણના કોટવાળને

પહોંચાડતા નહિ, તેનાં બે કારણો હતાં. એક તો લક્ષ્મણદેવ પોતાની લૂંટમાંથી જે કાંઇ મળતું તેમાંનો એક ભાગ પોતાના સાથીઓને વહેંચી દેતા અને બીજો ભાગ ગરીબોને, ભટકતા બાવા–કાપડીને કે અપંગ–નિરાધારને વહેંચી દેતા, તેથી તેમનું બહારવટું ધરમી લેખાતું. બીજું કારણ એ હતું કે લક્ષ્મણદેવની એવી ઘોષણા હતી કે જે કોઇ પોતાના સંબંધમાં રાજ્યને કાંઈ બાતમી પહોંચાડશે તેને લક્ષ્મણદેવ જીવતો રહેવા દેશે નહિ. આ ઘોષણાનો ભંગ કરવાની હામ કોઈ ભીડતું નહિ. એમનું બહારવટું નભ્યે જતું, અને વર્ષ પછી વર્ષ વીત્યે જતાં.

બહારવટે ચડ્યા પછી કોઈ વાર પિતાજીએ ઘેર પગ મૂક્યો નહિ. જતી વખતે તે મારી માતાને કહી ગએલા કે 'મોઢેરક પાછું હાથ કરીશ ત્યારે ઘેર આવીશ.' પણ લૂંટફાટથી કાંઈ મોઢેરક પાછું હાથ આવે ખરું ?

હવે અમે માતા–પુત્ર ગરીબ બની ગયાં હતાં, પણ એ ગરીબાઈનું ભાન મને નહોતું. હું તો આખો દિવસ ઘરની બહાર ભટકતો, ભીલો અને તેમના છોકરાઓ સાથે પહાડમાં અને વગડામાં ઘૂમતો, તીર–કામઠાં બનાવતાં અને તીર છોડતાં શીખતો, શિકાર ખેલતો, અને કોઈક વાર રાત્રે પણ ઘેર આવવાની દરકાર રાખ્યા વિના ઝાડ હેઠળ કે ભીલના ઝુંપડામાં રહેતો તથા તેમનું આપેલું ખાઇને મોજ ઉડાવતો. કોઇ વાર હું ઘોડાને પાણી પાવાને મિષે ઘોડે બેસી પાધરને હવાડે જતો અને પાણી પાઈને ઘેર પાછા ફરવાને બદલે ઘોડાને ખૂબ તગડતો, ખેતરોમાં ભંજવાડ કરતો અને ગાઉના ગાઉ ફરી આવીને ઘેર પાછો આવતો. માતા મને મમતાભર્યો ઠપકો આપતી પણ હું તે મૂંગો મૂંગો સાંભળી રહેતો. ક્ષણભર મને માતા પ્રત્યે લાગણી થઇ આવતી, પણ થોડી વારમાં તે ઊડી જતી અને હું પાછો હતો તેવો ને તેવો જ બની જતો.

એક વાર મધરાતને વખતે એક માણસ અમારે ત્યાં આવેલો અને મારી માતાને એક પત્ર આપીને તુરત ચાલ્યો ગએલો. માતાને

વાંચતાં-લખતાં આવડતું નહિ અને હું આઠ-નવ વર્ષનો થયો હતો પણ એકડોય શીખ્યો નહોતો, એટલે પિતાજી તરફથી આવેલો પત્ર કોની પાસે વંચાવવો એની માતાને મૂંઝવણ થઇ પડી. પત્ર વાંચી આપનારો ભીમદેવ મહારાજ પાસે જઇને એમાંની કોઇ વાતની ચાડી ખાય તો અમારું આવી જ બને, એટલે બે ત્રણ દિવસ સુધી પત્ર વંચાયા વિનાનો જ પડી રહ્યો.

અમારા ઘરથી થોડે આઘે એક બ્રાહ્મણનું ખોરડું હતું. બ્રાહ્મણ વયે પ્રૌઢ હતો અને *મંડલી ગામમાં રહેતો હતો. તેની સ્ત્રી મૃત્યુ પામી હોવાથી તેની ઉત્તર ક્રિયા કરવાને તે પોતાના વતનના ગામમાં આવીને રહ્યો હતો. માતાને તેનો સીધો પરિચય નહિ, છતાં તેને સારો માણસ સમજીને તેની પાસે પેલો પત્ર વંચાવવા માટે તેને બોલાવી લાવવા મને માતાએ કહ્યું. હું ઘેરથી આશા ભટ્ટને બોલાવી લાવવા નીકળ્યો, પરંતુ તેમને ઘેર હું પહોંચ્યું તે પહેલાં માર્ગમાં મને ભાઇબંધો મળ્યા. હોળીના દિવસો નજીક આવતા હતા તેથી રોજ સાંજે ગામના પાધરમાં છોકરાઓ અને જુવાનો કાંઇ કાંઈ રમતો રમતા હતા. મારા ભાઇબંધો ઢાલ-લકડી લઇને અટાપટા ખેલવા જતા હતા, તેમને જોઇને હું તેમની સાથે રમવા ચાલ્યો ગયો અને આશા ભટ્ટને ત્યાં જવાનું ભૂલી ગયો.

વળતી સાંજના મધુરા તડકામાં ઊભેલી પહાડીની છાયા અમારી રમતના વિશાળ મેદાન ઉપર પથરાઈ રહી હતી. પહાડીના ઢોળાવ ઉપર છૂટાં છૂટાં વૃક્ષો હતાં, તેની હેઠળ રમત જોનારાઓ એકઠા થતા જતા હતા. કેટલાકો ગામમાંથી જોવા આવેલા તો કેટલાકો પહાડ પરથી ઊતરી આવેલા. જોનારા અને રમનારાઓનું ઝુંડ જોઇને કોઈ વટેમાર્ગુ પણ કુતૂહલવશ ત્યાં થોભી જતો.

નગારું વાગવા માંડયું અને બે જુવાનો એક હાથમાં ઢાલ અને બીજા હાથમાં ચામડે મઢેલા હાથાવાળી લકડી લઈ રમતમાં ઊતર્યા. નાચતા અને કૂદતા તેઓ એક બીજાની સામે ધસતા, વળી

* આ મંડલી ગામ તે હાલનું માંડલ.

પાછા હઠતા, દાવ સાધવાને વંકાતા ને ઘુમરીઓ ખાતા, પ્રહાર કરવાને નમતા ને ઠેકડો મારતા; એક હાથે બચાવ કરવો અને બીજે હાથે પ્રહાર કરવો એ બેઉ કાર્ય એકી સાથે કરવામાં તેઓ બેઉ સરખા સાવધાન હતા. એકનો પ્રહાર થતો અને જોનારાઓ 'રંગ છે !' ની બૂમ મારતા, બીજો લોંકી ખાઈ ને બચી જઈ સામો પ્રહાર કરતો કે 'વાહ વાહ' પોકારાતી; બીજી બાજુએ જેમ લડાઇ રંગમાં આવતી જતી હતી તેમ નગારા પર દાંડી વધારે જોરથી પડતી હતી, જોનારાઓનો રસ વધ્યે જતો હતો અને લડનારાને વધારે શૂર ચડતું હતું.

એક ઘડી સુધી એ લડાઈ ચાલી અને કોઈ એક બીજાને મહાત કરી શકે તેમ ન લાગ્યું. બેઉ સરખા ઊતર્યા એટલે નિયમ મુજબ નગારું વાગતું બંધ કરવામાં આવ્યું અને લડાઇ પણ બંધ થઇ.

પછી નાના છોકરાઓનો લડવાનો વારો આવ્યો. હું તૈયાર થઇને બહાર આવ્યો કે તુરત એક બ્રાહ્મણનો છોકરો જે મારાથી એક–બે વર્ષે મોટો હતો તે પણ બહાર આવ્યો. મેં તેને ઓળખ્યો નહિ પણ પછી મને ખબર પડી કે એ આશા ભટ્ટનો પુત્ર કેદાર હતો. લડાઈ શરૂ થતાં મને લાગ્યું કે કેદાર હોશિયાર લડવૈયો હતો. તે ઘા મારવામાં તો ખૂબ ચતુર હતો. મેં ત્રણ વાર તેના ઘા ઝીલી લીધા અને એટલી વારમાં તેની લડવાની રીત પિછાણી લીધી. ચોથી વાર તેની લકડી મારા કપાળ પર પડે તે પહેલાં મેં ઝડપભેર નમી જઇને તેની કમર પર એવી ઝડપથી ફટકો લગાવી દીધો કે તે ઢાલ ધરી શક્યો નહિ કે ભારે શરીરને લીધે લોંકા ખાઇ શક્યો નહિ. જોનારાઓમાંથી 'રંગ છે, રંગ છે'ના પોકાર સંભળાયા, નગારા પર દાંડી વધારે જોરથી પડવા લાગી, કેદાર જરા પાછો હઠ્યો અને નવો વ્યૂહ મનમાં કલ્પીને પાછો ધસ્યો. પરન્તુ હવે હું તેની લડવાની કળા જાણી ગયો હતો, એટલે બીજો ફટકો હું તેના કપાળ પર મારવામાં ફાવ્યો અને કેદાર કપાળ પર લોહીઆળ ઘા અને ઢીમણું લઇને સમરાંગણમાંથી ખસી ગયો.

"ચાલ જેતુ! મારી સામે આવી જા !" કહેતો એક રજપૂત છોકરો ઢાલ–લકડી લઇને આવ્યો.

મેં કહ્યું: "ના, હું થાકેલો છું."

"અરે, બહાદુરને વળી થાક લાગે ખરો?" ઝાડ હેઠળ થોભેલો એક ઘોડેસવાર વચ્ચે બોલ્યો.

મેં તેની સામે જોયું. મને તે અજાણ્યો લાગ્યો. તેના બોકાનીબંધ ચહેરાની વચ્ચે તગતગતી આંખોમાંથી જાણે ઉત્તેજનાનાં કિરણો પ્રકટતાં હતાં. તેના શબ્દો સાંભળીને મારું મ્હોં મલકી ગયું અને હું તત્ક્ષણ તૈયાર થઈ ગયો.

મારી સામે ઊતરેલો છોકરો કાંઇ નહિ તો ચૌદ–પંદર વર્ષનો હશે, પરન્તુ અમે બેઉ ઉંચાઇમાં લગભગ સરખા હતા, એથી જ હું થાકેલો હોવા છતાં તેની સામે ઊતરવાની હામ ભીડી શક્યો હતો.

નગારું વાગતું હતું. હું મારા કરતાં મોટી ઉંમરના છોકરા સાથે તુરતમાં જ બીજી વાર લડાઇમાં ઊતર્યો હતો, તેથી જોનારાઓનો મારી પ્રત્યે પક્ષપાત ઊતર્યો હતો અને તેઓ મારા ફટકા વખતે જ 'રંગ છે!' 'ખરો ભડ!' એવા ઉદ્‌ગારો વડે મને ઉત્તેજતા હતા. એ ઉત્તેજના મારા થાકને ઉડાડી મૂકતી હતી અને મને જાણે વધારે ચપળ બનાવતી હતી. અમે થોડી વાર તો સરખી રીતે ઝૂઝયા અને એક બીજાથી ગાંજ્યા ગયા નહિ, પણ સામાની દાવ સાધવાની રીત જાણી ગયા પછી મારી લકડીના એક જ ફટકાએ મેં તેના ડાબા પગના ઘૂંટણને બેવડી નાંખ્યો, એટલે લડાઈ પૂરી થઈ.

મને જીતેલો જોતાં જ પેલો ઘોડેસવાર એકદમ ઘોડા પરથી ઊતરી દોડી આવ્યો અને મને બેઉ હાથે ઊંચકી લઇને મારા ગાલ પર તેણે બચ્ચી લીધી; અને પછી મને નીચે મૂકીને તેણે મારા હાથમાં એક દડો આપતાં કહ્યું: "ઘેર લઈ જઇને એને ઉઘાડજે."

દડો વજનદાર હતો, તેમાં દ્રમ્મ ભરેલા હશે એમ મેં માન્યું અને એ ઈનામ આપનાર અજાણ્યો માણસ કોણ હશે તે જાણવાની મને ઈચ્છા થઈ, પણ હું એને કાંઈ પૂછું તે પહેલાં તો તે એકદમ પાછો ઘોડા પર ચડીને ઘોડો દોડાવી ગયો.

જોનારાઓ મને ઘેરી વળ્યા અને પૂછવા લાગ્યા: "એ માણસ કોણ હતો? એણે તને શું આપ્યું?"

મેં કહ્યું: "હું એને ઓળખતો નથી; તેણે મને આ દંડો આપ્યો છે, પણ તે ઘેર જઇને ઉઘાડવાનું કહ્યું છે."

(૫)

રાત પડી ગઇ હતી. બીજા છોકરાઓની સાથે સાથે હું ગામમાં આવ્યો. લડાઇમાં મેળવેલી જીતથી, મારા કરતાં મોટા છોકરાઓને હું ફટકારી શકયો હોવાથી મારું મન ઉત્સાહથી ફૂલ્યું સમાતું નહોતું; પરન્તુ જ્યાં હું આશા ભટ્ટના ઘર પાસે આવ્યો ત્યાં મને ફાળ પડી. માતાએ મને આશા ભટ્ટને બોલાવી લાવવા મોકલ્યો હતો અને હું તો રમવા ચાલ્યો ગયો હતો, હું વાંકમાં આવ્યો હતો, એટલે માતાનો ઠપકો અને માર બેઉ વેઠવાં પડશે એ વિચાર આવતાં હું નિરાશ થઇ ગયો.

મારા પગ ઘેર આવતાં જોરમાં ઊપડતા હતા તે હવે મંદ પડી ગયા. આટલો મોડો પણ હું આશા ભટ્ટને ઘેર તેડી જઉં તો એટલો ઓછો વાંકમાં આવું એ વિચાર આવ્યો ખરો, પરન્તુ કેદારના કપાળમાં મેં ઢીમણું ઊપસાવ્યું હતું તે મને યાદ આવ્યું અને ભટજીના ઊંબરામાં પગ મેલવાની મારી હિંમત ચાલી નહિ.

ઘરમાં પેસતાં જ મેં માતાનું રુદ્રાણી જેવું કોપાયમાન વદન જોયું એટલે મારી છાતી ધડક ધડક થવા લાગી. હું ધીરે પગે, માતાને ભયચકિત મુદ્રાથી જોતો, ઓસરીનાં પગથિયાં ચડ્યો, ત્યાં-સુધી માતાના હૃદયમાં ઘુંટાતો રોષ પ્રકટ્યો નહિ; પણ હું ઓસરી વીંધીને ઓરડામાં પેઠો કે તુરત તે એક અક્ષર પણ બોલ્યા વિના માતા મારી પાછળ આવી અને મને પીઠ પર ધબ્બો મારતાં બોલી: "મારા રડ્યા! મેં તને શા કામે મોકલ્યો હતો અને તું કયાં કયાં ભટકી આવ્યો?"

મને ધબ્બો એટલા જોરથી વાગ્યો હતો કે મારાથી પડી જવાયું અને સખ્ત પછાડ વાગી. તત્ક્ષણ ભયચકિત થઇને માતા

મારી પાસે બેસી ગઈ અને મને બેઠો કરીને તેણે બાથમાં લીધો. તેનો રોષ એકદમ રોદનમાં પલટાઇ ગયો અને તે બોલી: "હું તને બહુએ કહું છું, પણ તું મારું કહ્યું માનતો નથી, અને મને ક્રોધ ચઢે છે એટલે તને માર્યા વિના રહેવાતું નથી."

હું ઘૂંટણ પંપાળતો બેસી રહ્યો અને કશું બોલ્યો નહિ.

માતાએ કહ્યું: "જો બેટા! તું આવડો મોટો થયો, પણ અક્ષરે ભણ્યો નહિં અને ભટકતો થઇ ગયો, પછી મને તારા પર ક્રોધ ન આવે? આટલો પત્ર વાંચવાય પારકા માણસની આપણને ગરજ પડે, અને તે માટે આશા ભટ્ટને બોલાવી લાવવા જેટલું કામ પણ તું પૂરું પાધરું ન કરે, પછી હું તને ન મારું?"

"હું ભૂલી ગયો'તો."

"ભૂલી જ જાયને! કામમાં ચિત્ત હોય તો કાંઇ ન ભુલાય, પણ ભટકવામાં મન હોય એટલે બધું ભૂલી જવાય."

"અત્યારે જઇને ભટજીને બોલાવી લાવું?"

"બોલાવ્યા હવે! એ તો હું તેમની પાસે જઇને પત્ર વંચાવી આવી."

"પત્રમાં બાપુજીએ શું લખ્યું છે?"

"મ્હોંકાણ! પત્ર તુરત વંચાવ્યો હોત તોએ કાંઇક વળત; પણ હવે તો ત્રણ દિવસ થઇ ગયા. એનો પત્તો ક્યાંથી મળે?"

"તું કોની વાત કરે છે બા?"

"જે માણસ પત્ર લઇને આવેલો તેની સાથે તારા બાપુએ સો સોનામહોરો મોકલી હતી અને પત્રમાં એ વાત લખી હતી; પેલા માણસે પત્ર આપ્યો, પણ સોનામહોરો ન આપતાં તે ચાલ્યો ગયો." ક્ષણભર થોભીને માતા બોલી: "જો, તું ભણ્યો હોત અને તે જ વખતે પત્ર વાંચ્યો હોત તો તુરત જ તેની પાસેથી સોનામહોરો માંગી લેવાત કે નહિ? પણ આપણને તેણે અભણ જોયાં એટલે તેની દાનત બગડી."

અમે માતાપુત્ર માંડમાંડ ઘર ચલાવી શકતાં હતાં અને જીવી શકતાં હતાં, એ વખતે સો સોનામહોરો અમારે મન અતિમૂલ્યવાન હતી, પણ હવે તો તે ગુમાવી જ હતી. ખરેખર, તે વખતે મને મારી જાત ઉપર રોષ ચડ્યો અને મેં કહ્યું: "બા, હવે હું જરૂર ભણીશ."

એ સાંભળીને માતાને મારા પર ખૂબ વહાલ આવ્યું. મને લાગ્યું કે હું ઘેર મોડો આવ્યો અને આશા ભટ્ટને બોલાવી લાવવાનું કામ મેં ન કર્યું તે માટેના ક્રોધ કરતાં સોનામહોરો ગુમાવ્યાથી ઊપજેલી નિરાશાથી માતાને મારા પર વધારે ક્રોધ આવ્યો હશે. પણ હવે તો માતાના વદન પર ક્રોધ કે નિરાશાની એક પણ રેખા રહેવા પામી નહોતી, કારણકે હું હવે ભણવાનો હતો તેથી તેને સંતોષ ઊપજ્યો હતો. માતાએ મારા વદનને ઊંચું કરી કપાળ પર વહાલથી ચુંબન લીધું અને મારા ઘૂંટણ પર હાથ ફેરવતાં પૂછ્યું: "પછાડ બહુ તો નથી વાગીને બેટા?"

"ના, પણ બા! આશા ભટ્ટની સાથે તું મને મંડલી ભણવા મોકલીશ? એમનો કેદાર ત્યાં ભણે છે."

"આશા ભટ્ટ તને તેડી જાય તો મોકલું. આપણો તેમની સાથેનો સંબંધ કાંઈ ગાઢો ન કહેવાય."

પણ મને કેદારના કપાળમાંનું ઢીમણું પાછું સાંભર્યું અને મારો મનોરથ તૂટી ગયો.

માતાના ખોળામાંથી ખસીને હું ઊભો થયો, એટલે ધબ કરતો પેલો દંડો નીચે પછડાયો. અત્યારસુધી ભય, ચિંતા, નિરાશા અને પશ્ચાત્તાપના જુવાળમાં હું અટવાઈ ગએલો હતો એટલે એ દંડો મને સાંભર્યો નહોતો, પણ તે પછડાતાં જ મેં માતાને કહ્યું: "બા! એક અજાણ્યા ઘોડેસવારે મને આ દંડો ઇનામમાં આપ્યો છે. તેમાં દ્રમ્મ ભર્યા હશે."

"હેં!" કરતાં માતાએ તે હાથમાં લીધો અને પૂછ્યું: "તને આ શામાટે આપ્યો?"

મેં ઢાલ–લકડીની લડાઇની વાત ટૂંકમાં માતાને કહી અને પછી દડા ઉપરનું ગાંઠણુ તોડી નાંખ્યું, તો માંહેથી સોનામહોરો નીકળી ! ગણી જોતાં જણાયું કે એ સો સોનામહોરો હતી !

અમે માતા–પુત્ર સાનંદાશ્ચર્યમાં ડૂબતાં એક બીજાની સામે તાકી રહ્યાં.



# ઉલ્લાસ બીજો

## (૧)

રાજ્ય સામે બહારવટે નીકળેલા એક ક્ષત્રિયનો હું પુત્ર હતો, અભણ અને રખડેલ હતો, તોફાની અને મનમોજી હતો, છતાં આશા ભટ્ટને માતાએ મારી બધી વાત કહી, હું હવે ડાહ્યો થઇને તેમની સાથે મંડલી જઇ ભણવા ઇચ્છું છું એમ જણાવ્યું, એટલે આશા ભટ્ટને મારું જીવતર સુધારવા પોતાથી બનતું કરવા જેવી લાગણી થઈ આવી. ઢાલ–લકડીની લડાઇમાં મારા હાથે કેદારને વાગ્યું હતું તે વાત તો તેમના ઉદાર તથા મમતાળુ સ્વભાવે લક્ષમાં જ લીધી નહિ અને ઊલટું મારી પીઠ થાબડીને કહ્યું: “જોતુ! તારા બાપે તો મોઢેરેક લેવા પાટણ સાથે વેર બાંધ્યું, પણ તું હવે એવો શાણો અને બહાદુર થઇ જા કે ભીમદેવ મહારાજ વગરમાંગ્યે તને મોઢેરેક પાછું આપી દે!”

આશા ભટ્ટના એ શબ્દોનું રહસ્ય તે વખતે તો હું સમજ્યો નહિ, પણ જેમ જેમ હું મોટો થતો ગયો અને મને યાદ રહી ગએલા તેમના એ શબ્દોનો મર્મ સમજાતો ગયો તેમ તેમ મારા ખયાલમાં આવતું ગયું કે પરાક્રમ વડે પાટણનરેશને પ્રસન્ન કર્યા વિના અમારું મોઢેરેક મંડલ અમને પાછું મળવાનું નથી. તે વખતે તો એ મમતાળુ બ્રાહ્મણના શબ્દોથી તેમની સાથે મંડલી જવાનો મારો ઉત્સાહ માત્ર વધ્યો.

જ્યારે કોઈ ઇષ્ટ હેતુની સિદ્ધિ કરવાની હોય છે ત્યારે

માણસને પોતાના નિસર્ગનિર્મિત સ્વભાવ ઉપર પણ નિયંત્રણ મૂકવું પડે છે એ વાત મને ત્રીજે દિવસે આશા ભટ્ટની સાથે મંડલી જતી વખતે સમજાઇ.

કેદાર અમારી સાથે હતો. સ્વાભાવિક રીતે તે મારાથી કાંઇક ડરતો હતો, પણ મારે તો હવે તેની તથા તેના પિતાની સાથે જ રહેવાનું હતું, અને તેના પિતાની કૃપાથી જ હું મંડલીમાં રહીને ભણી શકું તેમ હતું, એટલે એ બેઉનો સદ્ભાવ મારી પ્રત્યે આકર્ષીયા વિના હું ઇષ્ટસિદ્ધિ કરી શકું તેમ નહોતું. આ હેતુએ મને પહેલી જ વાર સમજણો બનતાં શીખવ્યું.

પાવાગઢથી ગોદ્રહક, કર્ણાવતી અને પંચાસર થઇને મંડલી જવાય. અમારો એક ઘોડો હતો તે મેં સાથે લીધો હતો અને અમે ત્રણ સવાર હતા, એટલે વારાફરતી એકે ઘોડે બેસવાનું અને બીજા બેએ ચાલવાનું જ હોય. આશા ભટ્ટ વૃદ્ધ હતા, કેદાર શરીરે જરા ભારે હતો અને વળી તેના કપાળ પરનો ઘા હજી રુઝાયો નહોતો, એટલે ઘોડા પર તેઓ વારાફરતી બેસે અને હું ચાલ્યા જ કરું એવી વ્યવસ્થા મેં પહેલેથી સૂચવી હતી, પણ આશા ભટ્ટનું સૌજન્ય એ વ્યવસ્થા માન્ય કેમ રાખે? "ઘોડો તારો અને તું પગપાળો ચાલે ત્યારે અમે બેસીએ, એ તે કાંઈ ન્યાય કહેવાય બેટા?" એમ તે કહેતા. છેવટે અમે ત્રણે વારાફરતી ઘોડે બેસતા અને ચાલતા ગોદ્રહક પહોંચ્યા.

પાવાના પહાડ પર જેવી તરેહવાર વનસ્પતિ હતી તેવી જ વનસ્પતિ એ પ્રદેશમાં પણ મેં જોઈ. મને એ હરિયાળા માર્ગ પર ચાલતાં બહુ આનંદ આવતો હતો. એક સ્થળે મેં એક ઝાડ પર ચડેલો વેલો જોયો, તેને ઓળખ્યો અને તેનાં પાંદડાં વીણી લીધાં. એ વેલાનું નામ તો હું જાણતો નહોતો પણ ભીલ લોકો તેનાં પાંદડાંની થેપલી ઘા વાગ્યા પર મૂકતા એટલે ઘા એકાદ દિવસમાં રુઝાઈ જતો એટલી મને ખબર હતી. ગોદ્રહકની પાંથશાળામાં પહોંચીને એ પાંદડાં વાટી મેં તેની થેપલી કેદારના કપાળ પર મૂકી, અને

ખરેખર, સવાર થતાં સુધીમાં તો તેનો ઘા સુકાઇ ગયો અને ચામડી મળી ગઈ. તે દિવસથી કેદાર મારો ભાઇબંધ બની ગયો.

ગોદ્રહકથી કર્ણાવતીનો લાંબો પલ્લો અમે ત્રણ દિવસે પૂરો કર્યો. કર્ણાવતીમાં એક દિવસ આરામ લઇને બે દિવસે અમે પંચાસર પહોંચ્યા, અને ત્યાંથી એક જ દિવસે મંડલી પહોંચી ગયા. મોટાં નગરો મેં ત્યારે પહેલી જ વાર જોયાં, અને મારો મનનો ઘોડો જાણે કૂદકા મારવા લાગ્યો.

પાવાગઢમાં મેં નહોતું જોયું તેવું ઘણું ઘણું *મંડલીમાં જોયું. અહીં મોટાં ચઉટાં હતાં, ધનવાનોની હવેલીઓ હતી, આખા વઢીઆરમાંથી આવતાં ઊંટ, બળદ અને ઘોડાનું બજાર ભરાતું, ધાનમંડી હતી, શ્રાવકોનાં, શૈવોનાં અને વૈષ્ણવોનાં મોટાં દેવમંદિરો હતાં, અપાશરા અને સત્રાગારો હતા, પાઠશાળાઓ અને પાંથશાળાઓ હતી, અને સૌથી મોટો તો મૂળનાથદેવનો મઠ હતો કે જ્યાં આશા ભટ્ટની સાથે મારે રહેવાનું હતું.

(૨)

મૂળનાથ દેવનો મઠ એટલે મંડલીને જ અઢેલીને ઊભેલું એક નાનું સરખું ગ્રામ. મહારાજ મૂળરાજદેવે આશરે અઢીસો વર્ષ પહેલાં એ મહાદેવની સ્થાપના કરેલી અને તેને માટે ગ્રામદાન તથા ભૂમિદાન કરેલાં. પહેલાં તો એની આવકમાંથી મંદિરનો અને મંદિર અંગેના કાર્યકરોનો નિભાવ થતો; પરન્તુ ઉત્તરોત્તર મળતાં રહેલાં દાનથી તે વિકાસ પામીને મંદિર સાથે એક મઠ બન્યો, મઠના આચાર્યો યાત્રાળુઓ માટે ધર્મશાળાઓ અને વિદ્યાર્થીઓ માટે પાઠશાળાઓ સ્થાપતા ગયા, મંદિરનાં આશ્રિતો તથા વિદ્યાર્થીઓ માટે સત્રાગારો બંધાવતા ગયા અને ધીરેધીરે મૂળનાથદેવનો મઠ એક મોટું વિદ્યાધામ તથા યાત્રાધામ બન્યું હતું.

એ સ્થળ મને બહુ ગમ્યું. જતાં વાંત કેદારે આખા મઠમાં

*પાટણ અને કચ્છના રણની વચ્ચે આવેલા માંડલમાં આજે તો એ કાળની સમૃદ્ધિના અવશેષો પણ જોવા મળતા નથી.

મને ફેરવીને બધાંય સ્થાનો બતાવ્યાં.

મધ્યમાં મૂળનાથદેવનું નાનું પણ સુંદર મંદિર, મંદિરને ફરતી બીલીનાં વૃક્ષોની ઘટા, અને ચારે દિશામાંનાં પ્રાંગણને છોડીને જતાં જુદાં જુદાં આગારો મારા જોવામાં આવ્યાં. એક મોટો વિદ્યામઠ હતો જેમાં બે જુદી જુદી પાઠશાળાઓ હતી, અને વિદ્યામઠની પાછળ વિદ્યાર્થીઓના નિવાસ માટેનાં વિશાળ ગૃહો હતાં. જોડાજોડ આવેલી પાઠશાળાઓની બે બાજુએ બે પાંથશાળાઓ હતી જેમાં પ્રવાસીઓ કે યાત્રાળુઓ આવીને ઊતરતાં. પાંથશાળાઓની પાછળ ગાડાં, બળદ, ઘોડા, ઊંટ, ઇત્યાદિ જાનવરોને રાખવા માટેના માંડવા હતા અને માંડવાની બાજુએ કૂવો તથા હવાડો હતો. ત્યારપછી મંદિરના સેવકોના નિવાસ માટેનાં ગૃહો થોડાં હારબંધ અને થોડાં છૂટાંછૂટાં હતાં, જાણે નાની સરખી બ્રહ્મપુરી. એ બ્રહ્મપુરીમાં આશા ભટ્ટની પેઠે બીજા બ્રાહ્મણો સહકુટુંબ રહેતા હતા. બ્રહ્મપુરીની પાછળ ગૌશાળા હતી. બ્રહ્મપુરીને બાજુએ મૂકીને આગળ વધીએ એટલે મઠાધિપતિનું નિવાસસ્થાન આવતું, તેમાં આચાર્ય વેદગર્ભરાશિ સહકુટુંબ રહેતા હતા. તેમના નિવાસસ્થાનની લગોલગ એક નાનું માળબંધ ધવલગૃહ હતું. કેદારે મને કહ્યું કે “પાટણથી જ્યારે મહારાજ ભીમદેવ કે તેમની રાણી વગેરે પધારે છે ત્યારે તેઓ બધાં ત્યાં ઊતરે છે અને રહેવાનું હોય ત્યાંસુધી રહે છે.” ધવલગૃહની પાછળ વિશાળ આંગણું, પડાળીઓ, માંડવો, કૂવો અને ઘોડા બાંધવાની પરશાળ હતી, તે બધું મહારાજનાં વાહનો, સેવકો અને અંગરક્ષકો માટે હોય એમ લાગ્યું. પછી એક શાકભાજીની વાડી, એક અખાડો, નાઈ, માળી, કુંભાર, ગોલા, શાળવી, દરજી, મોદી, એ બધાંનાં થોડાં ઘર, મંદિર અંગેના નોકર–ચાકરનાં ઘર, રબારીનો વાડો, કેટલાંક નાનાં–મોટાં હાટ, એ બધું જોઇને કેદાર સાથે મેં મંદિર તથા મઠની પ્રદક્ષિણા પૂરી હતી.

નિવાસસ્થાન તરફ પાછા ફરતાં મેં કેદારને પૂછ્યું: “પાઠશાળામાં રહીને આપણે વાંચતાં–લખતાં શીખીએ, એટલે પછી ઘેર જવાનું?”

કેદાર હસ્યો : "એટલામાં કાંઈ બધું ભણી જવાય? વાંચતાં લખતાં તો હું છ મહિનામાં શીખી ગયો હતો; પછી તો ઘણું બધું ભણવાનું અને સમજવાનું."

"અત્યારે તું શું શીખે છે?"

"જો, એક તો હું સંસ્કૃત વ્યાકરણ શીખું છું, બીજું હું અમારું બ્રાહ્મણોનું નિત્યકર્મ શીખું છું, ત્રીજું હું સારા અક્ષરે લખવાનું શીખું છું, પણ એ બધું પૂરું થતાં પાંચ વર્ષ તો જરૂર જવાનાં."

"અને પછી તું પાઠશાળામાં નહિ જાય ને?"

કેદાર પુનઃ હસ્યો અને બોલ્યો: "એમ તે હોય! પછી હું ચિત્રો કાઢતાં, કોતરકામ કરતાં, મૂર્તિઓ ઘડતાં શીખવાનો."

હું એ સાંભળીને વિચારમાં દટાઈ ગયો. આવું બધું શીખતાં તો કેટલાંય વર્ષો થશે એ વિચારથી હું મનમાં ગૂંચવાવા લાગ્યો. મારા મનમાં તો હતું કે હું વરસ–બે વરસ પાઠશાળામાં રહીને લખતાં–વાંચતાં શીખી લઉં એટલે પછી ઘેર જતો રહું. કેદારની વાતથી તો મને એમ લાગ્યું કે જાણે હું તુરંગમાં પુરાવાનો હોઉં. મેં કેદારને પૂછ્યું: "મને લખતાં–વાંચતાં આવડી જાય, પછી મારે ઘેર જવું હોય તો?"

"તો જવાય, ગુરુદેવ જવા દે ખરા, પણ એટલા ભણતરથી શું વળે? કેટલાક વાણિયાના છોકરા થોડું થોડું ભણીને જતા રહે છે ખરા."

"તો હું ય થોડું ભણીને જઈશ. મારે કાંઇ મૂર્તિઓ કોતરતાં શીખવું નથી."

"એમ બધાને મૂર્તિઓ કોતરતાં શીખવાનું ન હોય, જેતુ! એ તો આચાર્યદેવ કહે તે ભણવાનું અને શીખવાનું. કોઇ જ્યોતિષ શીખે, કોઈ વૈદ્યક શીખે, કોઇ ચિત્રકળા શીખે, કોઈ બીજી કળા શીખે. અમારી પાઠશાળામાં તને વાંચતાં–લખતાં આવડશે એટલે તને બીજી પાઠશાળામાં મોકલી દેશે."

"ત્યારે આપણે સાથે બેસીને ભણવાનું નહિ ?" કેદારનો સાથ છોડવાની વાત સાંભળીને મને ભય ઊપજ્યો.

કેદારે કહ્યું : "તું ક્ષત્રિય અને હું બ્રાહ્મણ એટલે મારું અને તારું ભણતર જુદું જુદું ન હોય ? બીજી પાઠશાળામાં બધા ક્ષત્રિયોના છોકરા ભણે છે, તેમને અમારા જેવું શીખવાનું નહિ. વાણિયાના અને બ્રાહ્મણના છોકરાય ત્યાં ભણે છે ખરા, પણ બહુ જ થોડા. એ તો આચાર્યદેવ કહે તે પાઠશાળામાં જ જવાય અને તે કહે તે જ વિદ્યા શિખાય. આચાર્યદેવની આજ્ઞા ન માને તેનાથી અહીં રહી શકાય જ નહિ."

બીજે દિવસે મને આશા ભટ્ટે ભણવા માટે પાઠશાળામાં બેસાડ્યો, તે વખતે મેં જોયું કે ક્ષત્રિયોની પાઠશાળામાં તો ભણવાની ખૂબ મજાહ હતી. ત્યાં વાંચવા–લખવાનું ભણતર થોડું હતું અને વધારે તો પાઠશાળાની બહારનું ભણતર હતું. એ ભણતરમાં ઘોડેસવારી, વ્યાયામ, મલ્લયુદ્ધ, મુષ્ટિયુદ્ધ, ઢાલ–લકડી, તીરંદાજી એવું બધું શીખવાનું હતું, એ જોઈને મારા મનમાં થયું કે ક્યારે હું ઝટપટ વાંચતાં–લખતાં શીખી જઉં અને ક્યારે એ પાઠશાળામાં ભણવા જઉં !

બીજે દિવસે સવારે મઠાધીશ. વેદગર્ભરાશિ અમારી પાઠશાળામાં આવ્યા. અમે બધાએ ઊભા થઈને તેમને વંદન કર્યું. રાશિજી ગુરુદેવના આસન પર વિરાજ્યા અને એક પછી એક વિદ્યાર્થીના અભ્યાસ વિષે પૃચ્છા કરવા લાગ્યા, તથા ગુરુદેવ તેના ઉત્તર આપવા લાગ્યા. મારા વિષે ગુરુદેવે શું કહ્યું તે મારા સાંભળવામાં આવ્યું નહિ, પણ રાશિજીએ મને તુરત પોતાની સમીપે બોલાવ્યો અને હું વંદન કરીને ઊભો રહ્યો. મારી સામે બેએક ક્ષણ તીણી નજરે જોઈ રહીને તેમણે પૂછ્યું: "તું લક્ષ્મણદેવનો પુત્ર કે ?"

"જી હા !" મેં સવિનય ઉત્તર આપ્યો.

"ઘેર આવડો મોટો થયો અને *બાવની પણ શીખ્યો નથી ?"

* બાવની–વર્ણબાવની–બાવન મૂળાક્ષર.

" બાવની શીખવી એ તો બે દિવસનું કામ. " મેં ઉત્તર આપ્યો.

એ સાંભળીને રાશિજી કટાક્ષમાં બોલ્યા: " અને તારે મન પંડિત થવું એ પાંચ દિવસનું કામ હશે ! "

" મારે પંડિત થવું નથી, દેવ ! મારે તો સુભટ થવું છે."

રાશિજી મારી સામે પુનઃ તાકી રહ્યા અને મને મસ્તકથી પગ સુધી જોઈ રહીને બોલ્યા : " તારી વય બારેક વર્ષની છે ?"

" જી ના, નવ વર્ષની. "

" તારી મૂઠીમાં શું છે ? "

" જુઓ, કશું નથી. " એમ કહીને મેં બેઉ હાથ ખુલ્લા કરી તેમ સામે ખાલી હથેળીઓ ધરી.

બેઉ હાથ તરફ ક્ષણભર જોઈ રહીને રાશિજી કાંઈક પ્રસન્નતાથી બોલ્યા : " જો જયંત ! અહિં ચિત્ત રાખીને ભણજે. આશાદિત્ય ભટ્ટના કહેવાથી તને અહીં ભણવા રાખ્યો છે, અને જો તું સ્વસ્થતાથી ભણીશ તો તારું કલ્યાણ થશે. "

" આપની આજ્ઞા અને આશીર્વાદ માથે ચડાવું છું. " એમ કહી મેં હાથ જોડી નમન કર્યું અને તેમણે પ્રસન્નતાથી મારી પીઠ થાબડીને રજા આપી.

આ બધું આશા ભટ્ટને જ્યારે કેદારે કહ્યું ત્યારે તે ખૂબ રાજી થયા. મને લાગ્યું કે રાશિજી મને બહારવટિયાનો છોકરો હોવાને કારણે પાઠશાળામાં નહિ રહેવા દે એવો છાનો ભય પહેલાં આશા ભટ્ટના મનમાં હતો, તે હવે દૂર થયો હતો અને તેથી જ તે રાજી થયા હતા.

( ૩ )

બે–ચાર મહિને એક વાર આશા ભટ્ટ મારા કુશળ વર્તમાન કોઈ જતા આવતા માણસ સાથે મારી માતાને મોકલતા અને આ બાજુએ હું ઉમંગભેર ભણ્યા કરતો. મારે ઝટપટ વાંચતાં–લખતાં શીખી જઈને પેલી ક્ષત્રિયોની પાઠશાળામાં ભણવા જવું હતું એટલે હું

ભણવા માટે શ્રમ પણ સારી પેઠે લેતો. ભણવામાં મને કેદાર મદદ પણ કરતો. એમ કરતાં એક વર્ષમાં તો હું સારી રીતે વાંચતાં–લખતાં શીખી ગયો અને સંસ્કૃત ભાષાનું વ્યાકરણ ભણવાની પણ મેં શરૂઆત કરી.

મારા ભણવાના ઉમંગમાં કોઈ કોઈ વાર વિઘ્ન આવતું. મારા પિતાની લૂંટો ચાલ્યા જ કરતી અને એની ખબર ઊડતી ઊડતી મઠમાં આવતી ત્યારે મને શરમ ઊપજતી. સહાધ્યાયીઓ મારા ભણી આંગળી ચીંધતા ત્યારે મારો ભણવાનો બધો ઉમંગ ઠરી જતો, હું ઉદાસ થઈ જતો અને કેટલાય દિવસ સુધી મને ખાવાનું પણ પૂરું ભાવતું નહિ.

એક વાર હું પાઠશાળામાં વ્યાકરણનાં સૂત્રો ગોખતો બેઠો હતો. આગલે દિવસે જ મેં ખબર સાંભળી હતી કે પિતાજીની લૂંટારુ ટોળીએ ગુજરાતમાં આવતા એક માળવી દૂત અને તેના મંડળને લૂંટયું હતું. માલવનરેશ તરફથી એ મંડળ મહારાજ ભીમદેવને અર્પણ કરવા માટે ચાર ઘોડા અને એક રત્નકરંડક લઈને આવતું હતું જે બધું લુંટાઈ ગયું હતું. આ ખબર સાંભળીને હું ઉદાસ થઈ ગયો હતો. સૂત્રો ગોખતાં મારા હોઠ ફફડતા હતા પણ ચિત્ત સ્વવશ નહોતું.

એટલામાં રાશિજી પાઠશાળામાં આવ્યા. તેમની સાથે કોઈ ઠાકોર પણ હતા. પછીથી મેં જાણ્યું કે એ પંચાસરના રાણા અને ભીમદેવ મહારાજના એક મહામંડલેશ્વર લૂણપસાક હતા. વઢિયાર મંડલના તે અધિપતિ હતા, અને પરમ શિવભક્ત હોઈ ઘણી વાર મૂળનાથદેવનાં દર્શન–પૂજનાર્થે આવતા હતા.

રાશિજી અને રાણાજીને અમે વિદ્યાર્થીઓએ વંદન કર્યાં અને તેઓ આસન પર વિરાજ્યા. રાશિજી વિદ્યાર્થીઓનો અભ્યાસ તપાસતા હોય તેમ કાંઈ કાંઈ પ્રશ્નો પૂછતા અને વિદ્યાર્થીઓ તેના ઉત્તરો આપતા. કોઈને તે વ્યાકરણનાં સૂત્રો પૂછતા, કોઈને શિવસ્તોત્રનો પાઠ બોલી જવાનું કહેતા, કોઈને બ્રાહ્મણોનાં નિત્ય નૈમિત્તિક કર્મો વિષે પ્રશ્ન કરતા, કોઈને જ્યોતિષ વિદ્યાનો પ્રશ્ન પૂછતા, એમ વિદ્યાર્થી જેનો

અભ્યાસ કરતો હોય તે વિષે તેને પૂછતા. એમ વિવિધ પ્રશ્નો પૂછતાં તેમની દૃષ્ટિ મારા પર પડી અને મને પૂછ્યું: "તું કેટલે પહોંચ્યો છું જોતુ ?"

મેં કહ્યું: "વ્યાકરણનાં સૂત્રો શીખું છું."

"ત્યારે તો ઠીક." એમ બોલીને જરા સ્મિત કરી તેમણે પૂછ્યું : "ભટ કોણ કહેવાય ?"

મેં ઉત્તર આપ્યો: "જે યુદ્ધ કરી જાણે તે."

"અને સુભટ કોણ કહેવાય ?"

"જે સુષ્ઠુ પ્રકારે યુદ્ધ કરી જાણે તે."

"સુષ્ઠુ પ્રકાર એટલે શું ?"

"ઉત્તમ અને ન્યાયોચિત પ્રકાર હોય તે જ યુદ્ધ લડવામાં સુષ્ઠુ પ્રકાર કહેવાય."

રાણાજી મારી સામે જોતા હતા તેમણે તત્ક્ષણ રાશિજીને મારી ઓળખાણ પૂછી, ત્યારે મને મરવા જેવું દુઃખ લાગ્યું. રાશિજીએ તેમને મારી ઓળખાણ બહારવટિયાના એક પુત્ર તરીકે આપી હશે એમ મેં માન્યું. પછી રાણાજી જાણે મારી પરીક્ષા કરવા ઇચ્છતા હોય તેમ તેમણે મને પૂછ્યું: "આપણા ગુજરાત દેશમાં પૂર્વે વનરાજદેવ નામના ચાવડાવંશી ક્ષત્રિય રાજાનું રાજ્ય હતું તેની તને ખબર છે ?"

"જી, હા."

"તે વનરાજદેવ રાજ્ય સ્થાપ્યા પૂર્વે લૂંટ–ફાટ કરતા તેની તને ખબર છે કે ?"

"જી હા." મેં ઉત્તર આપ્યો; પણ હવે પછી મને રાણાજી શું પૂછશે તેનું અનુમાન કરતાં મારાથી થરથરી જવાયું.

તેમણે પૂછ્યું: "તો વનરાજદેવ સુભટ કહેવાય કે નહિ ?"

હું ઉત્તર આપતાં અચકાઈ ગયો અને રાણાજી સામે ટગર ટગર જોઈ રહ્યો.

મને મૂગો રહેલો જોઈને તેમણે બીજા વિદ્યાર્થીઓ તરફ દૃષ્ટિ ફેરવી. કેદાર પહેલો ઝડપાયો અને રાણાજીએ તેને એ જ પ્રશ્ન પૂછ્યો. કેદાર બોલ્યો: " વનરાજદેવ યુદ્ધકલા જાણતા હતા તેથી તે ભટ ખરા, પણ લૂંટનો ધંધો કરતા તેથી સુભટ ન કહેવાય. "

" કેમ ન કહેવાય ? " મારાથી તત્ક્ષણ બોલી જવાયું: " તે આ દેશના શત્રુને લૂંટતા હતા, આ દેશમાંથી ધન–ધાન્ય હરી જનારા પરદેશી * પઢિયારોનો માલ પડાવી લેતા હતા, એટલે તે જરૂર સુભટ કહેવાય. "

હું ધારતો હતો કે હવે મારા બહારવટિયા પિતા વિષે મને રાણાજી પૂછ્યા વિના રહેશે નહિ, પરંતુ તે વખતે તેમનું સૌજન્ય દીપ્તિમાન બન્યું અને તેમણે મને કશું વધારે પૂછ્યું નહિ. ઊલટું રાશિજી અને રાણાજી મારી ભણી પ્રસન્ન દૃષ્ટિથી જોઈ રહ્યા. પછી બીજા વિદ્યાર્થીઓને થોડું થોડું પૂછીને તે બીજી પાઠશાળામાં ચાલ્યા ગયા.

બીજે જ દિવસે ગુરુદેવે મને ક્ષત્રિયોની પાઠશાળામાં મોકલી દીધો અને મારા ચિત્તમાં ઊભરાએલી ઉદાસી ઊડી ગઈ.

ક્ષત્રિયોની પાઠશાળામાં હું સૌથી નાની વયનો વિદ્યાર્થી હતો, પરંતુ માત્ર એક જ વર્ષમાં હું એ પાઠશાળામાં આવ્યો હતો તેથી મોટામોટા વિદ્યાર્થીઓ મને કુતૂહલદૃષ્ટિથી જોવા લાગ્યા હતા.

અહીં વાંચવા લખવાનું ભણતર હતું ખરું, પણ બહુ થોડું. સંસ્કૃત ભાષાનું વ્યાકરણ ભણવાનું તો મેં બીજાઓની પેઠે થોડા વખતમાં જ છોડી દીધું, પણ સંસ્કૃત કાવ્યો અને કથાઓ મેં ગુરુદેવની સહાયથી વાંચવાનું ચાલુ રાખ્યું, કારણકે મને તેમાં રસ પડતો હતો. મહાભારતની કથાઓ બધા વિદ્યાર્થીઓને ભણાવવામાં આવતી પણ બીજાઓ માત્ર ગુરુદેવ પાસેથી કથાઓ સાંભળતા, ત્યારે હું સાંભળવા ઉપરાંત મહાભારતની પોથી મારી મેળે પણ વાંચતો. એટલું વાંચવા લખવાનો રસ જો તે વખતે મારામાં ન

* કાન્યકુબ્જના પ્રતિહાર રાજાઓ.

જાગ્યો હોત, તો અત્યારે મારી આપત્તિની આ કથા પણ, હે દેવિ ! હું તારા ચરણે ક્યાંથી ધરી શક્યો હોત ?

ઘોડેસવારી, તીરંદાજી અને ઢાલ–લકડી જેવી રમતો તો હું શીખીને જ મંડલીમાં આવ્યો હતો, એટલે એ બધાંમાં મારી પ્રગતિ અહીં વધારે ઝડપથી થવા લાગી. પંદર–સોળ વર્ષની વયના વિદ્યાર્થીઓ સાથે પણ હું હરીફાઇમાં ઊતરી શકતો. એક વર્ષ પછી શાળાને અંગે એક ચતુરંગ યુદ્ધ યોજવામાં આવેલું તેમાં પચીસ વિદ્યાર્થી યોદ્ધાઓનો હું નાયક પણ બન્યો હતો.

પરન્તુ રાજસી પ્રકૃતિના જ અમે બધા વારસો હતા ને ? અમારી ટોળીઓ હતી, અમારા નાયકો હતા, અમારામાં સ્પર્ધાને નામે ઇર્ષા જાગતી, અમારામાં કુલાભિમાન હતું અને વાતવાતમાં અમે ચડી જતા ને લડી પડતા; શાળાના આચાર્ય અને ઇતર ગુરુઓ અમારા પર પાકી દૃષ્ટિ રાખતા અને અમને અંકુશમાં રાખવા મથતા તે અમે જોતા, પરન્તુ અમે તે બધાને બહુ ગણકારતા નહિ.

અને એ બધા કુમારો કે પરાક્રમી પિતાઓના પુત્રો સમીપે હું તુચ્છ હતો તેનો વ્રણ મારા અંતરમાં ઊંડો ઊંડો સાલ્યા કરતો. એ વ્રણ ઉપર જ્યારે કોઈ વાર કોઇ સહાધ્યાયી લૂણ ભભરાવતો ત્યારે હું બળું–બળું થઇ જતો. તેવે વખતે એકલો વીરમ મને ટાઢો પાડતો. આશરે સવાસો સહાધ્યાયીઓમાં મારો સાચો મિત્ર જો કોઈ પણ બની શક્યો હોય તો તે રાણા સૂણપસાકનો પુત્ર માત્ર વીરમ. કેદાર મારો મિત્ર હતો જ, પરન્તુ ક્ષત્રિયોની પાઠશાળામાં ગયા પછી હું બીજા વિદ્યાર્થી કુમારોની સાથે રહેતો, આશા ભટ્ટને ત્યાં રહેતો નહિ, એટલે કેદાર સાથેની મિત્રતા ચાલુ રહેવા છતાં અને આશા ભટ્ટ તથા કેદાર પ્રત્યે મારો સંમાનભાવ તથા સદ્ભાવ ચાલુ રહેવા છતાં કેદાર વીરમના જેવો મારો નિત્યનો સહવાસી મિત્ર રહ્યો હતો.

મૂલનાથદેવના મઠની એ પાઠશાળામાં શૈવ ધર્મનું, નાગરિક ધર્મનું, રાજનીતિનું અને યુદ્ધકલાનું શિક્ષણ મેળવતાં ક્રમે ક્રમે હું

પંદર વર્ષનો થયો ત્યારે એક વાર મહારાજ ભીમદેવ ત્યાં આવ્યા. તે વખતે પહેલી જ વાર ગુર્જરેશ્વરનાં દર્શન કરવાનો સુયોગ મને પ્રાપ્ત થયો. મંડલીમાં હું હતો તે દર્મિયાન મેં એક વાર પાટણ જોએલું, પરન્તુ મહારાજ ભીમદેવને જોએલા નહિ. તે વખતે અમને રાશિજીએ રાજગુરુ કુમારદેવની પાઠશાળાનો અને તેમાંના વિદ્યાર્થીઓના પરિચય કરવા મોકલેલા, એટલે ત્રણેક દિવસ ત્યાં રહીને, રાજગુરુનું આતિથ્ય માણીને, વિદ્યાર્થીઓનો સ્નેહભાવ ચાખીને અને પાટણના વિદ્યામઠોનું, મંદિરોનું તથા પાટણના નાગરિકોની સમૃદ્ધિનું દર્શન કરીને અમે બધા પાછા વળી નીકળેલા.

મૂળનાથદેવનું મંદિર સ્થપાયું તેની વર્ષગાંઠનો ઉત્સવ હતો. તે પ્રસંગે મહારાજ ભીમદેવ સહકુટુંબ પધાર્યા હતા. સાથે મહારાણી સૂમલદેવી, રાજગુરુ કુમારદેવ, ઠક્કર દામુ અને દેશઠક્કર સોમસિંહ પણ હતા. રાણા લૂણપસાક પંચાસરથી આવ્યા હતા. આ ઉપરાંત મહારાજ સાથે આવેલા સૈનિકો, પાર્શ્વકો, દાસદાસીઓ ઇત્યાદિ તો એટલાં બધાં હતાં કે મૂળનાથદેવના પ્રાંગણમાં સંધ્યાકાળની આરતી વખતે મોટો મેળો જામી ગયો હતો.

બીજે દિવસે સવારે યજ્ઞનો પ્રારંભ થયો અને યજ્ઞમાં અગ્નિદેવને પધરાવવા મહારાજ તથા મહારાણી યજ્ઞમંડપમાં પધાર્યાં ત્યારે મેં તેમને પહેલી વાર દૂરથી જોયાં. મહારાજ તે વખતે પિસ્તાલીસેક વર્ષના અને મહારાણી ત્રીસેક વર્ષનાં હશે. ગુર્જરત્રાનું સંરક્ષણ તથા પાલન કરનારાં એ રાજદંપતી કેવાં હશે તેનું જે કલ્પનાચિત્ર મેં મારા મસ્તિષ્કમાં આલેખી રાખ્યું હતું તેની તુલનામાં મને મહારાજ તથા મહારાણી બહુ–બહુ ઝાંખાં લાગ્યાં. મહારાજ કાંઈ વૃદ્ધ નહોતા; છતાં તેમના વદન પર તેજ નહોતું. તેમની આંખોમાં સ્નિગ્ધતા હતી પણ ચાપલ્ય નહોતું. તેમના વદન પરની રેખાઓમાં દેવ-ભક્તિ હતી કે પ્રકૃતિની સરળતા હતી તે તો મને ન સમજાયું, પણ એકંદરે તો એમનું દર્શન કરીને મારું ચિત્ત કાંઇ પ્રસન્ન થયું નહિ.

થોડી વારે યજ્ઞપ્રારંભનો વિધિ પૂરો થયો અને મહારાજે બ્રાહ્મણોને સુવર્ણનાં દાન આપ્યાં; બ્રાહ્મણોએ આશીર્વાદ આપનારા શ્લોકો ઉચ્ચાર્યા અને લોકોએ મહારાજના વિજયની ગર્જનાઓ કરી. પછી મહારાજ અને મહારાણી જાણે કૃતકૃત્ય થયાં હોય એવી પ્રસન્નતા સાથે વિદાય થયાં. યજ્ઞનું અવશેષ કાર્ય છેક સંધ્યાકાળ સુધી ચાલ્યું.

રાત્રે મંદિરના પ્રાંગણમાં યજ્ઞકુંડની બાજુએ બાંધેલા મંડપમાં મઠાધીશ વેદગર્ભરાશિના શિષ્યો, પંડિતો, અધ્યાપકો તથા થોડા વિદ્યાર્થીઓએ મળીને એક નાટક ભજવ્યું. વેદગર્ભરાશિએ પોતે જ એ નાટક રચ્યું હતું અને મહારાજ મૂળરાજદેવની દાનપરાયણતાની પ્રશસ્તિ એ નાટકનો ધ્વનિ હતો.

અમારી પાઠશાળાના આચાર્ય શૈલ ભટ્ટ પોતે મહારાજ મૂળરાજદેવ બન્યા હતા. મૂળે શૈલ ભટ્ટનું લલાટ તેજસ્વી તથા શરીર પ્રચંડ, અને વળી તેમણે રાજવંશી વસ્ત્રો ધારણ કરેલાં; મૂળરાજદેવની શિવભક્તિ તેમણે અંગે અંગે પહેરેલાં રુદ્રાક્ષથી જ નહિ પણ તેમની નિર્મળ આંખોમાં ભરેલી નમ્રતાથી એવી તો સરસ રીતે પ્રતીત થએલી મેં જોઇ કે મારું હૃદય તેમની સમીપે નમી પડ્યું. મહારાજ ભીમદેવને મેં મારી કલ્પનામાં જોવા ઘડેલા તેવા તો ખરેખર એ મૂલરાજદેવ જ હતા.

એ ચાલુક્ય–કુલમુકુટમણિની વાણી જ્યારે મારા કાને પડવા લાગી ત્યારે તો મારું હૃદય નાચી ઊઠ્યું. એ વાણીની રચના કરનાર વેદગર્ભરાશિની ચરણરજ હું મસ્તકે ચડાવું, એ વાણી ઉચ્ચારનાર તથા વેશ ભજવનાર શૈલ ભટ્ટને દંડવત્ નમસ્કાર કરું કે એ વાણી તથા અભિનયના ઉપાદાન કારણરૂપ મૂળરાજદેવના જીવનને પ્રણિપાત કરું એમ તે વખતે મારા મનમાં થયું.

મૂળરાજદેવ સંસારી બ્રાહ્મણોને દાન આપતા, સંસારત્યાગી ઋષિઓને દાન આપતા, દેવમંદિરોને માટે તથા ભિક્ષુકો–કાપડીઓના ભોજનપ્રબંધ માટે દાન આપતા, કૂવા–વાવ–પરબ વગેરે માટે દાન

આપતા, એમ તે બહુવિધદાન આપતા અને દાન ગ્રહણ કરનારાઓનો આશીર્વાદ મેળવી કૃત્યકૃત્ય થતા.

નાટકમાં એવું આવ્યું કે એક વાર મૂળરાજદેવે એક બ્રાહ્મણને સ્ફટિકમણિનું શિવલિંગ સમર્પણ કર્યું, તેના મંદિર માટે ભૂમિદાન આપનારું તામ્રપત્ર અર્પણ કર્યું, અને મંદિર બંધાવવાને દ્રવ્ય જોઈએ તે માટે પાત્ર ભરીને સુવર્ણમુદ્રાઓ પણ આપી, તે બધું ગ્રહણ કરીને બ્રાહ્મણે કહ્યું:

त्वया वितीर्णाऽद्य वसुंधरा वा ।
किमर्थका वापि सुवर्णमुद्राः ॥
रत्नात्मकं वा शिवलिङ्गमेतत् ।
तत्पालखड्गो न हि मत्करे चेत् ॥*

બ્રાહ્મણના એ ઉદ્ગાર સાંભળીને મૂળરાજદેવ જાણે એકદમ નિદ્રામાંથી જાગ્યા હોય તેમ ઝબક્યા, તેમના મસ્તિષ્કમાં કોઈ અદ્‌ભુત ચમકારો થયો હોય તેમ તે ચૈતન્યવંત થયા, તેમના વૃદ્ધ દેહમાં અપૂર્વ બળ આવ્યું હોય તેમ ચડપ કરતા ઊઠ્યા અને એ બ્રાહ્મણની ચરણરજ મસ્તકે ચડાવીને બોલ્યા:

भ्राजिष्णुखड्गं निखिलं च राज्यं ।
कलत्रपुत्रान् विभवं च सर्वम् ॥
विसृज्य तुभ्यं विनिवेदये तान्–
धरावरेण्यामव गुर्जरत्राम् ॥†

અને એમ કહેતાં પોતાનું નગ્ન ખડ્ગ તથા રત્નજડિત મુકુટ બ્રાહ્મણને ચરણે મૂક્યાં.

---

* અર્થ—હે રાજન્ ! તું મને આ ભૂમિ આપે છે, તથા સોનામહોરો આપે છે અને રત્નરૂપ શિવલિંગ પણ આપે છે, પણ હું તે બધાંને શું કરું, જો મારા હાથમાં તેમનું રક્ષણ–પાલન કરનાર ખડ્ગ નથી ?

† અર્થ—હે દેવ ! આ મારું તેજસ્વી ખડ્ગ, મારું આખું રાજ્ય, મારાં પુત્ર-કલત્ર અને બધી સમૃદ્ધિ, એ બધું ત્યજીને હું તમને ગુર્જરત્રાના સંરક્ષણ માટે સમર્પું છું.

ત્યારપછી થોડી વારમાં નાટક પૂરું થયું, પણ તેમાં કયા પ્રસંગો આવ્યા તેનો મને ખયાલ રહ્યો નહિ, કારણકે મારું ચિત્ત તો ખડ્ગની યાચના કરતા પેલા બ્રાહ્મણની શ્લોકવાણીમાં અને તેના પ્રત્યુત્તરમાં મૂળરાજદેવે ઉચ્ચારેલા શ્લોકમાં જ જાણે ડૂબી ગયું હતું.

એ વાણીનું જે રહસ્ય મારા ચિત્તમાં વ્યાપવા લાગ્યું હતું તેણે મારી ઊંઘને હરી લીધી. મારા મનમાં એમ થયા કરતું હતું કે સંરક્ષણ કરવાની શક્તિ વિના હીરામોતીના અલંકાર અને રાજાઓના રાજમુકુટ તુચ્છ છે, ધનિકોની હવેલીઓ અને રાજાઓના રાજમહેલો નકામાં છે, દાનશાળાઓ તથા દેવમંદિરો પણ નાશ પામવાનાં છે, એવું જે સત્ય પેલા બ્રાહ્મણે મૂળરાજદેવને સંભળાવ્યું હતું તે મહારાજ ભીમદેવ, તેમના મંત્રીઓ, તેમના સૈનિકો, એ બધાના અંતરમાં ઊતર્યું હશે ખરું ? જેના અંતરમાં એ સત્ય ઊતર્યું હોય તેના પ્રત્યેક કાર્યમાં શક્તિની જ ઉપાસના પ્રતીત થતી હોય. યજ્ઞમાં ઘી હોમીને દેવ–દેવીને પ્રસન્ન કરવાથી મનુષ્યમાં શક્તિ આવતી હશે ? બ્રાહ્મણને દાન આપવાથી કે ભિક્ષુકોને ખવડાવવાથી આત્માનું કલ્યાણ થઇ જતું હશે ? દાનસત્રાગાર કે પરબ બંધાવવાથી મરણ પામેલા પિતૃઓની સદ્‌ગતિ થતી હશે ? દેવ–દેવીનું રૂપાળું મંદિર બંધાવનારને કીર્તિ તો મળે ખરી, પણ એ મંદિરને રક્ષવાની શક્તિ ન હોય તો એ કીર્તિ જ મૂર્ખતાનું પ્રતીક બન્યા વિના કેમ રહે ? જેમ વિજયાદશમીને દિવસે ખડ્ગની પૂજા કરવાથી શક્તિની ઉપાસના થએલી માનનાર ક્ષત્રિય મૂર્ખ છે, તેમ દેવ–દેવીને પૂજીને જ આત્માનું કલ્યાણ ઉપાર્જન કરવા ઇચ્છનાર બ્રાહ્મણ–ક્ષત્રિય–વૈશ્ય કે શૂદ્ર એ બધા મૂર્ખના શિરોમણિ છે ! ખડ્ગની પૂજા કરવાથી શક્તિ ન મળે, પણ ખડ્ગને હાથમાં પકડીને તેને વીંઝી જાણનારમાં શક્તિ આપોઆપ પ્રકટ થાય. દેવ–દેવીની મૂર્તિને પૂજવાથી કોઇનું કલ્યાણ ન થાય, પણ એ દેવ અને દેવીનાં સમાં દૈવી પરાક્રમો કરવાથી તેમની સાચી પૂજા થઇ ગણાય અને તેથી જ કલ્યાણ થાય; તેને બદલે હું જ્યાં ને ત્યાં શું જોતો હતો ? પાટણની સમૃદ્ધિ સોનું–રૂપું–હીરા–મોતીના માપા ને માણા ઉપરથી અંકાતી હતી. એ સમૃદ્ધિના દાન કે ત્યાગ દ્વારા આત્મકલ્યાણ થએલું

મનાતું હતું. એ દાનને ગ્રહણ કરનારા બ્રાહ્મણો, ભિક્ષુકો, સાધુઓ, સંન્યાસીઓ પેટનો ખાડો ભરીને પ્રભુના નામનું સ્મરણ કરતા હતા કે દેવ-દેવીઓને પૂજતા હતા, તે પોતાનું તથા પેલા દાતાનું કલ્યાણ કરી રહેલા મનાતા હતા; પરન્તુ ગુર્જરત્રાની વીરશ્રીરૂપ સમૃદ્ધિનું માપ કાઢવાનું જાણે ભુલાઈ જ જતું હતું. પાટણમાં, પંચાસરમાં, ખંભાતમાં, ધવલક્કમાં, ચડ્રાવલિમાં, નાડોલમાં, સાચોરમાં અને બીજે ઘણે ઘણે ઠેકાણે શ્રાવકોનાં નવાં મંદિરો બંધાતાં હતાં; સિદ્ધપુરમાં, ભૃગુકચ્છમાં, દર્ભાવતીમાં, કર્ણાવતીમાં, સલખણપુરમાં અને બીજે અનેક સ્થળે નવાં શિવમંદિરો બંધાતાં હતાં; પણ મહારાજ સિદ્ધરાજદેવ અને કુમારપાળદેવના વખતની પાટણની મલ્લશાળાના હાલહવાલ થઈ ગયા હતા તે કોઈ સમરાવતું નહોતું. સહસ્રલિંગને કાંઠે માત્ર એક કુમારદેવનો વિદ્યામઠ એવો રહ્યો હતો કે જ્યાં ધનુર્વિદ્યા અને યુદ્ધકલા શીખવાતી. કહે છે કે કુમારપાળ મહારાજના વખતમાં ત્યાં એ વિદ્યાઓ શીખવનારા બાર વિદ્યામઠ હતા. ખરેખર, પહેલાં કરતાં શક્તિનાં મંદિરો વધતાં હતાં, પણ શક્તિની સાચી ઉપાસના માટેના વિદ્યામઠો ઘટ્યા હતા અને ગુર્જરત્રામાં વીરશ્રીનો હ્રાસ થતો હોવાનું એ જ ચિહ્ન હતું. મૂળરાજદેવ જે સમજ્યા હતા તે જો ભીમદેવ સમજતા હોય તો આજે આવી સ્થિતિ ન હોય એવું તારતમ્ય તેમાંથી મારું મસ્તિષ્ક કાઢતું હતું.

મઠના ઘટિકાગૃહમાં રાત્રિના ત્રણ પ્રહર પૂરા થયાનાં ઘડિયાળાં વાગ્યાં, પણ મારા ચિત્તમાં સવાર થએલી ધૂન હજી આગળ ને આગળ કૂચ કર્યે જતી હતી.

મહારાજ ભીમદેવ કાંઈ વયે ઘરડા નહોતા, પરન્તુ તેમના વદનની રેખાઓમાં ઘડપણ આલેખાયેલું મેં જોયું હતું. ઠક્કર ડાભૂ તો ખરેખર ઘરડા જ હતા. ઠક્કુર સોમસિંહ તો વળી અતિવૃદ્ધ હતા. મહારાજની સાથે આવેલા પાર્શ્વકોમાંના એકકેમાં મેં જુવાનીનો તરવરાટ જોયો નહોતો. મહારાજના મહામંત્રી ચાચિગદેવ, બીજા મંત્રીઓ, અમાત્યો કે સેનાપતિઓ કેવા હશે તેની મને ખબર નહોતી; પરન્તુ મેં માની લીધું કે બધા ઘરડા જ હશે, તેથી જ

જિંદગીનું ભાથું બાંધી લેવા જેવાં દાન–પુણ્ય કરવાની સલાહ મહારાજને આપતા હશે અને શક્તિની સાચી પૂજાનાં સાન–ભાન ગુમાવી બેઠા હશે. પાટણના બધા મંડલેશ્વરો કેવા હશે તે હું જાણતો નહોતો, પણ મેં અનુમાન તો કર્યું જ કે કાં તો તેઓ ઘરડા હશે, ઘરડા નહિ હોય તો બેપરવા હશે અને બેપરવા નહિ હોય તો શક્તિની ઉપાસનાને ભૂલીને પોતપોતાનાં ઘર–ગરાસ ખાવામાં કે જમાવવામાં રચ્યાપચ્યા રહેતા હશે.

બિછાનામાં આમથી તેમ આળોટચા છતાં ઊંઘ આવતી નહોતી અને સતત જાગ્રત રહેતું ચિત્ત તર્કને ઘોડે ચડીને દોડતું હતું. ચિત્તનો વેગ કાંઇક શમે તો ઊંઘ આવે, એમ માનીને હું ઊઠચો અને બારણું ઉઘાડીને આંગણામાં આવ્યો. આંગણામાં થોડા દંડ પીલ્યા એટલે સ્નાયુઓ જરા નરમ પડચા, પરંતુ એ વ્યાયામ કરતી વખતે પણ ચિત્ત તો પોતાનું કામ કર્યે જ જતું હતું.

ચિત્તમાં તર્ક ઊઠચો કે મહારાજ મૂળરાજદેવની વાણીમાં જે ઊંડું રહસ્ય હતું તે નાટકમાં ઉતારનાર તો આચાર્યપ્રવર વેદગર્ભરાશિ જ હતા, અને ભીમદેવ મહારાજ તેમને પરમપૂજ્ય માનતા હતા, તો તેઓ કેમ મહારાજને આવું ભાન કરાવતા નહિ હોય? તે પણ બીજાઓની પેઠે મહારાજ પાસે યજ્ઞ કરાવીને રાચે છે, બ્રાહ્મણોને દાન અપાવવામાં તેમનું કલ્યાણ મનાવે છે, મંદિરો બંધાવનારાઓને આશીર્વાદ આપે છે, મઠ–મંદિરોની વ્યવસ્થાનો ભાર ઉપાડવામાં ધર્મકૃત્ય થએલું સમજે છે, અને દેવસેવા, વેદપઠન, સ્તોત્રગાન, નૃત્ય–પૂજન, વ્રતોત્સવ કે એવું બધું થાય છે ત્યારે તે જોઇને પ્રસન્ન થતા દેખાય છે. શું એ બધું તે વગરવિચાર્યે ચાલવા જ દેતા હશે અને શક્તિની ઉપાસના પણ તેમાં જ રહેલી માનતા હશે?

પાછા ફરીને બિછાનામાં જઇને પડતાં મને વિચાર આવ્યો કે પ્રખર ધર્માચાર્યો, વેદવિદ પંડિતો, રાજનીતિકુશળ મંત્રીઓ, યુદ્ધ-કુશળ સેનાનીઓ અને ચૌલુક્ય વંશનું રુધિર જેની નસોમાં વહી રહ્યું છે એવા ગુર્જરેશ્વરને છોકરમતિના ગજથી માપનારો એવો હું પોતે જ મૂર્ખ નહિ હોઉં?

(૫)

અમે બધા પાઠશાળાના બ્રહ્મચારીઓ નિત્ય ઉષાસમયે તો જરૂર શય્યાત્યાગ કરતા, પરન્તુ તે દિવસે છેક પરોઢમાં મારી આંખો નિદ્રાને પામી હતી, એટલે સૂર્યોદય થતાંસુધી હું ઊંઘતો જ હતો. એટલામાં મને વીરમ જગાડવા આવ્યો: "ઊઠ જેતુ! હજી ઊંઘે છે કેમ?"

હું જાગ્યો અને આંખો ચોળતો પથારીમાં બેઠો થયો એટલે તે બોલ્યો: "ચાલ, મહારાજનો સેવક તને બોલાવવા આવ્યો છે."

"હેં!" મેં ચોંકીને વીરમની સામે જોતાં પૂછ્યું: "કોણ? મહારાજ ભીમદેવ મને બોલાવે છે?"

"હા."

"કેમ?"

"રાત્રે મઠમાંથી ઘોડા ચોરાયા છે!"

"ઘોડા ચોરાયા છે? કોણ ચોરી ગયું?"

"એ તો શી ખબર, પણ કહે છે કે લક્ષ્મણદેવના માણસો મોડી રાત્રે કોઇ ન જાણે તેમ પચીસ–ત્રીસ ઘોડા દોરી ગયા!"

હું વીરમને ફાટી આંખે જોઈ રહ્યો. મારા પિતાએ એ કામ કર્યું હોય અને બીજાઓ એમ માનતા હોય તો એ વાત ન બનવાજોગ તો ન હતી, પરન્તુ તે માટે મને મહારાજ કેમ બોલાવે? મારા પિતાનાં એવાં કામો માટે મને ઘણીએ વાર દુઃખ થતું, મારે લજાવું પડતું, હું ઓશિયાળો બની જતો, પણ તેનો ઉપાય મારા જેવા છોકરાના હાથમાં શો હોય? હું તેમાં શું કરી શકું? પરન્તુ એવું બધું મને જગાડવા આવનાર વીરમને કે બોલાવવા આવનાર રાજ-સેવકને કહેવાનો કશો અર્થ નહોતો, એટલે હું પથારીમાંથી તુરત ઊઠ્યો અને મ્હોં ધોઇ, પહેરણ પહેરી, શરીરે કામળી લપેટી લઇને તુરત જ સેવકની સાથે ચાલ્યો.

મને વીરમે જે કાંઇ કહ્યું હતું તે વાતમાં થોડો ફેરફાર હતો એમ મને પછીથી માલૂમ પડ્યું. એમ બન્યું હતું કે મધરાત સુધી નાટક ચાલ્યા પછી રાજકુટુંબ અને બીજાઓ ધવલગૃહમાં જઇને

સૂઈ રહ્યા હતા અને મહારાજ સાથે આવેલા સેવકો તથા સૈનિકો પોતાના નિવાસસ્થાનની પરશાળમાં સૂઈ રહ્યા હતા. ઉનાળાની પાછલી શીતળ રાત્રિમાં જ્યારે તેઓ બધા નિદ્રાધીન હતા, ત્યારે પરશાળની પાછળ જ આવેલી અશ્વશાળામાંથી ઘોડાને છોડીને મઠના ગઢની પાછલી બારીમાંથી કોઈ દોરી ગયું હતું. સવારમાં સૈનિકોને એ વાતની ખબર પડતાં ઘોડાનું પગેરું કાઢવા કેટલાક ઘોડેસવારો ઊપડી ગયા હતા; પરન્તુ વિચિત્ર વાત એ હતી કે જ્યાંથી ઘોડા ચોરાયા હતા, ત્યાંથી સોનામહોરોથી ભરેલી એક કપડાની થેલી પણ હાથ લાગી હતી અને થેલી ઉપર કાળી શાહીથી અક્ષરો લખ્યા હતા: 'લક્ષ્મણદેવ.' એ ઉપરથી જ બધા માનતા હતા કે આ પરાક્રમ લક્ષ્મણદેવનું તો ખરું પરન્તુ તેણે આ રીતે ચોરી લીધેલા ઘોડાનું મૂલ્ય ચૂકવ્યું હતું!

હું મહારાજ પાસે ગયો ત્યારે મહારાજ અને રાણા લૂણપસાક સેવકોથી વીંટળાઈને અશ્વશાળામાં ઊભા હતા અને ચોરાયલા ઘોડાની જ વાતો કરતા હતા. પેલી થેલી રાણાજીના હાથમાં હતી. મેં પહેલાં મહારાજને અને પછી રાણાજીને વંદન કર્યું એટલે મહારાજ મને જોઈ રહ્યા.

રાણાજીએ મહારાજને કહ્યું: "આ જ લક્ષ્મણદેવનો છોકરો જેતુ."

"હૂંઉઉ!" કરીને મહારાજે રોષમાં જરા માથું હલાવ્યું અને પછી પૂછ્યું: "તું પાઠશાળામાં ભણવા રહ્યો છે કે ચોરને ચોરી માટે સહાય કરવા?"

હું એ પ્રશ્ન સાંભળતાં જ ચમકી ગયો. સ્વયં ગુર્જરેશ્વર મારા પર ચોરને સહાય કરવાનું આળ મૂકે તે મારાથી કેમ વેઠાય? રાજા સમક્ષ દાખવવી જોઈતી નમ્રતા અને વિનયને વિસરી જઈને મેં તડાક જવાબ આપ્યો: "એ ખોટું આળ છે, મહારાજ! ઘોડાની ચોરીની મને કશી ખબર નથી."

"તું એમ માનતો હોઈશ કે તારો બાપ આ સોનામહોરો

મૂકીને ઘોડા ઉપાડી ગયો છે એટલે તે ઘોડાને ખરીદી ગયો છે, અને તેં એ ચોરીના નહિ પણ ખરીદીના કામમાં સહાય કરી છે, ખરું ને?"

"ના મહારાજ! એ ચોરીની કે ખરીદીની મને જરાય ખબર નથી. આપ મારા પર એવું આળ મૂકવાને બદલે આપના ખડ્ગથી મારું માથું વાઢી નાંખશો તો મને વધારે સારું લાગશે."

મને ઉશ્કેરાયલો જોઇને રાણાજી જરા આગળ આવ્યા અને મારે ખભે હાથ મૂકીને બોલ્યા: "જો, જેતુ! રાત્રે તું ક્યાં હતો?"

"નાટક જોઈ રહ્યા પછી મારી ઓરડીમાં જઇને સૂઇ રહ્યો હતો."

"સાચું બોલજે, રાત્રે તું ઓરડી ઉઘાડીને બહાર નીકળ્યો હતો કે નહિ?"

"હા, નીકળ્યો હતો—ત્રીજા પહોરનાં ઘડિયાળાં વાગ્યાં ત્યાર-પછી નીકળ્યો હતો."

"કોને મળવા માટે નીકળ્યો હતો?"

"કોઇને મળવા નહિ. મને ઊંઘ આવતી નહોતી તેથી આંગણામાં જઇને થોડા દંડ પીલ્યા હતા અને પાછો ઓરડીમાં જઇને સૂઇ રહ્યો હતો."

રાણાજીએ મહારાજની સામે અર્થસૂચક દૃષ્ટિથી જોયું. મારી પ્રત્યેનો રાણાજીનો પક્ષપાત એ દૃષ્ટિમાં હું જોઇ શકતો હતો. મારી નિર્દોષતા મહારાજના મન પર ઠસાવવાની તેમની ઇચ્છા હશે એમ મને લાગ્યું.

પણ મહારાજના વદન પરનો રોષ જરાએ ઓછો થયો નહોતો. તેમણે તો એકદમ તુચ્છકારથી જ કહી નાંખ્યું: "એ ગમે તેમ હોય, રાણાજી! પણ એ બહારવટિયાનો છોકરો હવે મંડલીના વિશ્રામમઠમાં ન જોઇએ."

રાણાજીએ મારા ભણી જોઇ મૂગી નિરાશા દાખવી.

મેં કહ્યું: "મહારાજ! મારા પિતાએ બહારવટું આદર્યું, તેનો દંડ આપ મને આપશો ?"

"હા! બાપનો વારસ દીકરો જ હોય છે ને?"

"તો પછી મારા પિતાના બહારવટાનોય વારસો મારે લેવો ?"

"જા, લેજે ને! ભીમદેવના હાથ મોટા છે!"

"પણ મારે બહારવટિયા નથી થવું, મને તો ગુજરાતનો એક સુભટ થવાનો કોડ છે. પાટણ શક્તિની ઉપાસના કરીને *ખખડધજને એટલો ઊંચો ચડાવે કે તેની છાયા ભાગીરથી ગંગાથી દમણગંગા સુધી પથરાય તેવું જોવાના મારા મનોરથ છે, મહારાજ!"

"નાને મ્હોંએ મોટી વાતો ન કર. ખખડધજનો દંડ પણ તારા હાથમાં ન શોભે, જા!"

એમ કહી મહારાજ મ્હોં કટાણું કરીને ચાલ્યા ગયા. રાણાજીની આંખમાં દયાનાં કિરણો પ્રકટેલાં મેં જોયાં, પણ જ્યાં ખુદ ગુર્જરેશ્વરની આજ્ઞા જ મને વિદ્યામઠમાંથી કાઢી મૂકવાની થઇ, ત્યાં બીજું કોણ આડા હાથ ધરી શકે ?

ચોરાયલા ઘોડાનું પગેરું કાઢવા ગએલા ઘોડેસવારો બપોરે પાછા ફર્યા. તેઓ માત્ર એટલા જ સમાચાર લાવ્યા કે લક્ષ્મણદેવ ઘોડાને કચ્છના રણમાં ઉતારી ગયો હતો અને હવે તેનો પત્તો લાગે તેમ નહોતું. ઘોડા તો ગયા જ.

છેલ્લે પહોરે રાશિજીએ મૂળનાથદેવની સમીપે મહારાજને એક સંકલ્પ કરાવ્યો. ત્રણચાર વર્ષ પૂર્વે મહારાણી લીલાદેવી મૃત્યુ પામેલાં તેમની સદ્‌ગતિઅર્થે એક ગામ વસાવીને ત્યાં †લીલેશ્વર તથા ભીમેશ્વર મહાદેવનાં મંદિરો બંધાવવાનો એ સંકલ્પ હતો. મારા જેવા જીવતા જુવાનની સદ્‌ગતિ તો કોઇ કરી શકે તેમ નહોતું, પણ મરેલાંઓની સદ્‌ગતિ માટે જે જોઇએ તે બધું તૈયાર જ હતું!

---

* ગુજરાતનો તે કાળનો રાષ્ટ્રધ્વજ—કુકુટધ્વજ.

† ઈતિહાસમાં થએલા ઉલ્લેખ પરથી જણાય છે કે આ મંદિરોને સંવત ૧૨૬૩ માં ભીમદેવે ભૂમિદાન આપેલાં એટલે તે પહેલાં તે બંધાઈ ગયાં હશે.

સંકલ્પનો વિધિ થયા પછી મહારાજ પોતાના મંડળ સાથે પાટણ તરફ વિદાય થયા.

બીજે દિવસે સવારે મને થોડાં શિખામણનાં વચનો કહીને રાણાજી ગયા. મારે પણ હવે ત્યાંથી વિદાય જ થવાનું હતું.

આશા ભટ્ટે રાશિજીને કહીને મને ઘેર પાછો મોકલવાની વ્યવસ્થા કરી આપી, જોકે તેમને તેથી દુઃખ થયું. જે આશાએ મને તેમણે મંડલીમાં આણ્યો હતો તે આશા થોડી જ પાર પડી–પૂરી પાર ન પડી એ તેમનો અસંતોષ હતો. રાશિજીનો મારી પ્રત્યે સદ્‌ભાવ હતો, તે પણ હવે મારે માટે કશું કરી શકે તેમ નહોતું, ત્યાં બિચારા આશા ભટ્ટ શું કરી શકે?

છેવટે અધ્યાપકોના આશીર્વાદ લઈને, સહાધ્યાયીઓને મળી લઈને અને કેદાર તથા વીરમ જેવા મિત્રોની આંખોને આંસુથી છલકાવી મૂકીને મારે મંડલી છોડવું જ પડ્યું.



## ઉલ્લાસ ત્રીજો

### (૧)

હવે તો હું ઘોડા પર એકલો પ્રવાસ કરીને માતા પાસે પહોંચી જઈ શકીશ એમ માનીને આશા ભટ્ટે કોઈ માણસને મને પાવાગઢ સુધી પહોંચાડવા મોકલ્યો નહિ, તે એક રીતે સારું થયું. મારી ઇચ્છા પાવાગઢ જવાની હતી જ નહિ. ભણતર તો જેટલું ભાગ્યમાં હતું તેટલું મળ્યું, પરન્તુ હવે તો ક્યાંક નોકરી–ચાકરી લઈને શક્તિની સાચી ઉપાસના કરવી અને સુભટ થવાના જે કોડ મનમાં રમી રહ્યા હતા તે પાર પાડવા એવો મારો સંકલ્પ હતો.

આઠ–દસ દિવસ સુધી પ્રવાસ કરીને હું પાવાગઢ પહોંચી જઉં એ હેતુથી આશા ભટ્ટે મને સારી પેઠે સુખડીનું ભાથું બંધાવ્યું હતું. સાથે થોડા દ્રમ્મ આપ્યા હતા, અને ઢાલ–તલવાર બાંધું એવડો

મોટો હું નહોતો, પણ વીરમે મને વિદાય થતી વખતે એક મ્યાનબંધ કટાર આપી હતી તે કોઇ આપત્તિસમયે આત્મરક્ષણ માટે પૂરતી હતી. ઘોડો તો હું મંડલીમાં સાથે લઇને આવ્યો હતો તે જ લાંબો પ્રવાસ ખેડી શકે તેવો સશક્ત હતો. આટલી સામગ્રી સાથે હું ચડ્રાવલિ, મેવાડ, ગોડવાડ, નડ્ડૂલ ગમે ત્યાં પહોંચી શકું તેમ હતું અને ભાગ્ય અજમાવી શકું તેમ પણ હતું.

મંડલીથી નીકળીને પહેલાં તો મેં પાટણ જવાનો નિશ્ચય કર્યો. પાટણ એ આસપાસના કોઈ પણ પ્રદેશમાં જવા માટેના મધ્યસ્થાનરૂપ છે. મારા જેવા છોકરાને ક્યાંયનો સથવારો જોઇતો હોય તો તે પાટણમાંથી મળી શકે. અનાજ, રૂ, ઊન, કરિયાણું, લાકડું વગેરેનાં ગાડાં, ઊંટ કે પોઠિયાની વણઝારો રોજ આવ્યે જતી હોય અને તરેહવાર વસ્તુઓ વેપારીઓ આસપાસનાં ગામોમાં લઇ જતા હોય એટલે સથવારાની ખોટ તો પડે જ નહિ.

મેં પૂર્વે એક વાર પાટણ જોયેલું હતું, પરન્તુ હું પાટણનો ભોમિયો નહોતો કે ત્યાં કોઈ મારું પરિચિત માણસ નહોતું, એટલે કોટની બહાર કીર્તિસ્થંભ પાસે આવેલી એક પાંથશાળામાં હું ઊતર્યો.

બીજે દિવસે સવારમાં સહસ્રલિંગને આરે નાહી, કપડાં ધોઇ સૂકવી, સુખડીનું ભાથું ખાઇ હું કુમારદેવની પાઠશાળામાં ગયો. એ પાઠશાળાના વિદ્યાર્થીઓની વચ્ચે મેં મંડલીના બીજા વિદ્યાર્થીઓ સાથે અગાઉ બે–ત્રણ દિવસ ગાળેલા, પણ એટલા ટૂંકા પરિચયને કારણે વર્ષો પછી કોઈ મને ઓળખી શક્યું નહિ. આચાર્ય કુમારદેવ પચાસેક વિદ્યાર્થીઓના માંડલાની વચ્ચે આસન પર બેઠા બેઠા તેમને કાંઇ પાઠ આપતા દેખાયા, એટલે ત્યાં હું પણ વિદ્યાર્થીઓની સાથે મૂગોમૂગો બેસી ગયો.

કુમારદેવ તે વખતે પચાસેક વર્ષની વયના હશે. તેમની ભરાવદાર દાઢીના અને શિખાગુચ્છના કાબરચીતરા વાળની વચ્ચે દીપતા ત્રિપુંડ્રશોભિત વદનમંડળનાં તેજઃકિરણો જાણે વિદ્યાર્થીઓના અંતરમાં પ્રવેશી રહ્યાં હતાં અને એ અંતરને તેમની ઓજસ્વી

વાણીની અમૃતવૃષ્ટિ પરિપ્લાવિત કરી રહી હતી. તે વખતે આચાર્યશ્રી સિદ્ધરાજ મહારાજ સંબંધી કથા કહેતા હતા:

"ધારાદુર્ગના દ્વાર ઉપર આક્રમણ કરવાની સેનાપતિને આજ્ઞા કરીને મહારાજ જયસિંહદેવ એક હાથી પર બેઠા હતા, તે હવે ઊતરીને અશ્વ પર બેઠા. સૈન્યમાં વિશાળ હસ્તીદળ હતું, અશ્વદળ હતું, ઊંટદળ હતું, છતાં જયસિંહદેવે તે કાળે અશ્વ ઉપર જ બેસવાનું પસંદ કર્યું. કોઈના મનમાં પ્રશ્ન થાય કે હાથીની અંબાડીને બદલે રાજા એ વખતે બીજા સામાન્ય સૈનિકોની પેઠે અશ્વ પર કેમ બેસે? પણ શત્રુના સૈન્યના વ્યૂહને પોતાના સૈન્યના વ્યૂહથી ભેદવા માટેના યુદ્ધમાં અને દુર્ગને ઘેરીને એકીસામટું આક્રમણ કરી દુર્ગ તોડવા માટેના યુદ્ધમાં જે ભેદ રહેલો છે તે ભેદને કારણે એવે વખતે હાથી કરતાં અશ્વ ઉપરનું આરોહણ રાજાને માટે વિશેષ ઉપયુક્ત બને છે એ જયસિંહદેવ સમજતા હતા. યુદ્ધનો પ્રકાર, સૈન્યનો પ્રકાર, વ્યૂહનો પ્રકાર, તત્કાલીન ધ્યેયનો પ્રકાર, એ બધું લક્ષમાં રાખીને જે સેનાપતિ પોતાનું વાહન અને સ્થાન નિશ્ચિત કરે તે સેનાપતિને ચતુર સમજવો."

"દેવ! એ કાળે જયસિંહ મહારાજને અશ્વનું વાહન જ કેમ યોગ્ય લાગ્યું?" એવો પ્રશ્ન એક વિદ્યાર્થીએ પૂછ્યો.

"કહું છું, વત્સ!" એમ કહેતા કુમારદેવ પ્રસન્ન વદને આગળ બોલ્યા: "દીર્ઘ કાળથી જયસિંહ મહારાજ ધારાદુર્ગને ઘેરી સૈન્ય સાથે પડ્યા હતા, પરન્તુ દુર્ગને તોડવાનો કોઈ માર્ગ સૂઝતો નહોતો, અને ગુજરાતની સેનામાં એવો એક વહેમ પ્રચલિત થયો હતો કે ધારેશ્વર મહાદેવનું વરદાન છે કે ધારાદુર્ગ અજિત્ય જ રહેશે તથા તેને કોઈ તોડી શકશે નહિ. આ વહેમથી કેટલાક સૈનિકોનાં મન નિરાશ કે વિક્ષિપ્ત થઈ જાય એવો જયસિંહ મહારાજને સંશય હતો. હવે જ્યારે મહારાજે દુર્ગનું એક નિર્બળ દ્વાર જોઈને તે દિશાએ જ સૈન્યને આક્રમણ કરવાની આજ્ઞા કરી ત્યારે સૈનિકોનાં મન સંશયાતુર કે નિરુત્સાહ બની ન જાય તેટલા માટે

 

મહારાજ પોતે આક્રમણનો વેગ કોઇ સ્થળે ઘટી જાય નહિ તેની તપાસ રાખવા ઇચ્છતા હતા અને સૈનિકોનાં હૃદયોને ઉત્સાહથી સિંચિત કરવા માટે પોતાને ચોમેર ઘૂમવું પડશે એવું તે સમજતા હતા, તેથી જ તેમણે અશ્વારોહણ કરવાનું ઇષ્ટ માન્યું હતું.

* न गजैर्न नरैः कार्यं सिद्धिमभ्येति भूभृताम् ।
तथा निमिषमात्रेण यथा हयैः सुसाधितैः ॥

હાથી શક્તિમાં ઉત્તમ છે, ઊંટ દીર્ઘ પ્રવાસ માટે ઉત્તમ છે, પણ અશ્વ વેગમાં ઉત્તમ છે, અને સૈન્યની વચ્ચે ઘૂમવા માટે તે કાળે તો વેગવાન અશ્વ જ મહારાજને ઉત્તમ વાહન લાગ્યું હોય એ સ્વાભાવિક હતું.''

''સત્યમેતત્.'' એ–ત્રણ વિદ્યાર્થીઓ એકી સાથે બોલ્યા.

આચાર્યે કથા આગળ ચલાવી: ''જે દ્વાર તોડવાને ગુજરાતની સેના દુર્ગ ઉપર આક્રમણ કરી રહી હતી, તે દ્વારના દુર્ગભાગ ઉપર માલવસેના ઊભરાઈ રહી હતી. પરમાર કુળનો સૂર્યચિહ્નાંકિત ધ્વજ એક દીર્ઘ દંડ ઉપર ફરકતો હતો. ગુજરાતના સૈનિકો દુર્ગ ઉપર તીરનો, ગોફણનો અને ચક્રોનો મારો ચલાવી રહ્યા હતા અને તેવાં જ અસ્ત્રોની શત્રુ તરફની વૃષ્ટિને ઝીલી પણ રહ્યા હતા. ધારાદુર્ગને ફરતી વિશાળ જલપૂરિત ખાડી હતી તેને તો ગુજરાતનું સૈન્ય ઓળંગી ચૂક્યું હતું અને દુર્ગ તરફ ધસી રહ્યું હતું, પરંતુ એ સૈન્યને દુર્ગ સુધી નહિ પહોંચવા દેવા માટે માલવી સૈન્ય ખડે પગે ઊભું રહી અસ્ત્રોનો વરસાદ વરસાવી રહ્યું હતું. એથી ગુજરાતના સૈનિકો પાછા ન હઠે તે માટે જયસિંહ મહારાજ સાવધાન રહેલા હતા.

''આક્રમણનો વેગ પ્રતિક્ષણે વધતો હતો અને એક સૈનિકે હાથમાં પકડેલો તામ્રચૂડાંકિત ધ્વજ જેના દેહ ઉપર તડકછાંયડાની રમત રમતો ફરકી રહ્યો છે એવા જયસિંહ મહારાજ પ્રસન્ન થઈ

* જેવી રીતે ઘોડાઓથી નિમિષમાત્રમાં (યુધ્ધે ચડેલા) રાજાઓનાં કાર્યો સિદ્ધ થાય છે તેવી રીતે હાથીઓ કે માણસોથી થતાં નથી.

રહ્યા હતા એવામાં ગુજરાતનું સૈન્ય દુર્ગના બંધ દ્વાર પાસે પહોંચ્યું અને દ્વાર તોડવાને મથન કરવા લાગ્યું તે જયસિંહ મહારાજે જોયું. લોહના આટા–પાટાથી દુર્ભેદ્ય એવાં દુર્ગદ્વાર મુદ્ગર, ઘણ, કુશિ કે કોદાળાથી તૂટી શકવાનો સંભવ નથી એવું જોઇને જયસિંહ મહારાજે આજ્ઞા કરી કે યશઃપટહને એ કામ સોંપો. યશઃપટહ એ જયસિંહ મહારાજનો માનીતો હાથી હતો. તેનાં કુંભસ્થળ વજ્રશાં હતાં અને તેનામાં એક શત અશ્વનું બળ હતું. મહારાજની આજ્ઞા થતાં મહાવતે યશઃપટહને દુર્ગદ્વાર ભણી દોડાવ્યો. સૈનિકોએ માર્ગ કરી આપ્યો અને હાથીએ પોતાના કુંભસ્થળ વડે એવા જોરથી દ્વાર ઉપર આઘાત કર્યો કે દ્વારની અંદરની ભોગળ ભાગી ગઈ અને દ્વાર ઊઘડી ગયાં. પણ જાણે યશઃપટહ જયસિંહદેવને માલવ દેશ જિતાડવા માટે જ જીવતો હોય તેમ દુર્ગદ્વાર ભેદાતાં ત્યાં ને ત્યાં જ ચકરી ખાઇ જમીન પર પછડાયો અને મૃત્યુ પામ્યો.

"યશઃપટહના મૃત્યુની જાણ તત્કાળ તો જયસિંહદેવને થઇ નહિ, પણ તેમણે જોયું કે ગુજરાતની સેના દુર્ગની અંદર રેડાવા લાગી છે, અને દુર્ગ ઉપર એક વાર પરમારોનો રાજધ્વજ ફરકતો હતો તેનો નિપાત થતાં તે જ સ્થળે ગુજરાતનો કુક્કુટધ્વજ ફરકી રહ્યો છે, એ દૃશ્યથી તેમના આનંદની પરમાવધિ થઈ."

એક વિદ્યાર્થીએ પૂછ્યું: "ગુરુદેવ ! જયસિંહદેવે ગુજરાતનો રાજધ્વજ કેમ કુક્કુટાંકિત યોજ્યો હશે ?"

આચાર્યદેવની મુખમુદ્રા એ પ્રશ્નથી પ્રસન્ન થઇ અને તેમણે સ્મિત કરતાં એ જ વિદ્યાર્થીને પૂછ્યું કે "રાજધ્વજ પરના ચિહ્નને માટે કુક્કુટ જેવું પ્રાણી મહારાજે પસંદ કર્યું તેનું તું શું કારણ અનુમાને છે?"

પૃચ્છક વિદ્યાર્થી તો કશો ઉત્તર આપી શક્યો નહિ, પણ તેની બાજુએ બેઠેલા બીજા વિદ્યાર્થીએ ઉત્તર આપ્યો: "દેવી કંટેશ્વરીનું વાહન કૂકડો છે, અને ચૌલુક્યવંશની કુળદેવી કંટેશ્વરી છે, એટલે મહારાજે કૂકડાને ધ્વજ ઉપર સ્થાપ્યો હશે."

"તારી કલ્પના તો સુઘટિત લાગે છે, પરન્તુ તે યથાર્થ નથી."

એમ કહી આચાર્યે બીજા વિદ્યાર્થીઓ ઉપર પૃચ્છક દૃષ્ટિ ફેરવવા માંડી, એટલે એક બ્રાહ્મણ વિદ્યાર્થીએ કહ્યું: "મને એમ લાગે છે કે કૂકડો હંમેશાં અરુણોદય થયા પૂર્વે જાગીને પોતાના સ્વર વડે લોકોને જગાડે છે એટલે એને જાગૃતિનું પ્રતીક માનીને જયસિંહદેવે ધ્વજ ઉપર તેને સ્થાપિત કર્યો હોવો જોઇએ."

"એ તર્ક પણ સુઘટિત છે, પરંતુ જયસિંહદેવ જેવા ચક્રવર્તી રાજાનું ધ્યેય તેમાંથી પ્રકટ થતું નથી, હરિદેવ!" આચાર્યે એકસરખી પ્રસન્ન મુદ્રાથી દૃષ્ટિ ફેરવતાં એ વિદ્યાર્થીને સંબોધીને કહ્યું.

તે જ ક્ષણે મને આચાર્ય શૈલદેવે કહેલો એક શ્લોક સાંભર્યો:

*सुमनोऽन्तर्हितमधुरसपरीक्षणे षट्पदः सदा दक्षः ।
नीरक्षीरविवेके हंसो मानससरश्चरश्चतुरः ॥
वसन्तकाले वञ्जुलकलगाने कोकिलः स्वयं कुशलः ।

એ પ્રમાણે ત્રણ પદોને મનમાં સંભારીને ચોથું પદ હું પ્રકટ રીતે બોલી ઊઠ્યો:

"संगरसहस्रकीर्तितयुयुत्सुकूरस्तु ताम्रचूडवरः ॥"

તત્ક્ષણ આચાર્યદેવની દષ્ટિ મારા ભણી આકર્ષાઈ અને કેટલાક વિદ્યાર્થીઓ પણ મારા ભણી જોવા લાગ્યા.

ક્ષણભર મને જોઈ રહીને આચાર્યદેવ બોલ્યા: "વત્સ! તારા યથાર્થ ઉત્તરે મને પ્રસન્ન કર્યો છે."

અને પછી બધા પ્રત્યુત્તરોનો સમન્વય કરીને તેમણે શીઘ્ર શ્લોકરચના કરી:

* અર્થ—પુષ્પમાં રહેલા મિષ્ટ રસની પરીક્ષામાં ભ્રમર દક્ષ છે. દૂધ-પાણીને છૂટાં પાડવાના વિવેકમાં માનસરવાસી હંસ ચતુર છે, વસંત ઋતુમાં મધુર કલગાન કરવામાં કોયલ કુશળ છે; પરંતુ અનેક સંગ્રામમાં ક્રૂર યુયુત્સુ જેવો કૂકડો સુકીર્તિત છે.

* " कण्टेश्वरी महादेवी येन कुक्कुटवाहनी ।
अरुणोदयनात्पूर्वं यश्च जागर्ति सर्वथा ॥
दक्षः शत्रोर्विनाशे च युयुत्सूनां धुरंधरः ।
ततः स सिद्धराजेन स्थापितः कुक्कुटो ध्वजे ॥ "

શ્લોકો ઉચ્ચારી રહ્યા પછી આચાર્યે મારા ભણી દૃષ્ટિપાત કરીને પૂછ્યું: " તું અહીં રહીને અભ્યાસ કરે છે કે નગરમાંથી આવે છે ? "

મેં ઊભા થઈ હાથ જોડીને કહ્યું: " નહિ દેવ ! હું તો અત્યારે જ પાઠશાળામાં માત્ર આપના દર્શનાર્થે આવેલો અતિથિ જેવો છું. મંડલીની પાઠશાળામાં હું થોડું ભણ્યો છું; હવે તો અભ્યાસ છોડી દીધો છે. "

" મેં તારી મુખમુદ્રા કોઈ વાર જોઈ હોય એમ લાગે છે. "

" હા, દેવ ! મંડલીના વિદ્યાર્થીઓ સાથે હું અહીં આવેલો અને બે ત્રણ દિવસ રહેલો. "

" બરાબર, તે જ સમયે તને જોયો હશે. અસ્તુ...જયસિંહદેવના કુક્કુટધ્વજની વાત હવે આપણે કરીએ. કુક્કુટધ્વજ એ ગુર્જરેશ્વરનો જ રાજધ્વજ નહોતો, ચક્રવર્તી જયસિંહદેવનો જ પ્રતિષ્ઠાધ્વજ નહોતો, પરંતુ ગુર્જર રાષ્ટ્રની પ્રજાને પ્રાણથીય પ્યારો એવો રાષ્ટ્રધ્વજ હતો. તેનું દર્શન પટણી સૈનિકોના રુધિરમાં વેગ મૂકતું, તેને નમન કરતાં તેઓનાં અંતર ભક્તિભરિત બનતાં અને તેના રક્ષણ માટે તેઓ પ્રાણ ન્યોછાવર કરતાં પાછું વાળી જોતા નહિ. જેવી રીતે દેવમૂર્તિ બને છે માત્ર એક પાષાણના ટુકડાની તેવી રીતે રાષ્ટ્રધ્વજ બને છે કાષ્ટના દંડ અને કાપડના ટુકડાનો, પરંતુ તેમાં પ્રતિષ્ઠિત હોય છે રાષ્ટ્રનો પ્રાણ અને તેથી તેમાં જે પાવિત્ર્ય રહેલું છે તે સર્વદા વંદનીય હોય છે. એવો ગુર્જર રાષ્ટ્રનો

* મહાદેવી કંટેશ્વરી જે કૂકડાનું વાહન કરે છે, અરુણોદય પૂર્વે જે હંમેશાં જાગે છે, શત્રુના વિનાશમાં દક્ષ અને યુયુત્સુઓમાં જે ધુરંધર છે, તે કૂકડાને સિદ્ધરાજે ધ્વજમાં સ્થાપિત કર્યો છે.

કુક્કુટધ્વજ ધારાના દુર્ગ ઉપર ફરકતો જોઇને ગુજરાતના સૈનિકોનાં અંતર નાચી ઊઠ્યાં. લાંબા સમયથી ધારાને ઘેરીને પડેલા પટણીઓની સેના દુર્ગમાં જાણે ધોધબંધ વહેવા લાગી અને છેવટે માલવનરેશ નરવર્માને એ કુક્કુટધ્વજને નમવાનો સમય આવ્યો. એ રીતે ચક્રવર્તી જયસિંહદેવે માલવા ઉપર પોતાની આણ વર્તાવવાનો સંકલ્પ કરી રાખ્યો હતો તે પાર પડ્યો અને ગુજરાતની પ્રજાએ તે કાળે એક અપૂર્વ મહોત્સવ માણ્યો."

આચાર્યની કથા પૂરી થઇ અને એ કથાએ મારા અંતરમાં કુક્કુટધ્વજની એક દેવરૂપે જાણે પ્રતિષ્ઠાપના કરી.

મેં જ્યારે મહારાજ ભીમદેવને કહ્યું હતું કે મારે ખખડધજને ખૂબખૂબ ઊંચો ચડેલો જોવો છે ત્યારે મારા મસ્તિષ્કમાં એ ધ્વજની જે મહત્તા અને પવિત્રતા વસી નહોતી તે હવે વસવા પામી, એટલું જ નહિ પણ કૂકડાને ધ્વજ ઉપર સ્થાપનાર યુયુત્સુ વૃત્તિવાળા જયસિંહદેવ ચક્રવર્તીને માટે મારા મનમાં પણ અપરંપાર માન ઊપજ્યું. જે યુયુત્સુ વૃત્તિએ એ ગુર્જરેશ્વરને ચક્રવર્તીપદ આપ્યું હતું એ યુયુત્સુ વૃત્તિ જ ગુજરાતને અખંડ અને સુરક્ષિત રાખશે; ખડ્ગની પૂજા, ખડ્ગધારિણી દેવીની પૂજા કે યુયુત્સુ એવા કૂકડાની પૂજાથી કશું વળવાનું નથી, એ વિચારસરણીએ તે સમયે મૂળરાજદેવના નાટકમાં ખડ્ગનું દાન માંગનાર પેલા બ્રાહ્મણનું મને પુનઃસ્મરણ કરાવ્યું; અને જાણે મારા મનનો એક કૂટ પ્રશ્ન એ એ ક્ષણે પૂરેપૂરો ઊકલી ગયો હોય અને હું આનંદરોમાંચ અનુભવતો હોઉં એવી લાગણી મને થઈ આવી.

કથા પૂરી થવાથી વિદ્યાર્થીઓ વીખરાઈ ગયા હતા અને આચાર્ય પોતાના નિવાસસ્થાનમાં ચાલ્યા ગયા હતા. હું હજી વૃક્ષની હેઠળ જ ઊભો હતો, એટલામાં એક વિદ્યાર્થી મારી પાસે આવ્યો અને આચાર્યદેવ મને બોલાવે છે એમ કહ્યું, એટલે હું તેની સાથે ચાલ્યો.

આચાર્યની આંખોમાં મેં પ્રસન્નતા જોઇ, એટલે એ

મહાપુરુષની સમક્ષ જતાં મને ક્ષોભ થયો નહિ. હું નમન કરીને તેમની સમીપે જઈ બેઠો એટલે તેમણે મને પૂછ્યું: "મંડલીમાં આચાર્ય વેદગર્ભરાશિ વગેરે બધા કુશળ છે ને?"

મેં કહ્યું: "જી હા, બધા કુશળ છે."

"તારું નામ શું?"

"જયંતસિંહ."

"તારી વય હજી અભ્યાસ કરવા જેવડી છે ને તેં પાઠશાળા કેમ છોડી દીધી?"

ઉત્તરમાં મેં મારી વિશેષ ઓળખાણ આપી અને મહારાજ ભીમદેવની આજ્ઞાથી મારે કેવા સંયોગોમાં પાઠશાળા છોડવી પડી તે કહ્યું. વિશેષમાં ક્યાંય રહીને સુભટ થવાનો અભિલાષ મેં કહી બતાવ્યો અને એ અભિલાષની પૂર્તિ માટે મેં તેમની સહાયની પણ યાચના કરી.

થોડી ક્ષણો સુધી વિચાર કરીને આચાર્ય બોલ્યા:

"વત્સ! તારા જેવા તેજસ્વી વિદ્યાર્થીને હું આ પાઠશાળામાં રાખું પરંતુ જ્યારે સ્વયં મહારાજે તને મંડલીની પાઠશાળામાં રહેવા દેવાની ના કહી, ત્યારે હું તને અહીં રાખી શકું એમ મને નથી લાગતું. પરન્તુ તું ધવલક્ક* જઈને રાણા લવણપ્રસાદને મળ, તે તારી યોગ્યતાનું મૂલ્ય બરાબર આંકશે અને તને કાંઈ સેવાચાકરી આપશે."

"આપની આજ્ઞા હું મસ્તકે ચડાવું છું, પરન્તુ મહારાજ ભીમદેવથી ધુત્કારાએલો હું રાણા પાસે આશ્રય મેળવી શકીશ ખરો?" મેં શંકા દાખવી.

"હા, મેળવી શકીશ. હું તને રાણા ઉપર ભલામણનો પત્ર આપીશ."

---

* હાલનું ધોળકા. પોતાના પિતામહ ધવલના નામ ઉપરથી રાણા લવણપ્રસાદે ધવલક્ક વસાવેલું.

કૃતજ્ઞતાવશ મેં નમન કર્યું. તત્ક્ષણ આચાર્યે કલમદોત મંગાવ્યાં અને વસ્ત્રપટના એક કકડા પર કાંઈ લખ્યી, તેને એક વાંસનળીમાં બંધ કરી, એ નળી મને આપી. હું આચાર્યને પુનઃ નમન કરીને ત્યાંથી પાંથશાળામાં પાછો ફર્યો.

(૨)

ધવલક્ક જવા માટે ધીરે ધીરે પ્રવાસ કરવામાં મેં ત્રણેક દિવસ ગાળ્યા. ત્રીજે દિવસે બે પહોર થતાં પહેલાં હું ધવલક્ક પહોંચી જઈશ એમ ધારેલું, પરન્તુ મધ્યાહ્ન વીતી ગયા છતાં ધવલક્ક આવ્યું નહિ એટલે માર્ગમાં કોઈ સ્થળે રોકાઈને આરામ લેવાનો વિચાર કરતો હું આગળ વધ્યે જતો હતો; એટલામાં થોડે દૂર એક વૃક્ષાવલિ નજરે પડી. એ વૃક્ષોની છાયામાં થોભી, થોડું ખાઈ, આરામ લઈશ અને સાંજે પાછો આગળ વધીશ એમ ધારીને હું એ તરફ ચાલ્યો.

પાંચ–સાત વૃક્ષોની ઘટા ચોપાસ વિસ્તરેલી હતી અને એક વડના ઝાડની આસપાસ ચોતરો બાંધેલો હતો ત્યાં જઈને હું ઘોડા પરથી ઊતરી ગયો. ચોતરાથી થોડે આઘે એક વૃક્ષ હેઠળ વિસામાનો ઊંચો ઓટલો હતો, તેની પાસે સુઘડ ક્યારાઓમાં કેટલાક ફૂલરોપની નાની ફૂલવાડી હતી, નજીકમાં ચબૂતરો હતો, તે ઉપર ઊંચી છત્રી હતી અને ચબૂતરાની હેઠળના ખંડમાં પાંચ સાત પાણીના ગોળાઓ ભરેલા નજરે પડ્યા એટલે એ પરબ હશે એમ હું સમજી ગયો.

આકરા તાપમાં આવીને તુરત ખાવા–પીવાની મારી ઇચ્છા નહોતી, એટલે ચોતરા પર ગાદી પાથરીને હું આડે પડખે થયો અને ઘોડો હેઠળ પડેલાં લીલાં–સૂકાં પાંદડાં ચરવા લાગ્યો.

એકાદ ઘડી હું એમ સૂતો હોઈશ, એટલામાં કોઈનો પગરવ મારે કાને પડ્યો, એટલે પાસું ફેરવીને આંખો ઉઘાડી મેં નજર કરી. પાણી ભરેલો નાનો માટીનો ઘડૂલો અને ઉપર ઢાંકેલું તાંબાનું પવાલું મારી પથારીની બાજુમાં મૂકીને પાછી ફરતી એક છોકરીને મેં જોઈ.

હું અચરજ પામ્યો: વગરમાંગ્યે એ છોકરી પાણી મૂકીને મૂગી મૂગી પાછી ફરતી હતી તેથી નહિ, પરન્તુ તેની દેહયષ્ટિ જોઇને હું અચરજ પામ્યો હતો.

કાળા સીસમના લાકડામાંથી કોતરી કાઢેલી પૂતળી જેવી એ છોકરી હતી. સફેદ ચણિયો અને સફેદ કાંચળી તેણે પહેરી હતી. માથા પરના ઓળેલા કેશ અને તેના કપાળની ચામડીનો રંગ એક બીજામાં એવાં ભળી જતાં હતાં કે કેશની સીમાસૂચક રેખા શોધતાં પણ શ્રમ પડે, એવો તેના દેહનો વર્ણ હતો. પરન્તુ વસ્તુતઃ છોકરીના એવા અદ્‌ભુત કૃષ્ણ વર્ણથી ય હું જેટલું આશ્ચર્ય પામ્યો નહોતો તેટલું આશ્ચર્ય પામ્યો હતો એ કૃષ્ણ દેહયષ્ટિમાં ઈશ્વરે ભારોભાર ભરેલા સૌંદર્ય—લાવણ્યથી.

પાઠશાળામાં રહીને હું સ્ત્રીના સૌંદર્યને જોતાં શીખ્યો જ નહોતો એમ કહીએ તો ચાલે. મારી વય પણ એવું કાંઇ શીખવા સમજવા જેવડી નહોતી. પરન્તુ આ છોકરીને જોતાં જ મારા ચિત્તમાં સૌંદર્યની પિછાણનો જાણે પ્રથમાંકુર ફૂટ્યો.

છોકરીની વય અગીઆર—બાર વર્ષથી વધારે નહિ હોય. તેનાં આંખ, નાક, કાન, કપાળ, કપોલ, હડપચી ઇત્યાદિ અને ઉદર, કટિ, વક્ષ, હાથ, પગ તથા આંગળાં એ બધું મને એટલું ઘાટીલું—સુપ્રમાણયુક્ત અને સુંદર લાગ્યું કે કોઈ ચતુર શિલ્પકારે કાળા આરસમાંથી લાવણ્યયુક્ત પૂતળી કોતરી હશે અને પછી કોઈ તપસ્વી ઋષિએ તેનામાં પ્રાણારોપણ કર્યું હશે એવી કલ્પના કર્યા સિવાય હું રહી શક્યો નહિ.

તેના કૃષ્ણ અને તેજસ્વી વદનને તો હું બે જ ક્ષણ જોઈ શક્યો હોઇશ અને તુરત તે પાછી ફરી હતી, પરન્તુ એ ક્ષણોમાં તેની આંખોનું જે નિર્દોષ તગતગતું તેજ મારી આંખોમાં ભરાઇ ગયું હતું તે ભૂલ્યું ભુલાતું નહોતું, અને એ તેજધારાએ મારા ચિત્તમાં જે ચમત્કાર નીપજાવ્યો હતો તેથી મને માનવાનું મન થતું હતું કે જાણે તે કાલિકાનું બાલા સ્વરૂપ જ હોય.

એ છોકરીના સૌંદર્ય–લાવણ્યનો જ વિચાર કરતો હું પથારીમાં બેઠો થયો. ઘડૂલામાંથી પવાલામાં પાણી રેડીને હું તે પી ગયો. પાણી મને મીઠું લાગ્યું. પાણીની મિઠાશ તેની નિર્મળતા અને શીતળતામાં નહિ, પણ એ દેવીશી બાલાએ મારું આતિથ્ય કરવાને આપેલી પ્રસાદી હતી તેવી મારી માન્યતામાં રહેલી હતી.

દાબડો છોડીને તેમાંથી ભાથું કાઢી મેં ખાધું, પુનઃ પાણી પીધું, હાથ–મ્હોં ધોયાં, એ બધું કરતાં મારી નજર એ પરબ સામે જ લાગી રહી હતી. એ બાળા ત્યાં જ હશે, ત્યાં જ તેનું દર્શન થઇ શકશે અને તેના સૌંદર્યને હું હવે આંખો ભરી–ભરીને પીશ એવી આશા ચિત્તમાં રમ્યા કરતી હતી.

ઘડૂલામાં થોડું પાણી હતું, પણ મેં તે હાથ–મ્હોં ધોવામાં વેડફી નાંખ્યું અને ઘડૂલો ખાલી કર્યો. પરબ પર જઇને બીજું પાણી માંગવા માટે ઘડૂલો ખાલી કર્યા વિના કેમ ચાલે? ખાલી ઘડૂલો લઇને હું પરબ તરફ જવાની તૈયારી કરતો હતો, એટલામાં મારી તરફ લાકડીને ટેકે ચાલી આવતા એક ડોસાને મેં જોયો અને હું અટકી પડ્યો. મારી પાસે આવીને તેણે પૂછ્યું: “બીજું પાણી જોઇએ છે કુંવર?”

મેં કહ્યું: “ના, ના, અત્યારે તો નથી જોઇતું, પણ જોઇશે તો હું જ પરબે આવીને લઈ જઇશ.”

“આપ ભલે આરામ કરો, હું જઇને મોકલાવું છું.”

મને એની વાત ગમી, એટલે ‘એવો શ્રમ ન લેશો’ એમ કહેવા જેવો વિનય મેં ન દાખવ્યો.

થોડી ક્ષણો ગઇ, મારી નજર ત્યાં જ હતી, એટલામાં કટિ પર ટેકવેલા પાણીભર્યા ઘડૂલા સાથે એ બાળા આવતી દેખાઇ. ઘડૂલો ટેકવવામાં, ભારની સમતોલતા જાળવવાની દેહયષ્ટિની છટામાં અને ચાલતી વખતે ડગલાં ભરવામાં જે અપ્રતિમ લાવણ્ય તેના અંગાંગમાંથી પ્રકટતું દેખાતું હતું તેથી હું જાણે મુગ્ધ બની ગયો.

તે આવી અને ચોતરા પર ઘડૂલો મૂકી પાછી જતી હતી, ત્યાં મેં પૂછ્યું: "આ પરબ કોના તરફથી ચાલે છે?"

"ધવલક્કના માંડણ શેઠ તરફથી." તે બોલી અને મને લાગ્યું કે પ્રભુએ સ્વરમાધુર્યમાં પણ તેને ઊણી રહેવા દીધી નથી.

"ત્યારે તમે બાપ-દીકરી..."

મારા પ્રશ્નનો ભાવાર્થ અધવચથી પકડી લઇને તે બોલી: "અમે તો શેઠ તરફથી આ પરબ અને ચબૂતરો સાચવવા રહીએ છીએ. તમે ધવલક્ક જાઓ છો?" તેણે નિર્દોષ ભાવે મારી ભણી આંખો ટેકવીને પ્રશ્ન કર્યો.

"હોવે, ધવલક્ક હવે કેટલું છેટું રહ્યું?"

"દોઢ-બે ગાઉ. સૂરજ આથમ્યે નીકળો તોયે દી છતાં ગામમાં પહોંચી જાઓ."

"તમને માંડણ શેઠ શું આપતા હશે?" એની સાથેની મીઠી વાતચીત લંબાવવાને મેં પૂછ્યું.

"ખાવાના દાણા આપે, વર્ષે બે જોડી પાણકોરું આપે અને મહીને પાંચ દ્રમ્મ રોકડા આપે."

"કોઈ જતા-આવતા શેઠ-શાહુકાર પણ કાંઇ આપતા હશે."

"ના, ના, આપે તોય અમે લઇએ નહિ. આ તો ધરમની પરબ છે. તમે ક્યાંથી-પાટણથી આવો છો?"

"આવું છું પાટણથી, પણ નીકળેલો મંડલીમાંથી."

"ત્યારે મંડલીમાં ધાડ પડેલી અને ભીમ મહારાજનાં ઘોડાં ગયાં એ સાચી વાત?"

"હા."

"કોણ, લખમણદેવ જ ઘોડાં લઈ ગયા ને?"

"લોકો એવી વાત તો કરે છે."

"એ તો એ જ લઈ ગએલા, એમાં ફેર નહિ. અહીં થઇને દોઢસો માણસોનું ધાડું લઈ ગએલા, ત્યારથી મેં ધારેલું કે ઠાકોરે કોઇ મોટા થાલ પર ચોટ લગાવવી ધારી છે."

"લખમણદેવને તું ઓળખે છે?"

"હોવે, મેં જ તેમને પાણી પાએલું. નખ–શીખ તમારા જેવા જ છે. પણ તમે નાના છો, એ તમારા મોટા ભાઇ જેવા લાગે."

તેની વાતે મને વધુ ચમકાવ્યો અને તેને કાંઇ વધુ પૂછું તે પહેલાં તો તે પાછી ચાલતી થઇ. તે અદૃશ્ય થઇ અને મેં જાણે સ્વપ્નમાં જ કોઈ મધુરતાની મૂર્તિ જોઇ હોય અને તત્ક્ષણ સ્વપ્ન પૂરું થયું હોય એમ મને લાગ્યું.

ત્રીજો પ્રહર પૂરો થતાં તાપ જરા ઓછો થયો. ધવલક્ક પહોંચવા માટે તો હવે થોડી જ વાટ બાકી હતી, તો શામાટે ત્યાં જ ટાઢો પહોર થતાં સુધી ન રોકાવું? રોકાવાથી એ બાળાનું એકાદ વધુ વાર દર્શન થાય તો પણ મારે મન એ રોકાણ સાર્થક હતું.

થોડું પાણી પીને મેં ખડિયામાંથી પોથી કાઢી અને તે વાંચવામાં સમય ગાળવા માંડ્યો. પરબની પછીત ચોતરા ભણી પડતી હતી એટલે ત્યાં બેઠે બેઠે એનું દર્શન શકય નહોતું, પણ કાંઇ મિષ કાઢીને ત્યાં જવાનો જ મારો મનોભાવ હતો. એવા મિષને પકવવા માટે પણ પૂરતો સમય તો જોઇએને? બાળાએ કહ્યું હતું તેમ છેક સાંજે હું ત્યાંથી નીકળું તોય રાત પડતાં પહેલાં સહેલાઇથી ધવલક્ક પહોંચી જઉં તેમ હતું.

ચારેક ઘડી વીતી ગઇ એટલે હું ખાલી ઘડૂલો પહોંચાડવાને મિષે પરબ પર ગયો. બાળા એક ભીલ વટેમાર્ગુના ખોબામાં પાણી રેડી પાતી હતી અને તેનો બાપ પરબની ઊંડાણમાં એક ખાટલા પર બેઠો બેઠો ફરકડી ફેરવીને દોરડું વણતો હતો. ઘડૂલો નીચે મૂકીને મેં ડોસાને પૂછ્યું: "ધવલક્કમાં ધરમશાળા જેવું કાંઇ ઊતરવાનું સાધન મળશે ખરું ને?"

"હોવે, બે મોટી ધરમશાળા છે, ધોળેશ્વર મહાદેવના મંદિરની પરશાળ છે; રાણાજીના રાજ્યમાં જાત્રાળુઓને બધી વાતનું સુખ છે." ડોસાએ જવાબ આપ્યો.

પરબની ઓટલી પર બેસીને હું નેત્રો વડે એ બાળાના

સૌંદર્યનું પાન કરવા લાગ્યો. તે પેલા ભીલના ખોબામાં પાણી રેડતી હતી ત્યારે તેના હાથની આંગળીઓની જેવી મુદ્રા રચાઇ હતી તેવી મુદ્રા મેં મંડલીના મંદિરના એક ભીંતચિત્રમાંની યક્ષકન્યાની આંગળીઓની જોઇ હતી.

પાણી પાઇને તે પાછી પરબમાં આવી પિતાના ખાટલા પાસે બેઠી અને મારી સામે જોઇ રહી. એ ક્ષણે તેનાં નેત્રોમાં મને નિર્દોષતાને સ્થાને ચાપલ્ય દેખાયું.

પરબ પર બેસી રહેવા માટે પણ કાંઈ મિષ જોઈએ એટલે હું ડોસા સાથે કાંઇ વાતચીત કરવાની વસ્તુ શોધતો હતો, એટલામાં એ બાળાએ મને એકદમ પૂછયું: "તમારું નામ જયંતસિંહ, ખરું ને?"

"હેં" કાર મારા મુખમાંથી નીકળી પડયો.

મારા પિતાની વદનચર્યા ઉપરથી આ છોકરી મને ઓળખી ગઇ અને મારું નામ પણ તેણે જાણ્યું એ તો મારા મોટા કુતૂહલનો વિષય બની ગયો.

મને પોતે ઓળખી ગઈ છે એવી તેની સમજને ઉડાવી દેવાને હું ખડખડાટ હસી પડયો. બાળા પોતાની સમજ ભૂલભરેલી માનીને છોભીલી પડી ગઇ.

મેં કહ્યું: "તેં મને લખમણદેવનો દીકરો સમજીને મારું નામ જયંતસિંહ હોવાનું ધાર્યું હશે, ખરું ને? પણ હું જયંતસિંહ નથી, હોં!"

"તમે મંડલીથી આવો છો ને મંડલીમાં ભણતા હશો એમ મેં ધારેલું. લખમણદેવનો દીકરો મંડલીમાં ભણે છે, એટલે......"

"હું સમજ્યો......મંડલીમાં ઘણાય છોકરા ભણે છે. હું તો ધવલક્કના રાણા પાસે જવા નીકળ્યો છું."

"રાણાજી તો હજી કાલે જ પાટણ ગયા."

"એમ? પાછા કયારે આવશે?"

"એ તો કોણ જાણે! ત્રણ ચાર દિવસ તો એ પાટણમાં રોકાવાના."

રાણાને તુરત મળવાનું નહિ બની શકે એમ જાણી હું જરા નિરાશ તો થયો, પરન્તુ એ નિરાશાએ મારા મન પર બહુ અસર કરી નહિ. એ બાળાના લાવણ્ય અને ચાતુર્ય ઉપર હું મુગ્ધ બની ગયો હતો, અને સાંજ પડવા આવી હોવાથી હવે ત્યાંથી મારે ચાલી નીકળવું પડશે અને એ બાળાના પરિચય તથા સાન્નિધ્યનો અંત આવશે તેથી ઊપજતી નિરાશા મને વ્યથિત કરી રહી હતી. તેને આંખો ભરીને જોયા કરું અને પેટ ભરીને તેની સાથે વાતો કર્યા કરું એમ મારા મનમાં થયા કરતું હતું.

હું ધૃષ્ટ બનીને ત્યાં જ બેસી રહ્યો. કોઈ વાર તેના પિતા સાથે વાતચીતનો પ્રસંગ ઉપસ્થિત કરતો, તો કોઈ વાર એ બાળાને વાતચીતમાં ભળવું પડે એવી યુક્તિથી હું વાત કરતો હતો, અને તેની વાતોમાંથી હું તેની દીર્ઘ દૃષ્ટિ, અવલોકનશક્તિ તથા ચાતુર્યનો જેમ જેમ વધુ પરિચય પામતો હતો તેમ તેમ આશ્ચર્યચકિત થતો હતો કે વગડામાં એક પરબને આંગણે ઊગેલું ફૂલ પણ કેવું સૌરભ—સૌંદર્યથી ભરેલું છે!

(૩)

ધવલક્ક વસ્યાને તે વખતે થોડાં જ વર્ષો થયેલાં, પણ ગામ બહુ સારું વસેલું અને રાણાએ તેને સારી પેઠે ખીલવેલું. જયસિંહદેવ મહારાજે મોટું મલાવ તલાવ બંધાવેલું તે તો પાટણથી જ્યારે સૈન્યને સૌરાષ્ટ્ર તરફ જવું પડે ત્યારે માર્ગમાં જરૂરી પાણીનું સાધન જોઈએ એમ સમજીને બંધાવેલું, પણ રાણા લવણપ્રસાદે આસપાસની ખેતરાઉ જમીનને તળાવમાંથી પાણી મળે એવી ગોઠવણ કરીને ખૂબ ફળદ્રૂપ બનાવેલી. મેં પરબ છોડી અને ધવલક્કની ભોં આવી એટલે તુરત મારું ધ્યાન રાણાના રાજ્યનાં હરિયાળાં ખેતર અને ફળાઉ વાડીઓ તરફ આકર્ષાયા વિના રહ્યું નહિ.

અંધારું થતાંથતાંમાં હું ધવલક્ક પહોંચ્યો અને ધોળેશ્વર મહાદેવના મંદિરની પરશાળમાં જ ઊતર્યો. પૂછગાછ કરતાં જણાઈ આવ્યું કે રાણાજી તે જ દિવસે પાટણ ગયા હતા, તે પાછા આવે

ત્યારે ખરા; એટલે નગરમાં ભટકીભટકીને દિવસો ગાળ્યા વિના મારો છૂટકો નહોતો.

મેં જોયું કે રાણાનું રાજ્ય જાગતું હતું. ધવલક્કમાં તો રાણો હજારેક ઘોડું રાખતો પણ રાણાના તાબાનાં આસપાસનાં બધાં ગામોમાં રાણાની હાકલ પડતાં દસ હજાર ઘોડું એકઠું થતાં વાર ન લાગે. ધવલક્કનો વેપાર ઠીક જામ્યો હતો, કારણકે આખા ભાલ ને નળકંઠાનું હટાણું ત્યાં જામ્યું હતું. રાણો કોઇ કારભારી રાખતો નહિ પણ સલાહ આપનારા અમાત્યો માત્ર રાખતો અને જરૂર પડે ત્યારે તેમની સલાહ લેતો. કુમાર વીરધવલ પણ જાણે બાપના પેંગડામાં પગ મૂકીને જ ચાલતો.

પાટણમાં મલ્લશાળાઓ હતી, યુદ્ધકળા શીખવનારી શાળાઓ હતી, તેવું ધવલક્કમાં કાંઈ નહોતું, પણ જુવાન છોકરાઓને વડીલો પાસેથી વારસામાં જાણે યુદ્ધકળા મળ્યા જ કરતી. રજપૂત હોય, વાણીઓ હોય, બ્રાહ્મણ હોય કે ખેડૂત હોય, પણ દરેકને તીર, ભાલો ને તલવાર વાપરતાં ન આવડે ત્યાંસુધી કુંવર વીરધવલ તેને જંપવા દેતો નહિ. અને વરસનો કોઇ મહિનો એવો ભાગ્યે જ જતો હશે કે જેમાં કુંવર તાબાનાં ગામડાંની ભાળ લેવા એકાદ વાર ન ગયો હોય.

ચાર દિવસ વીતી ગયા અને રાણાજી પાટણથી આવ્યાનું મેં જાણ્યું એટલે સવારના પહોરમાં હું તેમની સમક્ષ જઈ વંદન કરીને ઊભો રહ્યો. રાણાજી દેવસેવામાંથી પરવારીને તુરત મળવા આવનારાઓને બોલાવતા તેમાં મારો વારો સૌથી પહેલો આવ્યો. જતાં વાંત રાણાજીએ મને પૂછ્યું: "તું જ કુમારદેવનો પત્ર લઇને આવ્યો છે?"

"હા જી!" કહી મેં તેમના ચરણ સમીપે વાંસનળી મૂકી.

રાણાજીએ વાંસનળી ખોલીને પત્ર કાઢ્યો અને વાંચ્યો. પછી પત્રને બાજુએ મૂકીને તે બોલ્યા: "તારો બાપ બહારવટું ખેડે અને તું મારી પાસે રહેવા આવે તો હું તને સંઘરું ખરો?"

"એ તો મને શી ખબર રાણાજી? આચાર્ય કુમારદેવને આપની શક્તિ તથા હિંમત ઉપર વિશ્વાસ હશે તેથી જ તેમણે મને પત્ર

લખી આપીને આપની પાસે મોકલ્યો હશે ને?" મેં કહ્યું.

મારા જવાબથી રાણાજી જરા વિચારમાં પડ્યા અને તુરત બોલ્યા: "મહારાજે તને મંડલીમાંથી કાઢ્યો અને હું તને આશરો આપું તો મહારાજને કેવું લાગે?"

મેં કહ્યું: "મહારાજને એમ લાગે કે જે છોકરાની કિંમત પોતે ન સમજી શક્યા તેની કિંમત આચાર્યદેવ અને રાણાજી સમજ્યા."

મારો જવાબ સાંભળીને રાણાના મુખમાં સ્મિત ફરક્યું. તે બોલ્યા: "તારા બાપને મોઢરેક લેવું છે, તેમ તારે ય લેવું હશે ને?"

"હા, મારેય મોઢરેક લેવું તો છે, પરંતુ મારા પિતાજીની રીતે નહિ. મારે શક્તિની ઉપાસના કરીને સુભટ થવું છે, પાટણ ને પાટણપતિની સેવા કરવી છે અને પછી મોઢરેક લેવું છે."

"તો તારા બાપને કહે કે આ ધંધો છોડી દે અને મહારાજને પગે પડી જીવનદાન માંગે, તો મહારાજ તેને જરૂર ક્ષમા આપે." રાણાજીએ મને સલાહ આપી.

"એ શકય નથી, રાણાજી!" મેં કહ્યું: "મારા પિતાજી મને ક્યાં મળી શકે તે જ હું જાણતો નથી. મહારાજ પોતે કે આપ પણ તેમને પકડી શકતા નથી તો હું તેમને શોધી શકું ખરો? અને જો હું તેમને મળી શકું નહિ, તો કહી શકું કેવી રીતે?"

"એ તો ખરું. કાંઇક વાવડ મળે છે કે તુરત તપાસ કરાવીએ છીએ પણ તેનો પત્તો જ લાગતો નથી. અને હવે તો તે બહુ જ ફાવી ગયો છે. મંડલીમાંથી જોતજોતાંમાં ત્રીસ ઘોડાં કાઢી ગયો, પણ કોઈ તેને પકડી શક્યું નહિ કે ઘોડાંને ક્યાં ઉતારી ગયો તેની કોઇને ખબર પણ પડી નહિ."

મેં હાથ જોડીને કહ્યું: "રાણાજી! ક્ષમા કરો તો થોડું કહું."

"કહેને!"

"જે રાજ્યમાં આઠ–દસ વરસથી આવું બહારવટું ચાલ્યા

કરે અને બહારવટિયો પકડાય નહિ, તે રાજ્યમાં એવા બીજા દસ બહારવટિયા નથી નીકળી પડતા એ જ મને તો પાટણનરેશનું સદ્ભાગ્ય લાગે છે."

રાણાજી ચમકેલી આંખે મને જોઈ રહ્યા. ધીરે ધીરે તેમની આંખોમાંની ચમક વિરમી અને તેજ ભભૂકયું. થોડી ક્ષણોમાં તેજ પણ વિરમ્યું અને પ્રસન્નતા પ્રકટી. એ પ્રસન્નતાની ક્ષણોમાં તેમણે કહ્યું: "જા, જેતુ! હમણાં તો તું કુંવરના અંગરક્ષક તરીકે રહેજે અને તેમના સેવકોના રસોડે જમજે."

કૃતજ્ઞતાવશ હું રાણાજીના ચરણમાં ઝૂકી પડયો અને ધવલક્કને આબાદ કરનારા એ દીર્ઘદર્શી રાજવી પ્રત્યે મને ખૂબ માન ઊપજ્યું.

(૪)

યુવરાજ વીરધવલના અંગરક્ષકનું માન મારે માટે કાંઇ જેવું તેવું ન કહેવાય, પરન્તુ એ માન કરતાંય મારે જે શક્તિની ઉપાસના કરીને યુદ્ધકળા શીખી સુભટ થવું હતું તે જ મારે મન વિશેષ હતું અને એ માટેની અનુકૂળતા મને ધવલક્કમાં મળી તેથી મારું મન ઉત્સાહમાં રહેવા લાગ્યું.

રાણાજી સ્વાભાવિક રીતે પાટણ અને ધવલક્ક વચ્ચે દોડાદોડી કરતા અને કુંવર ધવલક્ક તથા તાબાનાં ગામોમાં ઘૂમ્યા કરતા. બેઉ બાપદીકરો એવા ચતુર હતા કે વગરકારભારીએ રાજ્ય ચલાવતા અને રજ જેટલી ય વાત બાપદીકરાની જાણ બહાર રહેવા પામતી નહિ.

રાણાજી હમણાં પાટણના દુઃખે દુબળા પડતા જતા હતા એમ ધવલક્કમાં બોલાતું હતું. પાટણના ચૌલુકય રાજવંશ પ્રતિની એકનિષ્ઠા રાણાજીના પિતા અર્ણોરાજમાં જેટલી અડગ હતી તેટલી જ અડગ રાણા લવણપ્રસાદમાં પણ હતી. પાટણની કૃપાદૃષ્ટિથી જ વ્યાઘ્રપલ્લીના રાણાઓ ફાલ્યાફૂલ્યા હતા, એ ઉપકારને રાણાજી કેમ ભૂલે ? અને ગુર્જરેશ્વરનું તેજ ઓછું થતું જાય તે તેમને કેમ સાલ્યા વિના રહે ? આથી તે પાટણના આંટાફેરા ખાતા અને રાજતંત્રનાં વીંખાતાં સાલ–પાંખીઆંને સ્થિર કરવા મથતા.

મહારાજ ભીમદેવ સુખાળવા થતા જતા હતા, રાજ્યકાર્યભાર પર લક્ષ આપતા નહિ, ઠક્કુરો જેમ તેમ કારભાર ચલાવ્યે જતા, ગામડાંમાંથી રાજભાગ પૂરો પાધરો આવતો નહિ, માંડલિકો બેપરવા બન્યે જતા હતા, અને પરિણામે પાટણનો કોશાગાર ખાલી રહ્યા કરતો તથા સેના ઘસાતી જતી હતી, તેની ચિંતા રાણાજી કર્યા કરતા એમ દરબારગઢનું વાતાવરણ આપોઆપ બોલી ઊઠતું. મહિનામાં બેચાર વાર રાણાજી પાટણ જતા, રાજશકટમાં ઢીલા–પોચા પડેલા ખીલાને મજબૂત કરી આવતા અને મંત્રીઓ તથા અધિકારીઓની સુસ્તીને પણ ઉડાડી આવતા.

એક વાર મેં છાની રીતે રાણાજી અને યુવરાજની વાત ઉપરવાડેથી સાંભળી લીધી તે ઉપરથી મને લાગ્યું કે સતત એક બે વર્ષ રાણાજી પાટણમાં રહીને વહીવટ ઉપર દેખરેખ ન રાખે તો પાટણનું યંત્ર ખોટવાઈ જવાનો પૂરો ભય હતો. એટલા માટે રાણાજી પુત્રને કહી રહ્યા હતા કે 'કુંવર! તમે ધવલક્કને બે વરસ સંભાળો તો હું પાટણને મજબૂત કરું!' કુંવરજી કહેતા હતા: 'બાપુજી! તમે ધવલક્કની ચિંતા ન કરશો, હું ધવલક્કને ઊની આંચ આવવા નહિ દઉં.'

ત્યારપછી અઠવાડિયે રાણાજી પાટણ ગયા, પણ આ વખતે તે લાંબો વખત પાટણમાં રહેવાના હતા એ વાત એ બાપદીકરો જ જાણતા હતા, અને દરબારગઢમાં મારા સિવાય બીજું કોઇ જાણતું નહિ.

હવે હું સારી રીતે ઠેકાણે પડ્યો હતો એટલે મને માતા તથા પિતાના વિચારો આવવા લાગ્યા. માતાને હું પાવાગઢથી અહીં બોલાવી લાવું, પિતાને મળીને હું આ બહારવટું છોડી દેવા સમજાવું એમ મારા મનમાં થયા કરતું. હું મંડલી છોડી ગયો છું એ વાત વહેલી–મોડી માતાને કાને જાય અને હું ઘેર પાછો ફર્યો નહિ તેથી તેને જે ચિંતા થાય તેનો વિચાર આવતાં મેં એક ખેપિયાને પાંચ દ્રમ્મ આપવાના કરીને પાવાગઢ મોકલ્યો અને માતાને મારા કુશળ વર્તમાન કહાવ્યા.

પણ પિતાને હું કેવી રીતે મળું? એ ક્યાં રહેતા હતા તે

મહારાજ ભીમદેવ કે રાણા લવણપ્રસાદ જાણી શકે નહિ, તો મારું તો શું ગજું? અને જો તે મને કોઈ વાર સામા મળી જાય તો ય હું તેમને ઓળખી શકું તેમ પણ નહોતું. એમને ઓળખતી હતી પેલી પરબવાળી છોકરી. એ વાત સાંભરતાં તેની લાવણ્યયુક્ત પ્રતિમા મારી આંખો સામે આવીને ઊભી.

મને તેનું દર્શન કરવાની તરસ લાગી, પિતાના મેળાપ માટે તેની સહાયની મને ગરજ પડી, અને હું એક વાર દિવસને પાછલે પહોરે પરબ પર જવાને પગપાળો નીકળ્યો.

પરબમાં બેઠાંબેઠાં મને દૂરથી જોઈને જ તેની આંખોમાં સ્મિત, ના, હાસ્ય આવી વસ્યું.

હું પરબ પાસે પહોંચીને પાણી માંગું તે પહેલાં તો તે બાળાએ પોતાના પિતાને સંબોધીને કહ્યું: "બાપુજી! જુઓ, આ પેલા જૂઠાબોલા કુંવર આવ્યા!"

મારા મુખમાં સ્મિત આવ્યું પણ દિલમાં પસ્તાવો હતો. હું લક્ષ્મણદેવનો પુત્ર જયંતસિંહ નથી એવું જૂઠું કહેવા માટે મારે સૌથી પહેલાં એ પિતાપુત્રીની ક્ષમા યાચવાની હતી. મેં કહ્યું: "એ જૂઠું બોલવા માટે તમારી ક્ષમા મેળવવા જ હું આવ્યો છું."

છોકરી પાછી ખડખડાટ હસી અને બોલી: "જુઓ, પાછા જૂઠું બોલ્યા!"

"જૂઠું બોલવાનો મારો અપરાધ સ્વીકારવા જ હું આવ્યો છું એ શું હું જૂઠું કહું છું?"

"જૂઠું નહિ તો અડધું જૂઠું તો હશે જ. સાચું બોલજો, લખમણદેવનો પત્તો પૂછવા તમે નથી આવ્યા?"

હું ચીભકી ગયો. આ છોકરી કોઈ દિવ્ય શકિતવાળી તો નહિ હોય! તે સામાના મનનો ભાવ કેવી રીતે કળી જતી હશે?

મારું મ્હોં ચીલું પડી ગયું. મારો મનોભાવ તેણે આબાદ પકડ્યો હતો. પરન્તુ તેના બાપને લાગતું હતું કે પોતાની પુત્રી

મારી સાથે વાતો કરીને ઊંડા પાણીમાં ઊતરતી હતી, એટલે તે વચ્ચે બોલ્યો : “ બહુ ડાહલી ન થઇશ. રજવાડાની વાતો પેટમાં રાખીએ, બહુ બોલ-બોલ ન કરીએ. ”

પિતાનો ઠપકો સાંભળતાં જ તેનું મ્હોં સિવાઈ ગયું. હું ય નિરાશ થઈ ગયો.

થોડી વાર રહીને મેં ડોસાને નમ્રતાથી કહ્યું: “ કાકા ! મારે રજવાડાની વાતો જાણવી નથી. હું તો એટલું જાણવા આવ્યો છું કે મારા પિતાને હું છાની રીતે મળી શકું અને વર્ષોથી વિખૂટા પડેલા બાપ-દીકરો ભેટી શકીએ એવી કાંઈ ખબર તમે મને આપી શકશો કે નહિ. ”

“ એવું કાંઇ અમે ન જાણીએ, કુંવર ! અહીં તો હજારો વટેમાર્ગુઓ આવે અને હજારો જાય, અમે બધાને ઓળખી-એ પણ શાના ? ”

ડોસાએ એવી રીતે વાત ઉડાવી અને નાક ઉપર માંખ જ બેસવા દીધી નહિ. છૂપી રીતે ફરતા અને બહારવટું ખેડતા મારા પિતાની બાતમી રાજ્યને પહોંચાડવાની તેની સૌથી પહેલી ફરજ હતી, તે ભૂલીને તે મને એવી બાતમી આપે તો તે રાજ્યનો અપરાધી જ બને ને ? મને ખાતરી થઇ કે તેણે એ બાતમી એટલા જ માટે મારાથી ચોરી હતી.

મેં નિરાશ થઇને એક વાર એ બાળા સામે જોયું. તેની આંખો તદ્દન નીચી ઢળેલી હતી. પિતાની મારી સાથેની વાતચીતમાંથી તે ભાન કેળવી રહી હતી કે આવી વાતો જેને-તેને મ્હોંએ કહેવાય નહિ; અને તેથી તેની પોતાની આંખોમાંથી પણ કશું હું કળી ન જઉં તે માટે તે સાવધ બનીને બેઠી હતી.

એટલામાં કોઇ વટેમાર્ગુ પાણી પીવા આવ્યો અને વાતચીત બંધ પડી. હું ઓટલા પર બેઠો એટલે બાળાએ મારી પાસે પાણીનો લોટો અને પવાલું મૂક્યાં. મારી આંખો સામે જોતાં પણ તેને હવે ભય કે સંકોચ થતો હોય એવી રીતે તે મૂગી મૂગી ઊઠી, અને ઘડો તથા દોરડું લઇને પાણી ભરવા નિમિત્તે કૂવા પર ચાલી ગઇ.

પાછળ મેં ડોસાને સમજાવવા યત્ન કર્યો, તેને ખૂબ વિનવ્યો, ત્યારે તેણે માત્ર એટલું કહ્યું કે "લખમણદેવ મંડલી ઉપર ધાડ લઇ ગએલા, ત્યારપછી કેટલાય મહિના થઇ ગયા પણ આ માર્ગે ફરી દેખાયા જ નથી, અને વટેમાર્ગુઓની વાતો ઉપરથી ય તેમનું રહેઠાણ કળાતું નથી, પછી હું તમને શું કહું કુંવર ?"

ડોસાએ કાંઇક મમતાથી એ જવાબ આપ્યો હતો, પણ મારે માટે તે લુખ્ખો હતો. એટલામાં બાળા પાણીનો ઘડો ભરીને આવી એટલે ડોસાએ પોતાના જવાબની સત્યતાની પ્રતીતિ માટે પુત્રીને પૂછયું : "કાળી–બેટા! લખમણદેવ તે દિવસે દેખાયા પછી ફરીથી જોવામાં આવ્યા જ નથી, ખરું ને ?"

"હા, સાચી વાત." કળીએ પુષ્ટિ આપી.

તે વર્ણે કાળી હતી અને તેનું નામ પણ તેના બાપે કાળી પાડયું હતું! જે સુંદર છોકરીને 'કળી' કહેવી જોઇએ તેને તેનો બાપ જ કાળી કહેતો હતો! મેં કહ્યું: "ત્યારે કળી! કોઈ વાર મારા પિતાજી અહીંથી નીકળે, તું તેમને ઓળખે તો તેમને મારો એટલો સંદેશો આપીશ કે મારે એક વાર તેમનાં દર્શન કરવાં છે ?"

કળીએ કશો જવાબ ન આપ્યો અને તેણે પિતા સામે જોયું. પિતાએ કહ્યું કે "સારું, કહીશું."

કળીના બાપનો એ જવાબ પણ મને કેવળ ઔપચારિક લાગ્યો, પણ ત્યાંથી ઊઠીને પાછા ફરતાં મેં જોયું કે કળીની આંખોમાં તો મારી યાચના પ્રત્યે પૂર્ણ સહાનુભૂતિનું તેજ હતું.



## ઉલ્લાસ ચોથો

### (૧)

ત્યારપછી પંદર–વીસ દિવસ વીતી ગયા હશે, એટલામાં એક વાર સવારના પહોરમાં જ જ્યાં હું બિછાનામાંથી ઊઠીને મારી

ઓરડીનું બારણું ઉઘાડી અગાસું ખાતો બહાર નીકળું છું, ત્યાં મને કળીનું દર્શન થયું અને મારા વદન પર પ્રસન્નતા પ્રકટી.

તેના કપાળમાં લાલ ચાંદલો હતો, રાતી ફૂલવેલ આલેખેલી ધોળી ઓઢણી અંગ પર દીપતી હતી, કાનમાં ધોળાં ફૂલ હતાં તે કાં તો હાથીદાંતનાં જ હશે, અંબોડે જૂઇની ફૂલવેણી બાંધી હતી, તેના એક હાથમાં વાંસની ગૂંથેલી ફૂલછાબ હતી અને બીજો હાથ તાલબદ્ધ રીતે આંદોલાવતી તે ચાલી આવતી હતી. હારબંધ ઓરડાઓની ચાલને છેડે દૂર પોતાના શયનખંડની બહાર કંઠમાં શ્વેત પુષ્પની માળા અને હાથમાં ચંપાના પુષ્પકંદુક (ફૂલનો ગજરો) સાથે રાણાજી ઊભા હતા, એટલે મેં માન્યું કે કળી રાણાજીને ફૂલ આપવા જ આવી હશે. રાણાજી આગલી સાંજે પાટણથી આવ્યા હતા તેની કળીને ખબર હોય જ. તે વખતે રાણાજીના હાથમાં પુષ્પકંદુક હતો, પરન્તુ તેમની આંખો તો જાણે મારી સામે ચાલી આવતી કળીની પીઠ ઉપર જ જડાઈ ગઇ હતી.

કળીને થોભાવીને તેની સાથે વાત કરવાની મને ઇચ્છા થઈ, પરંતુ રાણાજીની દૃષ્ટિ સમીપે તેને થોભાવવાની હું હિંમત કરી શક્યો નહિ એટલે એ ઇચ્છાને મેં મનમાં જ દાબી રાખી. તે મારા ભણી આવી રહી હતી તે વખતે તેની આંખો મારી સામે તાકી રહી હતી અને મારી આંખો તેના વદન પર ચોંટી રહી હતી.

છેવટે તે મારી પાસે થઈને આગળ ચાલી ગઈ અને પત્થરની સીઢીની બાજુએ ફરી, બેએક પગથિયાં ઊતરીને રાણાજીની દૃષ્ટિથી અદીઠ થતાં અધસ્ફુટ સ્વરે બોલી: "તળાવને કાંઠે આવજો."

હું તત્ક્ષણ પાછો ઓરડામાં પેસી ગયો અને મ્હોં ધોઈ, બંડી પાઘડી પહેરી, સત્વર નીચે ઊતર્યો. તે વખતે પણ રાણાજી હાથમાંનો ગજરો સૂંઘતા ત્યાં જ ઊભા હતા.

હું એટલી ઝડપથી તૈયાર થઇને નીચે ઊતર્યો હતો કે કળી રાજગઢની બહાર પણ નીકળી નહોતી ને હું તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. રાજગઢની બહાર નીકળીને હું ધીરી ગતિએ ચાલ્યો

અને તળાવને કાંઠે પહોંચ્યો, ત્યારસુધીમાં કળીએ એક વાર પણ પાછળ દૃષ્ટિ કરી નહિ, નહિતો હું તેની દૃષ્ટિએ જરૂર પડયો હોત.

તળાવને કાંઠે એક વડના ઝાડ હેઠળ તે જાણે થાક ખાવા બેઠી. વડ હેઠળ ગાયોનું ધણ એકઠું થતું હતું અને એક રબારીનો છોકરો ગલોલની રમત રમતો બેઠો હતો. વડ હેઠળ પહોંચતાં જ મેં એ છોકરાને કહ્યું: " અલ્યા, તું અહીં રમત કરે છે અને ચૌટામાં માંડણ શેઠની ગાયો છુટી થઇને દોડાદોડ કરે છે તેની ખબર નથી ? જા, હાંકી આવ ! "

છોકરો રમતને મૂકી દઇને તુરત ઊઠયો અને નગર ભણી દોડયો. છોકરાને ત્યાંથી ખસેડવાને મેં કરેલી યુક્તિએ કળીને જાણે પ્રસન્ન કરી હોય તેમ તેના વદન ઉપર સ્મિત ફરક્યું.

મેં તેને પૂછયું: "કળી! તું મારા માટે કાંઈ આશાજનક સમાચાર લાવી છે કે શું ?"

" હા, તે માટે તો હું રાણીજીને ફૂલની માળા આપવાને મિષે આટલી વહેલી નગરમાં આવી છું. "

" પણ અચાનક હું તારી નજરે ન પડયો હોત તો ?"

" તો શું હું તમને શોધી કાઢયા વિના રહેત ?" એમ કહેતાં તેણે મારી સામે કૌતુકભરી નજરે જોયું.

" તો કહે, કહે, શા સમાચાર લાવી છે ?"

" આજે મધરાતે લખમણદેવજી તમને ખારી વાવમાં મળશે, ત્યાં તમારે આવવું. "

" ખારી વાવ ક્યાં આવી ?"

" તમે પરએ આવજોને, ત્યાંથી તમને બાપુજી તેડી જશે. પણ જોજો હોં, કોઇને વાત કહેશો નહિ કે કોઇને સાથે લાવશો નહિ; બાપુજીને હું માંડમાંડ સમજાવી શકી છું. "

" તેં મારે માટે આટલો શ્રમ ઉઠાવ્યો અને હું કોઇને કહું ખરો ?"

" તો હવે હું જઉં છું. " એમ બોલતી તે ઊઠી.

"ભલે જા, પણ તારા શ્રમનો બદલો હું શો આપું? મારી પાસે એક દ્રમ્મ છે તે લે." એમ કહી મેં તેની હથેળીમાં દ્રમ્મ મૂક્યો.

તેણે મૂગાંમૂગાં ચંપાના ત્રણ ફૂલની એક નાની ડાંખળી છાબમાંથી ઉપાડીને મારી સામે ધરી અને મેં તે આનંદપૂર્વક સ્વીકારી.

પછી તે ત્યાંથી પોતાની સ્વાભાવિક નમણી ગતિએ ચાલતી થઈ, અને હું તેને જતી નિરખી રહ્યો.

(૨)

હું રાજગઢમાં પાછો ફર્યો ત્યારે રાણાજી પહેલાં જ્યાં ઊભા હતા ત્યાં જ આસન પર બેઠા બેઠા દાતણ કરતા હતા. સામે પિત્તળનું પવાલું અને બાજુએ તાંબાનો લોટો પડ્યો હતો.

પછી હું નિત્યકર્મમાં પડ્યો અને તેમાંથી નિવૃત્ત થયો ત્યારે પહોરેક દિવસ ચડી ગયો હતો. આજે પિતાજીને મળવાનું હોવાથી મારા અંતરમાં ખૂબ ઉત્સાહ હતો.

વસ્ત્રો પહેરીને હું યુવરાજની સેવામાં ઉપસ્થિત થવા તેમના બેઠકના ખંડમાં ગયો ત્યારે ત્યાં યુવરાજ નહોતા, પણ એકાદ ક્ષણમાં જ બાજુએ આવેલા રાણાજીના ખંડમાંથી તે ત્યાં આવ્યા. હું તેમને નમન કરું તે પહેલાં તો તે બોલ્યા: "જેતુ! તું જા, સત્વર ગોવિંદ ભટ્ટને બોલાવી લાવ. કહેજે કે રાણાજી બોલાવે છે."

આગલી સાંજે રાણાજી પાટણથી આવ્યા હતા અને હું જાણતો જ હતો કે પાટણની ચિંતા રાણાજીને બરાબર કોટે વળગી હતી. અત્યારમાં ગોવિંદ ભટ્ટને કેમ બોલાવ્યા હશે તે કાંઇ મારી સમજમાં આવ્યું નહિ. ગોવિંદ ભટ્ટ કાંઈ રાજકર્મચારી નહોતા, ધવલક્કના એક સારા જ્યોતિષી હતા અને કોઈ કોઈ વાર રાણાજી તેમને કોઈ મંગળ કાર્યનું મુહૂર્ત શોધી આપવા માટે બોલાવતા. આ વખતે પણ એવું જ કાંઇ મુહૂર્ત શોધવાનું હશે એવું મેં અનુ-

માન કર્યું, પણ કયું મંગલ કાર્ય આરંભવાનું હશે તે મારા ખ્યાલમાં આવી શક્યું નહિ.

મેં જઈને કહ્યું એટલે તુરત ગોવિંદ ભટ્ટ મારી સાથે જ રાજગઢમાં આવ્યા. મેં તેમને રાણાજીના બેઠકના ખંડમાં પ્રવેશ કરાવ્યો, તે વખતે રાણાજી અને યુવરાજ બેઠા બેઠા કાંઈ વાતો કરતા હતા. રાણાજીના વદન પર જાણે મૂર્તિમંત ચિંતાદેવી ચડી બેઠી હતી. મેં અનુમાન કર્યું કે આ કોઈ મંગલ મુહૂર્ત શોધવાનું ટાણું ન હોય—કાંઈ બીજું જ કામ હોવું જોઈએ.

"જેતુ! તું હવે જા, બારણું બંધ કરતો જજે." એમ યુવ-રાજે મને આજ્ઞા કરી એટલે હું બેઠકનું બારણું બંધ કરતો, પાસેના યુવરાજના બેઠકના ખંડમાં આવ્યો.

પરન્તુ મારામાં જાગેલી કુતૂહલવૃત્તિ મને ચેન પડવા દે તેમ નહોતું; એટલે એ બેઠકનું બારણું બંધ કરીને હું બેઉ ખંડની વચ્ચેના બંધ બારણા પાસે લપાઈને ભોંયે બેઠો કે જેથી રાણાજી ગોવિંદ ભટ્ટને શું પૂછે છે તે જાણવાનું મળે.

રાણાજીને ભટજીને કહેતા મેં સાંભળ્યા: "ભટજી! આજે પરોઢમાં મને એક અદ્ભુત સ્વપ્ન લાધ્યું છે, તેનું ફળ શું હશે તે જાણવા તમને બોલાવ્યા છે."

"પરોઢમાં આવેલાં સ્વપ્નો ફળદાયક તો હોય છે, પરન્તુ આપને આવેલું સ્વપ્ન મંગળ છે કે અમંગળ તે આપ કહો તો સમજાય." ભટજીએ કહ્યું.

રાણાજી કહેવા લાગ્યા: "જાણે એક સુંદર ગૌરવર્ણીય યુવતી મારી સમીપે આવીને ઊભી રહી. તેણે શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતાં, તેના મસ્તક પર શ્વેત પુષ્પોનો શણગાર હતો, તેના હાથમાં શ્વેત પુષ્પોની માળા હતી. મેં તેને પૂછ્યું: 'તું કોણ છે અને મારી સમીપે કેમ આવી છે?' તેણે કહ્યું: 'હે રાણક! હું ગુજરાતની રાજ-લક્ષ્મી છું અને અત્યારે મોટી આપત્તિમાં આવી પડી છું. ગુજરાતનો આજનો રાજેશ્વર વયમાં પ્રૌઢ છે પણ બુદ્ધિમાં બાળકતુલ્ય ભોળો છે.

તે શત્રુઓની ચાલને સમજી શકતો નથી અને મંત્રીઓ, માંડલિકો કે સેવકોનાં તરકટોને ઓળખી શકતો નથી. તેઓ મને હાથ કરવા ચાહે છે પણ તેઓ બધા દુર્જન છે, અને મારો ઉદ્ધાર કરવાનું સાચું દૈવત તેમનામાં મને દેખાતું નથી. આજે મારી સ્થિતિ હીણી બની ગઈ છે, અને તેમાંથી મારો ઉદ્ધાર કરવા કોઈ સમર્થ નથી. મારું નિવાસસ્થાન જે પાટણ તે આજે દીન અને નિર્વીર્ય બની ગયું છે. તેની આગલી તેજસ્વિતા અળપાઈ ગઈ છે. હસ્તીશાળાઓ મદમસ્ત બનેલા હસ્તીઓના ગંભીર નાદથી અને અશ્વશાળાઓ અશ્વોના હણહણાટથી ગાજી રહેતી હતી, ત્યાં આજે માંદલા હાથી અને દુબળા ઘોડા માંડમાંડ જીવી રહ્યા છે અને ગર્જનાઓ તો રાત્રે પાટણની સીમનાં શિયાળવાંની સાંભળવા મળે છે! આમ બહારના લોભી શત્રુઓથી અને ઘરના સ્વાર્થી સ્વજનોથી હું હણાઈ રહી છું, તેમાંથી મારો ઉદ્ધાર કરવા તું જ સમર્થ છે, અને તેથી આ પુષ્પમાળા હું તને પહેરાવવા આવી છું, તે તું ઉત્કંઠ બનીને ધારણ કર!' "

ભટજી આનંદ વ્યક્ત કરતા બોલ્યા: "અહો મહારાજ! બહુ જ મંગલ સ્વપ્ન! હં, પછી આપે એ માળા ધારણ કરી ને?"

"નહિ ભટજી!" રાણાએ કહ્યું: "સ્વપ્ન એટલેથી જ અધૂરું રહ્યું અને હું જાગતો એકદમ બેબાકળો બનીને બેઠો થઈ ગયો."

"અરેરે! સ્વપ્ન મંગળ લાધ્યું પણ અધૂરું રહ્યું, તેનું ફળ તો..."

"પણ ભટજી! હજી સાંભળો તો ખરા; હું આંખો ચોળીને જોવા લાગ્યો કે આ તે સ્વપ્ન કે સત્ય? પછી મને લાગ્યું કે આ સ્વપ્ન તો હતું જ, પણ તે મારા તર્કવિતર્કના જ પડઘા હતા. ગઈ કાલે જ હું પાટણમાં કેટલાક દિવસ રહીને અહીં આવ્યો છું, પણ બહુ નિરાશ થઈને આવ્યો છું. મહારાજ વિલાસમાં પડ્યા છે, રાજકર્મચારીઓ સુસ્ત બની ગયા છે, મારા જેવા કોઈ કહે તો થોડું સાંભળે–થોડું ન સાંભળે, બીજાઓને મળવાનું મુહૂર્ત પણ તેમને ન સાંપડે. આથી રાજકર્મચારીઓ એક બાજુએ રાજભંડાર અને બીજી બાજુએ પ્રજાનું ધન લૂંટી રહ્યા છે. પરિણામે

સેના ઘસાઈ રહી છે આયુધાગારો કટાઈ રહ્યા છે, અને રાજ-મંડળની સાથે પ્રજાનું ચેતન પણ હણાઈ રહ્યું છે. પાટણમાં રહીને હું બહુ મથ્યો, પણ જાણે કોઈ કશું સાંભળતું જ નથી અને મહારાજનું કહ્યું પણ કોઈ માનતું નથી! પાટણની આવી હીણી સ્થિતિ નજરે જોઈને હું અહીં આવ્યો એટલે મને આ પ્રકારનું સ્વપ્ન આવ્યું હશે એમ મેં માન્યું."

"હવે આપની વાત પૂરી થઈ?" ભટજીએ અધીરાઈથી પૂછ્યું.

"ના, હજી વાત અધૂરી છે. હું સ્વપ્નમાંથી જાગ્યો, ત્યારે ઉષાકાળ હતો અને હું વિચારતંદ્રામાંથી મુક્ત થયો ત્યારે લગભગ પ્રભાત થવા આવ્યું હતું. પછી હું શય્યામાંથી ઊઠ્યો અને દ્વાર ઉઘાડીને જ્યાં બહાર નીકળું છું, ત્યાં હાથમાં શ્વેત પુષ્પમાળાવાળી, મસ્તક પર શ્વેત પુષ્પના શણગારવાળી અને શ્વેત વસ્ત્ર ધારણ કરેલી એવી બાળાને મેં દ્વાર સમીપે જ ઊભેલી જોઈ અને હું ચમક્યો."

યુવરાજ વચ્ચે બોલ્યા: "અધૂરું સ્વપ્ન હવે પૂરું થશે એમ લાગે છે."

રાણાજી આગળ બોલ્યા: "સાંભળો. સાચું કહું ભટજી? રાત્રે મેં રાજલક્ષ્મીનું સૌંદર્ય જોયું હતું તે જ સૌંદર્ય એ બાળામાં હતું. હું તેના વેશ કે અલંકારના સમાન સૌંદર્યની વાત કરતો નથી, હું તેનાં અંગોપાંગની સુપ્રમાણતા, લાવણ્ય અને આંખોના તેજની સમાનતાની વાત કહું છું. પણ–પણ અચરજ એ હતું કે રાજલક્ષ્મીના દેહનો વર્ણ મેં ગૌર જોયો હતો, ત્યારે આ બાળાના દેહનો વર્ણ નખ–શીખ કેવળ કાજળ જેવો કાળો હતો!"

"અરેરે!" ભટજી ઉચ્ચર્યા: "બધી મંગળતામાં થોડી અમંગ-ળતાનું મિશ્રણ થયું!" એમ કહીને ભટજી વિચારમાં પડી ગયા હોય તેમ કશું બોલતા સંભળાયા નહિ અને રાણાજી તથા યુવરાજ પણ જાણે મૂગા જ બની ગયા. કેટલીક વાર સુધી એ મૌન લંબાયું તે દરમ્યાન ભટજી સ્વપ્નફળની ગણતરી કરવામાં ગુંથાઈ ગયા હશે એવું મેં અનુમાન કર્યું.

એકાએક ચમકીને જાગ્યા હોય તેમ ભટજીએ પૂછ્યું: "પછી મહારાજ! આપે પેલી બાળાના હાથમાંની પુષ્પની માળા કંઠમાં ધારણ કરી કે નહિ?"

"હા! એ બાળાને જોતાં મને જાણે ચમક થઇ ગઇ હતી, એટલે એણે પ્રસન્ન દૃષ્ટિએ મારી સામે માળા ધરી અને મેં શિર નમાવીને પહેરી તથા તેણે ધરેલો પુષ્પકંદુક પણ લીધો. પછી એ બાળાને મેં ઓળખી. પેલી માંડણ શેઠની પરબ પર રહેતા માળીની એ પુત્રી હતી. મેં તેને પૂછ્યું: 'અત્યારમાં ક્યાંથી આવી!' તેણે કહ્યું: 'અમારી પરબની પાસેની નાનીશી ફૂલવાડીમાં બહુ ફૂલ આવેલાં, તેથી મારા બાપુજીએ કહ્યું કે રાણાજી સાંજે પાટણથી આવ્યા છે તો એક ફૂલમાળા ગૂંથીને રાણાજીને પહેરાવવા જા, એટલે મેં તેમ કર્યું.' તે વખતે હું તેના નિર્દોષ ભાવથી અને પ્રસન્ન મુદ્રાથી આનંદ પણ પામ્યો."

ભટજી નિસાસો નાંખીને હવે બોલ્યા: "રાણાજી! બધી મંગળતામાં એટલું જ અમંગળ થયું છે. એ બાળાના હાથની પુષ્પમાળા જો આપે ધારણ ન કરી હોત તો ગુજરાતની રાજલક્ષ્મી આપને જરૂર પ્રાપ્ત થાત."

યુવરાજે પૂછ્યું: "એટલી અમંગળતાના નિવારણનો કાંઇ માર્ગ છે?"

"હા છે, પરન્તુ જરા ક્લિષ્ટ છે."

"કહો તો ખરા." રાણાજી બોલ્યા.

"તો મહારાજ! એ બાળાનો આપે સ્વહસ્તે વધ કરવો જોઇએ!"

ભટજીના એ શબ્દો મારા કાને પડતાં જ હું એટલો ગભરાઇ ગયો કે મારા મુખમાંથી 'અરે' કાર નીકળી ગયો અને ભટજીના એ સૂચનનો રાણાજીના તથા યુવરાજના મન પર કેવો પ્રત્યાઘાત પડ્યો તે સાંભળવાની શુદ્ધબુદ્ધ પણ હું ખોઇ બેઠો.

( ૩ )

મારું ચિત્ત અધીર અને ચંચળ બની ગયું હતું. પહેલાં તો હું રાત્રે પિતાને મળવા જવાની આશાથી આતુર બન્યો હતો અને ક્યારે રાત્રિ પડે ને હું છાનોમાનો નીકળીને પરબ પર પહોંચી જઉં એમ મનમાં થયાં કરતું હતું, છતાં ચિત્તમાં એક પ્રકારની સ્વસ્થતા વર્તતી હતી; હવે કળીના શિર પર ઝઝૂમતા મૃત્યુની વાત જાણવાથી ચિત્તની સ્વસ્થતા ઊડી ગઇ હતી અને ચંચળતા પ્રવેશ પામી હતી. હવે મારા મનમાં એમ થતું હતું કે જો મને પાંખો હોય તો ઊડીને કળીને તથા તેના પિતાને મળું અને તેમને કહું કે તમે આ પરબ છોડીને ક્યાંક નાસી જાઓ, નહિતો તમારી ઉપર દુર્ભાગ્યનું ચક્ર ફરી વળવાને હવે વાર નથી.

ઉદ્વેગમાં ને ઉદ્વેગમાં હું ઊભો થયો અને બહાર જવા માટે બેઠકના ખંડનું દ્વાર મેં ઉઘાડ્યું, તે જ ક્ષણે ગોવિંદ ભટ્ટ અને રાણાજી વાતો કરતા કરતા સીઢી તરફ જતા હતા. હું દ્વારમાં જ થંભી ગયો. રાણાજી ગોવિંદ ભટ્ટને સીઢી સુધી વળાવીને પાછા ફર્યા અને મારા તરફ સહેજ દૃષ્ટિપાત કરીને પોતાની બેઠકના ખંડમાં ગયા.

ભોજનનો સમય થઇ ગયો એટલે હું જમીને પાછો મારી ઓરડીમાં આવ્યો અને જરા આડે પડખે થયો પણ મને ચેન પડ્યું નહિ. મારા મનમાં એમ થતું હતું કે રાત્રે હું પરબ પર જઇશ અને તે વખતે કળીના પિતાને સાવધાન કરીશ, પરન્તુ કદાચ તે પહેલાં જ રાણાજી ત્યાં પહોંચી જઇને એ બિચારી છોકરીનું માથું ઉડાવી દેશે તો ? એટલે અત્યારે જ પરબ પર પહોંચી જઇને હું એ વૃદ્ધ માળીને સાવધાન કરું અને પછી પિતાને મળવાને ફરી પાછો રાત્રે જઉં એવો વિચાર હું કરતો હતો એટલામાં રામપાલ આવીને સામે બેઠો.

રામપાલ રાણાજીના અંગરક્ષકોમાંનો એક જુવાન હતો અને મારી પેઠે રાજગઢમાં જ રહેતો હતો. મારા કરતાં બેવડી તેની ઉમર હતી અને અમારી વચ્ચે ખાસ મિત્રતા નહોતી પણ બોલ-

ચાલનો સારો વહેવાર હતો. તે આવીને બેઠો એટલે મેં પૂછ્યું: "કેમ રામપાલસિંગ! રાણાજી હમણાં તો અહીં જ રહેશે ને?"

"હજી આવ્યા છે તો કાલે. જવાના હોય તોય આજ ને આજ ખબર શાની પડે?"

"અત્યારે તો જમીને પોઢી ગયા હશે."

તેણે કહ્યું: "હા."

અહીં–તહીંની વાતચીત કરીને રામપાલ જતો રહ્યો. રાણાજી હજી બહાર ગયા નથી, એવું જાણીને મને જરા નિરાંત વળી. પરબ પર જવાના હોય તો રામપાલને ખબર હોય એમ સમજીને મેં તેને એટલી પૃચ્છા કરી હતી.

ત્રીજે પહોરે રાણાજી ઊઠ્યા ત્યારે પાછો મારા મનમાં સળવળાટ થયો. રામપાલ તે વખતે રાણાજીના શયનખંડની બહાર બેઠો હતો, તેની પાસે જવાનું અને 'રાણાજી ક્યાંય બહાર જવાના છે?' એમ તેને પૂછવાનું મને મન થયું, પણ વારેવારે એમ પૂછવાથી તે વહેમાશે એમ સમજીને મેં એ વિચાર માંડી વાળ્યો. એમ કરતાં સાંઝ પડવા આવી એટલે હું મારા ઘોડાને જરા ફેરવવા અને પાણી પાવા માટે બહાર નીકળ્યો. હું તળાવ તરફ ઘોડાને ધીરેધીરે ચલાવતો જતો હતો એટલામાં પાછળ રામપાલ પણ ઘોડે બેસીને આવતો દેખાયો એટલે મેં ઘોડો ઊભો રાખ્યો. અમે બેઉ સાથે સાથે વાતો કરતા તળાવ તરફ જવા લાગ્યા.

રામપાલ બોલ્યો: "હમણાં તો રાણાજી પાટણની ચિંતામાં બહુ પડી ગયા લાગે છે, જેતુ!"

"સાચી વાત. પાટણની ચિંતા પહેલાં ય હતી પણ હવે તો બહુ વધી ગઈ લાગે છે."

"યુવરાજ કાંઈ વાત કહે છે ખરા?" તેણે પૂછ્યું.

"મને સીધી રીતે કાંઇ શાના કહે? પણ બીજાની સાથે વાતો કરતાં આપણે સાંભળીએ તો વાતની કાંઈક ગંધ તો આવે

ને? બે ચાર દિવસ રહીને રાણાજી પાછા પાટણ ગયા વિના રહેવાના નહિ."

ઘોડાને પાણી પાઇને અમે બેઉએ તળાવની પાસેના વિશાળ પટાંગણમાં ઘોડાને સારી પેઠે ફેરવ્યા અને નગરમાં પાછા ફરતાં મેં હેતુપૂર્વક મારી તબિયતની વાત કાઢી: "રામપાલસિંગ! બે દિવસથી મને પેટ સાફ આવતું નથી અને તેથી માથું આખો દિવસ ચડેલું જ રહે છે."

"તો વૈદ્ય પાસેથી ચૂરણ કેમ લાવતો નથી?"

"ચૂરણ—બૂરણ મને ગમે નહિ. કહે છે કે ખારી વાવનું એક લોટો પાણી પીવાથી પેટ સાફ આવે છે, તે ખારી વાવ ક્યાં આવી?"

"પાટણને માર્ગે જ. ગાઉ—દોઢ ગાઉ દૂર તો ખરી."

"માર્ગ ઉપર જ છે?"

"ના, માર્ગથી બે ખેતરવા ફંટાઇને આવે છે. કોઇની પાસે પાણી જ મંગાવી લેજે ને."

"કાલે એમ જ કરું." મેં કહ્યું.

રાત પડી અને રાણાજીએ ભોજન કર્યું; પછી મહાદેવને મંદિરે દર્શન કરીને પાછા ફર્યાં ત્યાંસુધી મેં તેમની ખબર રાખ્યા કરી. આજે કળીનું જીવન બચી ગયું એમ જોઇને મને આનંદનો અનુભવ થયો. કાલે તો કળી ત્યાં રહેવાની જ નહોતી; પછી રાણાજી તેનો વધ કેવી રીતે કરવાના હતા?

પહોર રાત્રિ વીત્યે હું મારી ઓરડીમાં ભરાઇ ગયો. બીજો પહોર અધીક વીત્યો હશે, તે વખતે હું મારા હમેશના વેશમાં જ નીકળ્યો. ભેટમાં કટાર ઉપરાંત કમરે તલવાર મેં બાંધી લીધી હતી. મને સાંભર્યું કે કળી અને તેના બાપને બીજે ક્યાંક જવા માટે કદાચ કાંઇ સહાયની જરૂર હશે તો? તેઓ ગરીબ હતાં તેની મને ખબર હતી. તે વખતે મારી પાસે પચીસ દ્રમ્મ હતા તે મેં ઓરડી પર પાછા ફરીને સાથે લીધા; અને પછી હું ગઢમાંથી પગપાળો નીકળી પડ્યો.

રાજગઢમાં પહેરગીરો ને દોઢીદારો ઉપરાંત બીજાં ઘણાં માણસો તે વખતે જાગતાં હતાં અને કોઈ કોઈ કામસર હરતાં ફરતાં પણ હતાં. કોઈને કાંઈ શંકા ઊપજે તેમ નહોતું અને તેટલા જ માટે મેં પગપાળા નીકળવાનું પસંદ કર્યું હતું. કોઈએ મને કશું પૂછ્યું નહિ અને હું નગરની બહાર નીકળી સીધો પાટણને માર્ગે ચાલ્યો.

બેસતી વર્ષાઋતુના એ દિવસો હતા. આકાશ વાદળાંથી ઘેરાયલું હોઈ ચોમેર અંધકાર પ્રસરી ગયો હતો, પરન્તુ માર્ગ સૂઝવામાં વાંધો આવે તેમ નહોતું. પાધરમાં આવેલી વાડીઓ વટાવીને હું આગળ ચાલ્યો એટલે અંધકારની સાથે નીરવતા પણ ભળી. જાણે શાંત સ્મશાનભૂમિમાંથી હું પસાર થઈ રહ્યો હોઉં અને ચોમેર ભૂતડાં જેવાં ઝાડવાં–ઝાંખરાં સ્મશાનની ચોકી કરતાં સ્થિર ઊભાં હોય એવો ભાસ થતો હતો. ભૂતડાંના ભયને હું પિછાણતો નહિ એટલે એવું દૃશ્ય મારે માટે કાંઈ ભયંકર નહોતું. હું તો મારે માર્ગે ઝડપભેર પાછું વાળીને જોયા વિના સીધો ચાલ્યો જતો હતો.

હું પરબે પહોંચ્યો ત્યારે કળી અને તેનો પિતા સાંગો માળી મારી રાહ જોતાં જ બહાર બેઠાં હતાં.

“તમે આવી ગયા કુંવર?” સાંગાએ મને ઉત્સાહભેર પૂછ્યું.

મારા હૃદયમાં ખિન્નતા હતી. મારે તેને પેલી અમંગળ વાત કહેવાની હતી, પણ તે વખતે તેને કળીના સાંભળતાં કશું કહેવાનું ધૈર્ય હું દાખવી શક્યો નહિ.

મેં કહ્યું: “હા, હું આવ્યો છું અને કોઈને મારા અહીં આવવાની ગંધ સરખી ય આવી નથી, એટલે તમે ભય રાખશો નહિ.”

સાંગાએ કહ્યું: “હવે જુઓ, આ આથમણી દશે તમે જાઓ, બે ખેતરવા જશો એટલે ખારી વાવના ટોડા દેખાશે, તેની અંદર લખમણદેવજી આવીને બેઠા હશે.”

“તમે જરા થોડે સુધી સાથે આવોને!”

"હા ચાલો, આવું." એમ કહીને સાંગો ઊઠ્યો અને મારી સાથે ચાલ્યો.

મેં સાંગાને સાથે લીધો તેનું કારણ એ હતું કે પેલી વાત મારે તેને એકાંતમાં કહેવી હતી. એકાદ ખેતરવા અમે મૂગા મૂગા ચાલ્યાં અને એક ઝાડ હેઠળ આવ્યા. ખારી વાવના ટોડાનો ત્યાંથી ભાસ થયો એટલે હું થોભ્યો અને બોલ્યો: "સાંગા કાકા! જરા થોભો!"

"શું છે?"

"તમને મારા પર વિશ્વાસ છે ને?"

"શાનો?"

"તમે મારા જેવા હિતચિંતક છો, તેવો હું પણ તમારો હિતચિંતક છું એવી તમને ખાતરી છે ને?"

"હોવે."

"તો હું તમને કહું છું કે આવતી કાલની સવાર પડતાં પહેલાં તમે અને કળી આ પરબ છોડીને ક્યાંક જતાં રહો, નહિતો કળીને શિરે જીવનું જોખમ લટકે છે."

"હેં!" સાંગાના જાણે હોશકોશ ઊડી ગયા. તેણે પૂછ્યું: "કાંઈ વાત ફૂટી છે?"

"ના, આ વાત ફૂટી નથી; પણ આજે સવારે એવું બન્યું કે કળી ફૂલની માળા લઈને રાણાજીના શયનખંડની સામે જઈ ઊભી કે તુરત રાણાજી ઊંઘમાંથી જાગીને બહાર નીકળ્યા અને તેમણે પહેલું જ મ્હોં કળીનું જોયું. પછી જોષીને બોલાવીને રાણાજીએ એનું ફળ પૂછ્યું એટલે રાણાજીને જોષીએ કહ્યું કે એ કાળી છોકરીનો તમારે હાથે શિરચ્છેદ થવો જોઈએ, નહિતો તમારે શિરે આપત્તિ આવશે. આ વાત મેં કાનોકાન સાંભળી છે, એટલે હું તમને કહું છું કે હવે અહીં રહેવામાં તમારે માટે સાર નથી."

"હે ભગવાન! આવી વાત? હું એ દીકરીને લઈને હવે ક્યાં જઉં?" સાંગો મોટી ચિંતામાં પડી ગયો.

"અત્યારે મારા પિતાજી મને મળશે, તેમને હું કહીશ કે તમને કોઇ સુરક્ષિત સ્થળે લઈ જઇને મૂકે; બોલો, જશોને?"

"હા હા, જઇશ, કેમ નહિ જઉં? મારી એકની દીકરીનું મોત..."

સાંગાને મેં વાતને ફેરવીને કહી હતી, કારણકે તે સ્વપ્નની વાતનો મર્મ કદાચ ન સમજે એમ મને લાગ્યું; કળીના શિરે મોત ભમે છે એ મુખ્ય વાત મારે તેને કહેવાની હતી.

મેં તેને કહ્યું: "કાકા, હવે તમે પરબ પર જાઓ, અને આ થેલીમાં પચાસ દ્રમ્મ છે તે લેતા જાઓ, તમને પરગામમાં કામ લાગશે. હું વાવ પર જઉં છું અને તમારા સંબંધે પિતાજીને બધી ભલામણ કરું છું."

સાંગાએ થેલી લીધી અને તે પરબ તરફ પાછો ફર્યો; હું વાવની દિશાએ આગળ વધ્યો.

(૪)

સાત કોઠાની એ ઊંડી ને લાંબી વાવ હતી. વાવના પહેલા પગથિયે જઇને હું થોભ્યો અને અંદર દૃષ્ટિપાત કરતો ઊભો. એ કાળકૂટ અંધકારમાં કોઈ ભરાઇ બેઠું હોય તેની ખબર પડે તેમ હતું જ નહિ, એટલે મેં ત્યાં ઊભા રહીને ખોંખારો કર્યો કે તુરત વાવના કોઠાઓની વચ્ચે ગાજતો ઊંડો ખોંખારો થતો સંભળાયો. મેં પ્રશ્ન કર્યો: "કોણ?" સામેથી ઉત્તર સંભળાયો: "ચાલ્યો આવ, જેતુ!" અહો! એ જ મારા પિતાનો સ્વર: દસ વર્ષે પણ હું એ સ્વરને ઓળખી ગયો.

હું ધીરેધીરે એક પછી એક પગથિયાં ઊતરવા લાગ્યો. સડતા પાણીની ગંધ ધીરેધીરે વધારે ગાઢ બનતી હતી. એક કોઠો ઊતરીને બીજા કોઠાનાં બે ત્રણ પગથિયાં હું ઊતર્યો હોઇશ, એટલામાં બાજુએથી લંબાયેલો હાથ મને સ્પર્શ્યો અને હું થોભ્યો. "બાપુ?" મારા એ પ્રશ્ન સાથે જ મમતાભર્યા બાહુની બાથમાં હું લપેટાઈ ગયો. એ હૂંફભરી બાથમાંથી છૂટીને હું નીચે બેઠો અને પિતાજી પણ બેઠા.

"જોતું ! બેટા ! ભીમદેવે તને મંડલીમાંથી કાઢી મૂક્યો, ખરું ને ?"

"હા, બાપુ !"

"તને મારા બહારવટાના છાંટા ઊડ્યા, પણ તું હિંમત રાખજે હોં ! હું આપણું મોઢેરક પાછું લીધા વિના ભીમદેવને ચેન પડવા દેવાનો નથી."

"બાપુ ! મોઢેરક કાંઇ આમ પાછું મળશે ? દસ વર્ષ થઈ ગયાં, પણ કશું વળ્યું નહિ. તમે વનવન રખડો છો, મારી બા પાવાગઢમાં ઝૂરે છે અને હું પારકી ચાકરી કરવા નીકળ્યો છું."

"ઊંહ ! એમ કાંઈ સંકટથી હારી જવાય બેટા ? પણ મારે મન આ સંકટ નથી. આખા ગુજરાતમાં કોઈ મારો હાથ પકડી શક્યું નથી અને પકડી શકશે નહિ !"

"પણ બાપુ ! તમને મોઢેરક જ જોઇએ છે ને ?"

"હા !"

મેં પિતાના હાથમાં હાથ મૂકીને કહ્યું: "હું કોલ આપું છું કે હું મોઢેરક મેળવીશ, પછી કાંઈ છે ?"

"કેવી રીતે મેળવીશ ? ભીખ માંગીને ?"

"ના, પરાક્રમ કરીને, પણ મારું પરાક્રમ બહારવટાનું નહિ હોય."

"ત્યારે ?"

"હું આજે તો નાનો છું, પણ વખત જતાં હું મોટો થઇશ, સુભટ થઇશ, સેનાની થઇશ, યુદ્ધો લડીશ ને જીતીશ, અને તેના ઇનામમાં મોઢેરક જરૂર મેળવીશ."

"સાબાશ બેટા ! પણ તારા પરાક્રમથી રીઝે એવો આ ભીમદેવ નથી. જે ખીજીને મારો વાળ વાંકો કરી શકતો નથી, તે રીઝીને તને મોઢેરક આપે એવી તારી આશા વધુપડતી છે."

એ વાતનો પ્રતિકાર હું કરી શક્યો નહિ. પિતાની વાત સાચી હતી. જે ખીજીને દંડ ન દઇ શકે તે રીઝીને પણ શું આપી શકે ? ભીમદેવના નિર્બળ રાજત્વની અસર બધેય એવી થઈ રહી હતી.

મેં કહ્યું: "પણ બાપુ! ધવલક્કના રાણાજીનું પાટણમાં સારું ચલણ છે, અને રાણાજીની મારા પર મીઠી નજર છે ત્યાંસુધી મારી આશા વધુપડતી નથી. હું કહું છું કે જેવી રીતે તમે બહારવટામાં દસ વર્ષ ગાળ્યાં તેવી રીતે દસ વર્ષ મને આપો, મારાથી બને તે મને કરી લેવા દો, અને જો મારી ધારણા પાર નહિ પડે તો હું તમારાથી દોઢો બહારવટિયો થઈશ, પછી કાંઈ છે?"

"પ્રતિજ્ઞા કરીશ?"

"હા, હું પ્રતિજ્ઞા કરું છું."

"ટેક લઈશ?"

"ટેક? શાની ટેક લઉં?" એક ક્ષણ થોભીને હું બોલ્યો: "જ્યાંસુધી હું મોઢેરક નહિ મેળવું ત્યાંસુધી હું પરણીશ નહિ."

"બહુ ઉગ્ર ટેક લીધી, બેટા! જા, આજથી મારું બહારવટું બંધ થશે; હું તારા પરાક્રમની વાતો સાંભળવાને હવે ટાંપી રહીશ."

"પણ તમે રહેશો ક્યાં?"

"ગુજરાતમાં નહિ, હું ઊતરી પડીશ મેવાડ તરફ, અને ત્યાં રહીને જે થાય તે જોયા કરીશ."

"પણ તમારા સાથીઓનું શું કરશો?"

"સાથે લઈ જઈશ."

"ભલે, પણ એક વાર પાવાગઢ જશો?"

"કેમ વારુ?"

"મારી બા તમારા દર્શનને માટે કેટલું ઝૂરે છે! તમે કાંઈ કાંઈ વસ્તુઓ ઘેર મોકલો છો, સોનામહોરોય મોકલો છો, પણ જાતે કોઈ વાર જતા નથી."

"મોઢેરક પાછું મેળવ્યા વિના હું પાવાગઢનું પાણી પણ નહિ પીઉં." થોડી ક્ષણ થોભીને તે બોલ્યા: "પણ ગમે તેમ કરીને હું તારી બાને મળીશ તો ખરો, જેતુ!"

"હવે થોડું પરોપકારનું કામ મારે તમને સોંપવું છે, બાપુજી!"

"એવું શું છે?"

"પરબવાળી પેલી છોકરીને તો તમે ઓળખો છો. તેના પર આજકાલ આપત્તિ આવી પડવાનો સંભવ છે. તેને અને તેના બાપને તમે તમારી સાથે લઈ જઈને કોઈ સુરક્ષિત સ્થળે મૂકી દેશો?"

ક્ષણભર વિચાર કરીને તેમણે કહ્યું: "પાવાગઢમાં જ પહોંચાડી દઉં તો?"

"તો બહુ જ સારું, એક પંથ અને બે કાજ."

"સારું, એટલું હું કરીશ. તને ધવલક્કમાં ફાવે છે ને બેટા?"

"હા, રાણાજી અને કુંવરજી બેઉની મારા પર મીઠી નજર છે."

"તને કાંઈ જોઈએ છે?"

"ના, કશું જ નહિ. હવે હું જઉં? પગે ચાલીને પાછું નગરમાં જવું છે."

"ભલે જા, બેટા!" એમ કહીને પુનઃ પિતાજીએ મને બાથમાં લીધીને કપાળ પર ચુંબન લીધું. તે ક્ષણે મારું કપાળ પિતાના મુખના અમીથી અને આંખનાં આંસુથી પણ ભીંજાયું.

હું થોડી ક્ષણ ઊભો રહ્યો. પિતાજી મારી સાથે જ વાવમાંથી બહાર નીકળશે એવી મારી ગણતરી હતી. મને ઊભેલો જોઈને પિતાજીએ કહ્યું: "હવે જા, મોડું ન કર."

"અને તમે?"

"મારો માર્ગ જુદો છે."

"પણ વાવની બહાર તો તમારે પણ નીકળવું જ પડશે ને?" મેં પૂછ્યું.

"ના, મારો માર્ગ વાવની અંદર રહેલો છે."

હું સમજી ગયો કે વાવની અંદર જ કોઈ છાનું ભોંયરું હોવું જોઈએ. તત્ક્ષણ હું વાવમાંથી બહાર નીકળીને પરબ ભણી ચાલ્યો.

વાવ અને પરબ વચ્ચેનું અર્ધુંક અંતર મેં કાપ્યું હશે, એટલામાં

વચ્ચે આવતા એક વૃક્ષ હેઠળ બે ઘોડા ઊભા હોય એવો મને ભાસ થયો, અને હું ચોંક્યો. પણ ચિત્તના એ ચમકારનું સંવેદન પૂરું થાય તે પહેલાં તો કોઇનો ઉદ્ગાર સંભળાયો : "ચાલ્યો આવ, જેતુ!"

બાપરે! એ તો રાણાજીનો જ સ્વર!



# ઉલ્લાસ પાંચમો

## (૧)

રાણાજી પોતે જ મારી પાછળ પાછળ અંધારપિછોડી ઓઢીને આવ્યા હતા, એટલે તેમને મારા વર્તન ઉપર શંકા ઊપજી હોય એ ચોખ્ખી વાત હતી. હું શામાટે અહીં આવ્યો છું, અત્યારે ક્યાં ગયો હતો અને કોને મળ્યો હતો, એ બધું તે મને પૂછે એ પણ સ્વાભાવિક હતું. મેં તત્ક્ષણ નિશ્ચય કર્યો કે મારે સાચેસાચો જવાબ આપી દેવો, પછી ભલે પોતે વાવમાં જઇને મારા પિતાને પકડી લે ને હેડમાં પૂરે. પણ મારા ઊંડા અંતરમાં એટલી પ્રતીતિ હતી કે પિતાજી હવે વાવમાં નહિ હોય, ગુપ્ત માર્ગે તે ત્યાંથી અદૃશ્ય થઇ ગયા હશે.

થોડાં ડગ ભરીને રાણાજીની સમીપે જતાં મેં આટલો વિચાર કરી વાળ્યો; તેમની પાસે પહોંચતાં મેં નમન કર્યું અને તેમની પૃચ્છાની રાહ જોતો હું ઊભો.

રાણાજીએ તુરત કહ્યું: "આ બીજા ઘોડા પર બેસી જા, જેતુ!" અને પછી પોતાની સાથે રાખેલા માણસની સામે જોઇને તેને કહ્યું: "અને રામપાલ, તું પગપાળો નગરમાં આવજે."

અહો! રાણાજીની સાથે રામપાલના તે દિવસના મારા સંપર્કના બેત્રણ પ્રસંગો મને સાંભરી આવ્યા અને હું સમજી ગયો કે સવારથી મારી પર રાણાજીએ રામપાલનો છૂપો પહેરો મૂક્યો હોવો જોઇએ! જેવી રીતે હું રાણાજીની દિનચર્યા પર નજર રાખી રહ્યો

હતો, તેવી રીતે રાણાજી મારી દિનચર્યા પર નજર રાખી રહ્યા હતા, એમાં હવે મને શંકા રહી નહિ.

હું મૂગો મૂગો રામપાલના ઘોડા પર સવાર થયો અને રાણાજી પોતાના ઘોડા પર સવાર થયા. ઘોડા ધવલક્કની દિશાએ ચાલવા લાગ્યા. બેઉ ઘોડાના પગે ઘાસનાં ગૂંથેલાં પગઢાંકણુ પહેરાવ્યાં હતાં એટલે ઘોડાની ચાલથી કે દોડથી જરાએ અવાજ થતો નહિ.

રામપાલથી છૂટા પડી ગયા પછી રાણાજી માર્ગમાં મને બધું પૂછશે એટલે હું સાચી ચોખવટ કરી નાંખીશ એમ સમજીને હું તેમના પ્રશ્નની રાહ જોતો હતો.

પરન્તુ અમે જ્યાંસુધી નગરમાં પેસીને રાજગઢમાં જઈ પહોંચ્યા નહિ ત્યાંસુધી રાણાજીએ મને એક શબ્દ પણુ કહ્યો નહિ. માત્ર છૂટા પડતી વખતે તેમણે મને ફરમાવ્યું: "સવારે મને મળજે."

બાકીની રાતમાં મને ઊંઘ આવી નહિ. રાણાજીને મારા વર્તન પર શંકા આવી તેનું મૂળ સંશોધવામાં મેં ઉજાગરે રાત પૂરી કરી.

ફળી રાણાજીને ફૂલની માળા પહેરાવીને પાછી ફરી ત્યારે હું તેને જોઈ રહેલો એ રાણાજીની શંકાનું પહેલું મૂળ, હું તુરત નીચે ઊતરીને તેની પાછળ ગયો તે રાણાજીએ જોએલું એ બીજું મૂળ, અને હું તળાવકાંઠેથી પાછો ફર્યો ત્યારે મારા હાથમાં ચંપાનાં ત્રણુ ફૂલની ડાંખળી હતી તથા એવાં જ ચંપાનાં ફૂલ રાણાજીના ગજરામાં હતાં તે ત્રીજું મૂળ: એ ત્રણે મૂળમાંથી ઊપજેલી શંકાથી ચતુર રાણાજીએ મારા પર રામપાલનો પહેરો મૂકેલો એ હવે મને સમજાઈ ગયું. પછી રામપાલને મેં યુક્તિથી ખારી વાવ ક્યાં આવેલી તે પૂછ્યું હતું તે ઉપરથી રાણાજી અને રામપાલ મારી પાછળ છૂપી રીતે ત્યાં આવેલા હશે એ પણુ નિર્વિવાદ હતું.

પણુ તત્ક્ષણુ મને બીજી ભયંકર શંકા આવી. મારા વર્તન ઉપરથી શંકાથી પ્રેરાઈને રાણાજી ત્યાં ન આવ્યા હોય, પણુ કદાચ ફળીનો વધ કરવા જ પોતે એ કાળી રાતે નીકળ્યા હોય અને પરબ

ઉપર એ બિચારીનો વધ કરીને ત્યાંથી મેળવેલી બાતમીને આધારે વાવ નજીક આવીને મને પકડવા ઊભા હોય!

અરેરે! બિચારી કળી! મેં તેને ત્યાંથી નસાડવાની વ્યવસ્થા કરી અને એ વ્યવસ્થા પાર પડે તે પહેલાં શું એ દેવી સમી બાળાનું માથું ધડથી જુદું થઈ ગયું હશે! રાણાજી આડા આવ્યા એટલે હું વાવમાંથી નીકળીને પરબ સુધી જઇ શકયો નહિ, અને જઈ શકયો હોત તો...

મારું મસ્તક તરેહવાર તર્કવિતર્કોથી ધમધમી ગયું. રાણાજીની પૃચ્છાનો સાચો જવાબ આપીને ભવિષ્યને દૈવને અધીન છોડી હું મસ્તિષ્કનો ભાર ઓછો કરી શકતો હતો, પરન્તુ કળીના ઘાતની કલ્પનાથી જે વેદના થતી હતી તેને તો પાર નહોતો.

(૨)

શય્યા છોડીને હું નિત્યકર્મમાં પડ્યો અને તેમાંથી પૂરેપૂરો નિવૃત્ત થઉં તે પહેલાં તો રાણાજીનું તેડું આવ્યું! મેં ઉતાવળ કરવા માંડી અને થોડી વારમાં હું તૈયાર થઈ ગયો. ઝઝૂમતી આપત્તિએ પ્રભુનું નામ સંભારવા લલચાવ્યો, અને હું મારા ઓરડામાંથી નીકળી રાણાજીની બેઠકના ખંડમાં પહોંચ્યો.

ખંડમાં રાણાજી સિવાય બીજું કોઈ નહોતું. ખંડની બહાર ઊભેલા સંરક્ષકોમાં રામપાલ નહોતો.

રાણાજીની સમીપે જઈ નમન કરી હું ઊભો રહ્યો અને રાણાજીએ નીચે બેસવાનું કહ્યું એટલે હું વિનયપૂર્વક ઘુંટણમંડીએ બેઠો.

રાણાજી બોલ્યા: "જેતુ! તારે હવે જે કહેવું હોય તે કહે."

મેં પૂછ્યું: "શા સંબંધે કહું?"

રાણાજીએ મ્હોં મલકાવીને કહ્યું: "જાણે કાંઇ જાણતો નથી અને કશું કહેવાનું ય નથી!"

"ધારું છું કે કાલે હું મધરાતે ખારી વાવમાં હતો તે સંબંધે આપ મને પૂછો છો."

"બરાબર."

"મને ખબર મળી હતી કે મારા પિતાજી ખારી વાવમાં મને મળશે, એટલે હું ત્યાં ગયો હતો અને એ રીતે દસ વર્ષે હું પિતાજીને મળ્યો, જોકે એ અંધકારમાં પિતાજીની વદનરેખાઓ હું બરાબર નિરખી શક્યો નહિ."

"વારુ, એ ખબર તને કોણે આપેલી?"

"માંડણ શેઠની પરબ પર જે માળી છે તેની છોકરી અહીં આવેલી, તેણે મને બહાર બોલાવીને કહેલું કે લખમણદેવ રાત્રે વાવમાં આવવાના છે."

"તેં પિતાને મળવાની ઇચ્છા એ છોકરીના બાપને જણાવી હશે."

"હા, મહારાજ! તેથી જ તેણે મને પોતાની છોકરી સાથે સંદેશો મોકલ્યો હતો. હું ગયો અને પિતાજીને મળ્યો. તેમને મેં વચન આપ્યું છે કે હું મોઢેરક પાછું મેળવીશ, પણ બહારવટાની રીતે નહિ. હું પાટણની સેવાથી કોઇ પરાક્રમ કરીને મોઢેરક મેળવીશ. મારા વચન ઉપર વિશ્વાસ રાખીને બહારવટું છોડી દેવાની મેં પિતાજીને વિનવણી કરી અને તેમણે તે માન્ય રાખી ગુજરાત છોડી હવે પરદેશ જવાનો નિશ્ચય જણાવ્યો છે."

"પણ મોઢેરક પાછું મેળવવાને તેં પણ કાંઇ સમયમર્યાદા તો બાંધી હશે ને?"

"જી હા, મેં કહ્યું છે કે દસ વરસ તમે બહારવટામાં લીધાં, હવે દસ વરસ મને મારા પરાક્રમ માટે આપો અને હું મોઢેરક મેળવીશ."

રાણાજીએ સ્મિત કરીને પૂછ્યું: "અને દસ વરસમાં તને તારું મોઢેરક ન મળ્યું તો?"

"તો?......" હું ગળચવું ગળીને બોલ્યો: "તો રાણાજી! મેં પિતાજીને વચન આપ્યું છે કે હું તમારાથી દોઢો બહારવટિયો થઇશ!"

રાણાજી આંખો વિસ્ફારીને મને જોઈ રહ્યા.

મેં આગળ કહ્યું: "મહારાજ! પિતાજીનું બહારવટું છોડાવવાની મને તીવ્ર આકાંક્ષા હતી, તે માટે હું પિતાજીને મળવા અત્યંત આતુર હતો, તેમને પ્રકટ રીતે મળવાનું મારે માટે શક્ય નહોતું, તેમ જ પકડાઈ જવાને ભયે તે મને મળવા આવી શકે તેમ નહોતું, એટલે ચોરીછૂપીથી હું પિતાજીને મળ્યો અને એ મિલન પાછળનો મારો હેતુ સિદ્ધ થયો. રાણાજી! ગુર્જરેશ્વરનો કે આપનો કાંઈ અપરાધ મારાથી થયો હોય, તો તે માટે હું ક્ષમા માંગી લઉં છું. મારો હેતુ અપરાધ કરવાનો નહોતો, પરન્તુ બહારવટાની આપત્તિ પાટણ પરથી ટળે અને જીવનમાં આગળ વધવા માટે એ બહારવટાને કારણે મારી આડે આવતાં વિઘ્નોમાંથી હું મુક્ત થઉં, એવી આશાથી મેં આ સાહસ કર્યું છે."

"હં, પછી?" નીચી નજરને ઊંચી કરીને રાણાજીએ મને પૂછ્યું.

"હવે તો, આપે મારો આ અપરાધ માન્યો નથી એવું જાણવા હું અધીરો થયો છું અને આખી રાત મને ઊંઘ આવી નથી."

રાણાજીએ સ્મિત કર્યું. હું સમજી શક્યો નહિ કે એ સ્મિત મારી નિખાલસતા ઉપરની પ્રસન્નતાનું હતું કે મારી મૂર્ખતા ઉપરના તિરસ્કારનું હતું.

થોડી વાર મૌનમાં ગાળીને રાણાજીએ મારી સામે જોઈ પૂછ્યું: "હં, ત્યારે જેતુ! સાંગા માળીને અને તેની છોકરીને તેના પર લટકતી કોઈ આપત્તિને કારણે તેં તારા પિતાજીની મદદથી પાવાગઢ મોકલી દેવાની ગોઠવણ કરી છે એ આપત્તિ કઈ?"

એ પ્રશ્ન સાંભળતાં જ મારા આખા શરીરે પરસેવો છૂટ્યો. એ પ્રશ્ન કહી રહ્યો હતો કે મારી અને પિતાજીની વચ્ચે વાવમાં થએલી વાતચીત રાણાજીએ પૂરેપૂરી સાંભળી છે! એ આપત્તિ વિષેની સ્પષ્ટતા કરતાં મારે એ સ્પષ્ટતા પણ કરવી જોઈએ કે ગોવિંદ ભટ્ટને રાણાજીએ કહેલી પોતાના સ્વપ્નની તથા કળીના દર્શનની વાત અને એ સ્વપ્નની મંગળતા સિદ્ધ કરવા માટે ભટ્ટજીએ સૂચવેલી

કળીના વધની વાત મેં છૂપી રીતે સાંભળી છે અને એ નિર્દોષ બાળા પરની અનુકંપામાત્રથી તેને મેં ધવલક્કથી દૂર મોકલી છે. હવે ચતુર રાણાજીથી કાંઇ પણ વાત છૂપી રાખવી કે દિલ ચોરીને વર્તવું એ મારા પોતાના જીવ ઉપરના જોખમની વાત છે એવું સમજી જઇને મેં તત્ક્ષણ એ બધી વાત નિવેદન કરી દીધી.

બધું સાંભળી રહ્યા પછી રાણાજીએ સ્વસ્થતાથી કહ્યું: “ જેતુ ! તેં જે બે વાતો કહી, તે વાતોમાં તેં અપરાધો કર્યા છે, તે તારા ધ્યાનમાં આવે છે ?”

“ પિતાને પુત્ર ચોરીછૂપીથી મળે......”

રાણાજીએ વાત કાપી નાંખીને અધવચ કહ્યું : “ એમ નહિ, એક બહારવટિયાને ધવલક્કના યુવરાજનો અંગરક્ષક ચોરી-છૂપીથી મળે છે......”

“ પણ હું એ બહારવટિયાને તેના કાર્યમાં મદદ કરવાને કાંઇ મળ્યો નથી, રાણાજી ! ”

“ એ મેં જાણ્યું એટલે તો મેં તારા બાપને વાવમાંથી નિર્વિઘ્ને ચાલ્યો જવા દીધો અને તને ય હું ક્ષમા આપું છું. એ જ રીતે તેં રાજ્યની છૂપી વાત છૂપી રીતે જાણી લઇને બે માણસોને ધવલક્કમાંથી પાવાગઢ ખસેડ્યાં એ અપરાધ માટે પણ હું તને ક્ષમા આપું છું, કારણકે તેમાં તું અનુકંપાથી દોરવાયો હતો, પણ તે અપરાધ તારા ખયાલની બહાર ન રહેવો જોઇએ. એક તો કોઇ મંત્રણા ચોરીછૂપીથી સાંભળવી એ અપરાધ છે અને બીજું તે નિષ્ફળ જવા પામે એ રીતે અગાઉથી વ્યવસ્થા કરી નાંખવી એ અપરાધ રાજાના સેવકને માટે ગંભીર લેખાય, ખરું કે નહિ ?”

“ ખરું, રાણાજી ! ” એમ કહીને ક્ષમા મળવા માટે ઉપકાર-વશતાની લાગણી પ્રકટ કરતો હું રાણાજીના પગ આગળ ઝૂકી પડ્યો.

પછી હું બેઠો થઇને બોલ્યો : “ હવે મને જવાની રજા છે ? ”

“ જરા બેસ, હજી મારે તને કેટલુંક પૂછવું છે. ” રાણાજીએ કહ્યું.

મારા બેઉ અપરાધો પૂરી રીતે જાણ્યા છતાં મને રાણાજીએ ક્ષમા આપી, તેથી મારા ચિત્તની બધી ભીતિ શમી ગઇ હતી અને કૃતજ્ઞતાથી હું નમ્ર બની ગયો હતો, એટલે હવે પછી મને જે કાંઇ પૂછવામાં આવે તે માટે કાંઈ ભય રાખવા જેવું નહિ હોય એવી મને ખાતરી હતી, તેથી હું સ્વસ્થતાથી બેઠો.

રાણાજી બોલ્યા: "જેતુ! તેં ગોવિંદ ભટ્ટ અને મારી વચ્ચેની વાતચીત સાંભળી, તે ઉપરથી તેં માની લીધું કે એ માળીની છોકરી—તેનું નામ શું?"

મેં કહ્યું: "લોકો અને તેનો બાપ તેને કાળી કહે છે, હું તેને કળી કહું છું."

"કળી?" રાણાજીએ આંખો વિસ્ફારીને ઉદ્દગાર કાઢ્યો.

"હા."

રાણાજી સ્મિત કરીને આગળ બોલ્યા: "એમ? ઠીક, એ કળીનો હું વધ કરીશ એમ શું તેં માની લીધું?"

"હા, મહારાજ!"

"કુંવારકાનો હું વધ કરું એટલો તેં મને નિર્દય માન્યો?"

"ના, મહારાજ! આપ દીર્ઘદર્શી છો, વીર છો, દયાળુ છો, આપ એવું કાંઈ અપકાર્ય કરો તેવા નથી......"

"તો પછી તેં એવું કેમ માન્યું?"

"હું મારા દિલની વાત કહું તો આપ ક્ષમા કરશો ને?"

"જરૂર."

"હું માનતો હતો કે ગુજરાતની રાજલક્ષ્મી આપને વરે એ આપને ઇષ્ટ જ જણાશે, મને પણ એ ઇષ્ટ જ લાગ્યું હતું, અને તે માટે આપ જો ગોવિંદ ભટ્ટની સલાહ માની લેશો તો આપને હાથે ઇષ્ટ હેતુને માટે અનિષ્ટ કાર્ય જરૂર થઇ જશે એમ મને લાગ્યું."

"ગુજરાતની રાજલક્ષ્મી મને વરે એ તને ઇષ્ટ લાગ્યું, પણ કળીનો વધ મારે હાથે થાય તે તને અનિષ્ટ એવું અપકાર્ય લાગ્યું?"

"હા, મહારાજ! ગુજરાતની રાજલક્ષ્મી કેવી દુર્દશામાં આવી પડી છે તે આપને આવેલા સ્વપ્ન ઉપરથી જ આપ જાણો છો એમ નથી, સૌ કોઈ પાટણની દુર્દશાની વાત જાણે છે; આપ તો પાટણની દશા નજરે જોતા હશો. ક્ષમા કરજો રાણાજી! મહારાજ ભીમદેવ પાટણને સંભાળીને રક્ષી શકે તેવી યોગ્યતાવાળા હવે રહ્યા નથી; આપ રાજલક્ષ્મીની ઇચ્છા પ્રમાણે વર્તો એવું હું હજી પણ ઇચ્છું છું, પણ જ્યોતિષના વહેમ—બહેમને માનીને આપ એક કુંવારકાનો વધ કરવાનું પાપ કરો એવું તો નથી ઇચ્છતો."

મારી વાત સાંભળીને રાણાજી જાણે ઊંડા વિચારમાં પડી ગયા અને કશું ન બોલ્યા. મારી ઇચ્છા પ્રમાણે રાણાજી ગુર્જરેશ્વરને પાટણની ગાદી ઉપરથી ઉઠાડી મૂકી રાજ્યસૂત્રો તેની પાસેથી આંચકી લે એવું મારા મનમાં હતું, પણ એવું પ્રકટ રીતે બોલવાની હિંમત હું ન કરી શક્યો, છતાં રાણાજી એવી જ કોઈ ઘડભાંજ પોતાના મનમાં કરી રહ્યા હશે એવું મેં મારા મનથી અનુમાન કર્યું. એ અનુમાન સાચું પડે તો કેવું સારું, એમ પણ મારા મનમાં થયું. ગુજરાતનું સદ્ભાગ્ય હોય તો જ ધવલકનો પરાક્રમી રાણો ગુજરાતનો ધણી થઈને તેની રાજલક્ષ્મીનો ઉદ્ધાર કરે. પણ રાણાજી કશું બોલ્યા વિના વિચારમાં જ બેસી રહ્યા અને મારા મનમાં થવા લાગ્યું કે મારા જેવા છોકરાની સલાહ માનીને રાણાજી કાંઈ સાહસ કરે એવી મારી માન્યતા જ બાલિશ હતી.

છેવટે કેટલીક વાર પછી રાણાજી બોલ્યા: "જેતુ! આ લવણપ્રસાદ તો ગુર્જરેશ્વરનો સેવક છે અને સેવક જ રહેશે. સેવક તરીકે તે ગુજરાતની રાજલક્ષ્મીનો ઉદ્ધાર કરવા પોતાથી બનતું બધુંય કરશે, પરન્તુ તેનો પતિ બનીને નહિ, સમજ્યો? હવે તું જા, પણ જો! આપણી વચ્ચે થએલી આજની વાતચીત ઉપર તારે તારા હોઠ સીવી રાખવાના છે."

"એમ જ થશે, રાણાજી!" એમ કહી, ફરી નમન કરીને હું ત્યાંથી ચાલતો થયો.

( ૪ )

રાણાજીની વાતોની મારા મન ઉપર બહુ સુંદર છાપ પડી. તેમની કૃતજ્ઞતા, ઉદારતા, દયાળુતા અને નિર્લોભીપણું એ બધા ગુણો એ વાતોમાંથી પ્રકટ થયા હતા. વળી તેમની દીર્ઘદર્શિતા અને ચતુરાઈનો પણ આટલો પરિચય પૂર્વે મને કોઈ વાર થયો નહોતો. અત્યારસુધીનો સમય મેં ભયભીતતામાં વીતાડયો હતો, પરન્તુ રાણાજી સાથેના પ્રસંગ પછી મારા મનમાંનો ઉમંગ જાણે પાળો તોડી રહ્યો હતો.

રામપાલ માનતો હતો કે હું હવે કેદમાં જ પુરાવાનો છું અને એવી વાત તે કેટલાકોને કહી પણ ચૂક્યો હતો; પરંતુ મને છૂટો ને પૂર્વવત્ યુવરાજની સાથે ફરતો જોઈને તેને તથા બીજાઓને આશ્ચર્ય થતું હતું તે હું જોતો હતો.

સાંઝે નગરમાં ઊડતી ખબર આવી કે માંડણ શેઠની પરબ પરનો માળી અને તેની છોકરી કોઈને કહ્યા વિના ક્યાંક નાસી ગયાં છે અને પરબ રેઢી પડી છે. મને આશ્વાસન પ્રાપ્ત થયું કે મેં પિતા સાથે કરેલી ગોઠવણ બરાબર પાર પડી છે.

ત્રણચાર વધુ દિવસ ગયા અને એવી અફવા ઊડી કે લખમણસિંગ બહારવટિયો સાધુ થઈ ગયો છે અને હિમાળામાં ગળવા ગયો છે. એ વાતનું મૂળ હું જાણતો હતો, એટલે એ અફવા નહોતી પણ સાચી વાત હતી, પછી ભલે પિતાજી સાધુ થઈ ગયાની અને હિમાલય તરફ ચાલ્યા ગયા હોવાની વાતનો રંગ એ હકીકતને લોકોએ ચડાવ્યો હોય. એ વાત રાણાજીએ સાંભળી હશે અને પિતાજીએ મારી સલાહ મુજબ ખરેખર બહારવટું છોડી દીધું એ વાતની પ્રતીતિ તેમને પણ થઈ હશે, છતાં એ સંબંધે તેમણે મારી સાથે કશી વાતચીત કરી નહિ.

પણ તે જ સાંઝે રાણાજીએ મને ફરમાવ્યું : "જેતુ! તારે મારી સાથે સવારે પાટણ આવવાનું છે, માટે સાજે તૈયાર થઈને રહેજે!"



# ઉલ્લાસ છટ્ઠો

## (૧)

રાણા લવણપ્રસાદ જેવા ગુણપારખુ પુરુષની છાયા મને મળી એ જ મારા સદ્‌ભાગ્યનું એક ચિહ્ન હતું, અને હવે મારી ચડતીનું દ્વાર ઊઘડી ગયું હતું એવી મારા મનની પ્રતીતિ થતાં વાર લાગી નહિ.

રાણાજી સાથે હું પાટણ ગયો. રાણાજી મને સૌથી પહેલાં મહારાજ ભીમદેવ પાસે લઇ ગયા, પરન્તુ તે પહેલાં તેમણે મારા સંબંધી બધી વાત કહીને ભલામણ કરી રાખી હશે; નહિતો મંડલીમાંથી મને તુચ્છકારીને હાંકી કાઢનાર મહારાજ ભીમદેવ મને જોતાં વાંત આછેરું સ્મિત કરીને એમ શાના કહે કે "આવ, જયંત! ધવલક્કમાં રહીને તું ડાહ્યો થયો લાગે છે ખરો!"

મેં નમન કરીને કહ્યું: "એ બધો રાણાજીની કૃપાનો પ્રભાવ છે, મહારાજ!"

"ઠીક, ત્યારે હવે મંડલીમાં તારે પાછું ભણવા જવું છે?"

"ના મહારાજ! ભણતર તો મારા ભાગ્યમાં હતું તેટલું મળ્યું, હવે તો મને કોઇક એવી ચાકરી આપો કે જેથી મારો સુભટ થવાનો અભિલાષ પાર પડે."

મહારાજ બોલ્યા: "ત્રણ મહિના સુધી હું તને કશી ચાકરી નહિ આપું. મને પરતીત આવશે કે તારા બાપે બહારવટું છોડયું છે, ત્યારપછી હું તને ચાકરી આપીશ."

મેં નિરાશ થતાં રાણાજી સામે જોયું. રાણાજી મારી નિરાશા સમજી ગયા તો હશે, પણ તે કશું ય બોલ્યા નહિ. મેં મહારાજને પૂછયું: "તો મહારાજ! મારે પાછું ધવલક્કમાં જઇને રહેવું?"

મહારાજે ઉત્તર આપ્યો: "ધવલક્ક પાછા ન જવું હોય તો અહીં રાણાજીના નિવાસસ્થાને રહેજે અને રાણાજી પાટણમાં હોય ત્યારે તેમનું બતાવ્યું કામ કરજે."

રાણાજી હવે બોલ્યા: "મહારાજ ! એવું કશું એને નહિ ફાવે. એટલો વખત ઠાબૂ ઠક્કર કે રાણા ચાચિગદેવના પાર્શ્વકોમાં એને ગોઠવી દેજો ને."

"ઠીક, એમ કરીશું." કહી મહારાજે મને રજા આપી.

રાણા ચાચિગદેવ હતા મહારાજ ભીમદેવના મહામંત્રી. તેમના અંગરક્ષકો અને પાર્શ્વકો પંદર–વીસ હતા, તેમાં હું એક ઉમેરાયો એટલે ત્યાં મારો બહુ ભાવ પુછાતો નહિ; છતાં રાજ્યતંત્ર અંગેની જે વાતો મહામંત્રીના સેવકો સુધી પહોંચતી તે જાણવાની સંધિ મને મળવા લાગી. એ વાતો ઉપરથી મને સમજાયું કે ચાચિગદેવ હવે અધિકાર પરથી ઊતરવાને બહુ વાર નથી! રાણા લવણપ્રસાદની સલાહ પ્રમાણે મહારાજ ભીમદેવ વધારે ચાલતા અને મહામંત્રીના સેવકમંડળમાં એમ બોલાતું હતું કે રાણા ચાચિગદેવનો અધિકાર ધવલક્કના રાણાની ખટપટથી જ જવા બેઠો હતો.

પણ એમાં ધવલક્કનો રાણો શું કરે? રાણા ચાચિગદેવના કારભારમાં જ ક્યાં કશો માલ હતો? એ તો મહારાજ ભીમદેવના પૂર્વજોનો હજીસુધી ચાલ્યો આવતો પ્રતાપ હતો કે જેથી ગુજરાતના મહામંડલેશ્વરો મહારાજ ભીમદેવના આશ્રિતો તરીકે ટકી રહ્યા હતા અને ગુર્જરેશ્વરનું ધૂસરું પોતાની ખાંધ ઉપરથી ફેંકી દેવા સળવળતા નહોતા; નહિતો ચડ્રાવલિનો ધાર પરમાર, મેવાડનો જૈત્રસિંહ, ઝાલોરનો ઉદયસિંહ, ગોડવાડનો ધાંધલદેવ, માળવાનો સોહડ એ બધા કાંઈ છાના બેસી રહે તેવા નહોતા. પાટણની નબળાઇ મારા જેવા એક છોકરાના ધ્યાનમાં આવી જતી હતી, તે કાંઇ એવા રાજવીઓના ધ્યાનની બહાર હોય? મને તો એમ જ લાગ્યું કે મહામંત્રી ચાચિગદેવનો કારભાર ઢીલો હોવા છતાં પાટણ નિર્ભય રહેતું હતું, તે ભીમદેવ મહારાજના આંતરિક મહામાત્ય જેવા રાણા લવણપ્રસાદના પ્રતાપને કારણે હતું.

બે એક મહિના ગયા અને ખરેખર રાણા ચાચિગદેવ અધિકાર પરથી ઊતર્યા. મહામંત્રીનો અધિકાર મહારાજે સાંધિવિગ્રહિક

રત્નપાલ શેઠને સોંપ્યો. સાંધિવિગ્રહિકનું સ્થાન મહાક્ષપટલિક બહુદેવને સોંપાયું. ઠાજૂ ઠક્કર મહામુદ્રામાત્ય હતા અને બધા પ્રાંતોના મુદ્રાધિકારીઓના ઉપરિ હતા. આખા દેશની સ્થાવરજંગમ મિલકતોનાં વેચાણપત્રો, દાનપત્રો, અધિકારપત્રો ઉપર રાજ્યની મહોર કરવાનો અધિકાર તેમના હાથમાં હતો. રત્નપાલ શેઠ મહામંત્રી થયા એટલે રાજ્યતંત્રમાં કેટલાક ફેરફારો અને અધિકારીઓની ફેરબદલી થઇ, કોઇ કોઇ દેશાધિપતિઓ* બદલાયા, કેટલાક મુદ્રાધિકારીઓ અને અક્ષપટલિકો પણ બદલાયા. એ બધા સુધારા રાજ્યતંત્રને ચેતનવંતું બનાવવા માટે હશે એમ મને લાગ્યું.

એવું બધું થયું પરન્તુ સેનાની વ્યવસ્થામાં કાંઇ જ ફેરફાર થયો નહિ. રત્નપાલ શેઠ મહામંત્રીને પદે આવ્યા એટલે હવે ધીરેધીરે તેમાં ય નવું ચેતન આવશે એવું મેં ધારેલું, પણ મારી એ ધારણા પાર ઊતરી નહિ.

એક વાર સૌરાષ્ટ્રનો મુદ્રાધિકારી શોભનદેવ પાટણમાં આવેલો તે ઠક્કરને મળવા આવ્યો, ત્યારે મેં તેને પૂછ્યું: "સોરઠમાં આપણું સૈન્યબળ કેવુંક છે?"

તેણે કહ્યું: "સારું છે."

મેં પૂછ્યું: "હમણાં કાંઈ સૈનિકો વધાર્યા છે ખરા?"

"ખડા સૈનિકો અમે વધારતા નથી; એમ કરીએ તો ઊપજ ઘટે અને ખર્ચ વધે."

"એ તો બરાબર, પણ જરૂર પડે ત્યારે સોરઠ પાંચેક લાખ સૈનિકો આપે ખરું?"

શોભન મારી સામે જોઇને હસતો બોલ્યો: "અલ્યા, તું તો અને કોઇ સેનામંત્રીના જેવું પૂછે છે! પાંચેક લાખ સૈનિકો અમે ન આપીએ, તો અધૂરા રહે તે પૂરા કરી આપવા ધવલક્કના રાણા સમર્થ બેઠા છે."

---

* સૂબાઓ.

મને શોભનની વાત ગમી નહિ. મંડલેશ્વરોની સેના ઉપર પાટણ જીવે તેનો શો અર્થ? પણ હું એ વાતની ચર્ચા કરું તો શોભનને લાગે કે હું નાને મ્હોંએ મોટી વાત કરું છું, એટલે હું કશું બોલ્યો નહિ.

ઠાભૂ ઠક્કરને ત્યાં મેં એકાદ મહિનો આવજા કરી. પાટણમાં આવ્યાને મને ત્રણ મહિના થઈ ગયા, એટલે ચાકરી આપવાની પુનઃ વિનંતિ કરવા હું મહારાજની પાસે ગયો.

મહારાજની પાસે તે વખતે મહામંત્રી રત્નપાલ શેઠ તથા રાજપુરોહિત કુમારદેવ બેઠા હતા, અને હું મહારાજની સમીપે જઈ ઊભો. મેં ત્રણેને એક પછી એક વંદન કર્યાં અને પછી મહારાજને કહ્યું: "મહારાજ! મને અહીં આવ્યાને ત્રણ મહિના થઈ ગયા, એટલે હવે મને ચાકરી આપવાની કૃપા કરો."

મહારાજે પૂછ્યું: "અત્યારે તું શું કરે છે?"

"ઠાભૂ ઠક્કરને ત્યાં આવજા કરું છું, તે પહેલાં હું ચાચિગદેવ પાસે હતો."

કુમારદેવે મને ઓળખ્યો અને પૂછ્યું: "તું તો લક્ષ્મણદેવનો પુત્ર જયંત ને?"

"જી, હા." મેં વિનયપૂર્વક ઉત્તર આપ્યો.

મહારાજ હસીને બોલ્યા: "એને સુભટ થવું છે, કુમારદેવ! એની મોટી મોટી વાતો તમે સાંભળી છે?"

"થોડી સાંભળી છે, તે ચતુર અને ઉત્સાહી છોકરો છે."

"તો શેઠ! તમે જ તેને તમારા અંગરક્ષકોમાં રાખો." મહારાજે મહામંત્રીને સંબોધીને કહ્યું.

ચાચિગદેવ પાસે રહેલાઓમાંના કોઈને રત્નપાલ શેઠે પોતા પાસે રાખ્યા નહોતા, અને મને રાખવાની સૂચના મહારાજ તરફથી થઈ એટલે શેઠે તીક્ષ્ણ દૃષ્ટિએ મારા ભણી જોયું, ક્ષણભર વિચાર કર્યો, અને પછી ઉચ્ચાર કર્યો: "ભલે."

રત્નપાલ શેઠ બહુ શૂરા લડવૈયા નહોતા, પણ વિચક્ષણ કારસ્થાની પુરુષ હતા. સંધિવિગ્રહની ખટપટોમાં તેમણે ઘણાં વર્ષો ગાળ્યાં હતાં અને કોઈની ઉપર પણ વિશ્વાસ મૂકતાં પહેલાં લાંબો વિચાર કરવાની તેમને ટેવ હતી; એટલે એક વાર ચાચિગદેવની પાસે રહેલો હું તેમની પસંદગી પામ્યો તે કાં તો મારું સદ્ભાગ્ય હશે, અથવા તો કુમારદેવની ભલામણનું ફળ હશે.

શેઠના અંગરક્ષક તરીકેનું સ્થાન મળ્યું એટલે મારો મોભો વધ્યો અને ભેટે બાંધવા તલવાર તથા કટાર, પીઠે બાંધવા ઢાલ અને હાથમાં રાખવા ભાલો મળ્યો. બીજે દિવસે એ આયુધો સાથે હું શેઠની સેવામાં તેમની હવેલીની ડહેલીમાં જઈને ઊભો અને શેઠે મને જોયો ત્યારે તે મારા હાથમાંના ભાલા તરફ જોઈને વિસ્મય પામ્યા. ભાલાના ફળાની નીચે મેં નાની રાતી ધ્વજા ચોડી હતી અને ધ્વજામાં પીળા રંગે કુકડો દોર્યો હતો. ભાલાની ટોચે શોભી રહેલો એ કુક્કુટધ્વજ જોઈને શેઠના વદન પર વિસ્મયની સાથે પ્રસન્નતા પણ છવાયલી મેં જોઈ.

(૨)

હું પાટણમાં થાળે પડ્યો એટલે હવે મને માતાનો વિચાર થવા લાગ્યો. કળી અને તેનો પિતા સાંગો પણ પાવાગઢમાં માતાની પાસે હશે એમ હું માનતો હતો, પણ તેમના કશા સમાચાર મને મળ્યા નહોતા. હવે માતાને પાટણમાં બોલાવું અને કળી તથા તેના પિતાને પણ સાથે બોલાવી લઉં એવો વિચાર હું કરતો હતો, એવામાં ગુજરાતની સીમાની પૂરવની પાંખ પર માળવા તરફથી આક્રમણ થવાનું હોવાના વાવડ આવ્યા.

લોકોને કાને આવતી વાતો ગુર્જરેશ્વર અને તેમનું મંત્રીમંડળ જાણ્યા વિના કેમ રહે? ગુજરાતનું ગુપ્તચર મંડળ પહેલાંના જેવું કાર્યદક્ષ નહોતું એ ખરું, તોપણ તે કેવળ ઘસાઈ ગયું નહોતું અને માલવનરેશની હીલચાલ તો તેના ધ્યાન બહાર હોય જ નહિ. માળવામાં એ વખતે સોહડ વર્માનું રાજ્ય હતું. તેની પહેલાંના

માલવનરેશે જ્યારે ગુજરાત સામે માથું ઊંચકેલું ત્યારે ગુર્જરેશ્વરે તેને દબાવી દીધેલો, એટલે એ દિશામાં તો પાટણનું રાજમંડળ આંખો ઉઘાડીને જ બેઠું હોય.

પરન્તુ એ સમજણમાં મારી ભૂલ હતી. સોહડ વર્માની હીલચાલની માહિતી પાટણના મંત્રીમંડળને નહોતી, એટલી રાણા લવણપ્રસાદને હતી. રાજસંચાલનમાં રાણાજી કોઈ અધિકારપદે નહોતા, તોપણ ચારમંડળની ચાવી તેમની પાસે જ રહેતી, એટલે મહામંત્રી રત્નપાલ શેઠ કરતાં ય રાણાજી વધારે માહિતગાર હતા, એ બાબતની ખબર મને ત્યારે જ પડી કે જ્યારે રાણાજીએ રત્નપાલ શેઠને બોલાવીને તેમની સાથે વાતચીત કરી અને હું શેઠની સાથે ગયેલો હોઇને દ્વારની બહાર ઊભાં ઊભાં મેં તે સાંભળી.

રાણાજીએ કહ્યું: “શેઠ ! માળવા પાછું ઊછળ્યું છે. સોહડે ધારા અને માંધાતામાં સેના એકઠી કરી રાખી છે એટલે તે ગુજરાત ઉપર દહિવદ અને પાવાગઢને માર્ગે ચડી આવવા ઇચ્છે છે એમાં શંકા નથી. પછી કઈ દિશામાં તે વળશે તેની માહિતી મને મળી નથી, પણ તેની દૃષ્ટિ લાટ તરફ લાગી હોય એમ હું ધારું છું. એ ગમે તેમ હોય, પણ તે ગુજરાતમાં આવે તે પહેલાં આપણે કાંતો તેને પાછો વાળવો જોઇએ અથવા થોભાવવો જોઇએ.”

“ધારા અને માંધાતામાં સેના એકઠી થતી હોવાના સમાચાર તો મેં જાણ્યા હતા, પણ કેટલી સેના તેણે એકઠી કરી છે તેની મને હજી ખબર મળી નથી.”

“એ ખબર હું આપું. પાંચ હજાર ઘોડાં, સો હાથી અને પંદર હજાર તીરંદાજ પાયદળ એટલી સેના તૈયાર ખડી છે......”

શેઠ વચ્ચે બોલ્યા: “તો એથી દોઢી સેના આપણે તૈયાર રાખીએ.”

“હજી વાર છે; થોડી સેના પાટણમાં તૈયાર છે, બીજી મહાલો અને મંડલોમાંથી બોલાવવી પડશે; પણ સોહડ ગોળથી મરે ત્યાં સુધી તેને ઝેરથી મારવાની મારી ઇચ્છા નથી; એટલે હું સૂચવું છું

કે તમે જાતે થોડા ઘોડેસવાર સૈનિકોને લઇને દહિવદ તરફ ઊપડી જાઓ, સોઢડ જ્યાં હોય ત્યાં તેને મિત્રભાવે મળો, તેને સમજાવો, તે શા માટે આક્રમણ કરવા ઇચ્છે છે તે તેને પૂછો, ગુર્જરેશ્વર સામે તેની શી ફરિયાદ છે તે જાણી લો, અને તેનો હેતુ મિત્રાશથી પાર પડે તેટલા પૂરતું તેને આશ્વાસન આપો; છતાં જો તે પાછો ન ફરે તો તુરત મને સમાચાર મોકલાવો એટલે હું જાતે પાટણની સેનાને દોરીને દોડી આવીશ."

"એ માટે તો બહુદેવને મોકલીએ તો ચાલે." શેઠે જણાવ્યું. બહુદેવ સાંધિવિગ્રહિક હતો.

રાણાજીએ કહ્યું: "બહુદેવને મોકલીશું તો તેનો અર્થ સોઢડ જુદો સમજશે; આપણે તેની સાથે સંધિ કરવા જવાનું નથી, બને તો તેની સાથે સમાધાન કરવું છે અને નહિતો ચેતવણી આપવી છે કે હવે ગુજરાત માળવાને કચડી નાંખતાં વાર નહિ લગાડે. એ કામ જો ગુજરાતનો મહામંત્રી કરે તો જ તેનો પ્રભાવ પડે."

"ઠીક છે, પણ કદાચ તે આપણી સીમા પરની કાંઇ ભૂમિની માંગણી કરે તો તે આપીને સમાધાન કરવા મહારાજ કદાપિ તૈયાર નહિ થાય." શેઠે જણાવ્યું.

"મહારાજ તો એમ કહેતા હશે, પણ તેને કાંઈ આપવા—ન આપવાની વાત અત્યારે વિચારવાની જરૂર નથી. બાકી શેઠજી! આજે ગુજરાતને માટે શત્રુ સાથેનું સમાધાન જેટલું જરૂરી છે તેટલું યુદ્ધ જરૂરી નથી એટલું ધ્યાનમાં રાખીને તમે સોઢડ સાથે વાતચીત કરજો."

શેઠ ચમક્યા: "હેં! તો પછી યુદ્ધની પોલી ધમકી જ સોઢડને આપવાની છે?"

રાણાજીએ વાતને ફેરવી તોળી: "ના, ના, ચેતવણી આપશો તો એ પોલી ધમકી નહિ જ હોય તેની ખાતરી રાખજો. પાટણ

જરા નબળું છે પણ મંડલેશ્વરો જાગતાજોધ જેવા છે તે તમે ક્યાં નથી જાણતા ?"

હું આ સાંભળતો હતો અને મને કાંઈ કાંઈ થતું હતું. જેવું પેલો શોભન કહેતો હતો તેવું અહીં રાણાજી પોતે કહેતા હતા કે પાટણ નબળું છે પણ મંડલેશ્વરો સબળા છે એટલે પાટણને ભીડ પડતાં તેઓ દોડી પહોંચશે. રાણાજી જેવા ડાહ્યા પુરુષ પણ આવું જ કેમ માની રહ્યા હશે અને પાટણ સ્વયં મજબૂત બને એવી કાંઈ વેતરણ નહિ કરતા હોય એમ મારા મનમાં થયા કરતું હતું. તે વખતે મને થયું કે હું અંદર જઈને આ સૂચના રાણાજીને કરું, પરંતુ હું ખમચાયો, મારી વિવેકબુદ્ધિએ મને એ ઉતાવળું પગલું ભરતાં રોક્યો.

આ મંત્રણા પૂરી થઈ અને શેઠ બહાર નીકળવા ઊભા થયા કે તુરત હું દ્વારથી દસ ડગલાં દૂર જઈને ઊભો રહ્યો, કે જેથી હું તેમની વાતચીત સાંભળતો હતો એવો ખયાલ તેમને આવે નહિ.

નિવાસસ્થાને પહોંચતાં જ મહામંત્રીએ પોતાની સાથે તેડી જવા માટે જે દસ અંગરક્ષકોને પ્રવાસ માટે તૈયાર થવાની આજ્ઞા કરી, તેમાં હું પણ એક હતો.

(૩)

મહામંત્રીએ રાણાજી સાથે થએલી બધી વાતની મહારાજને માહિતી આપીને તુરત મંત્રીઓને બોલાવ્યા અને માળવા તરફથી પાટણ ઉપર યુદ્ધ આવી રહ્યું હોવાની બધાને ખબર આપી; તે સાથે ઠાભૂ ઠક્કુરને સૂચવ્યું કે મહારાજની મહોર કરીને બધા મંડલેશ્વરોને પત્ર લખી મોકલો કે તેઓ બની શકે તેટલા સૈન્યની તૈયારી રાખે અને મહારાજની આજ્ઞા થવાની રાહ જુએ. પાટણમાં જેટલું સૈન્ય હાજર હોય તેટલું શસ્ત્રાસ્ત્ર સાથે તૈયાર રહે એવી સૂચના તેમણે પાટણના સેનાનાયકને પણ કરી, અને પછી તુરત દહિવદને માર્ગે પ્રવાસ માટેની સામગ્રી સાથે દસ ઊંટસવારોને રવાના કરી દીધા.

મહામંત્રીની સાથે અમે માત્ર સો અશ્વારોહી સૈનિકો હતા.

દરેક સૈનિકના ખભે ભેરવેલા ભાલા પર કુક્કુટચિહ્નાંકિત ધ્વજાઓ ફરફરતી હતી. અમારી પહેલાં અમારા માર્ગ પરનાં ગામોનાં પાધરમાં થઈને ઊંટસવારો ચાલ્યા હોવાથી પહેલાં પ્રસરેલી લોકવાયકાનું તથ્ય લોકોને સમજાઈ ગયું હતું અને ભય તથા ચિંતા પ્રસરવા માંડ્યાં હતાં. ગામે ગામે ખરેખર લડવા માટે તૈયાર સેના જ જોઈએ, તેને બદલે શેઠ સોહડને મળીને વાત કરવા ઈચ્છતા હતા, તે ધારણા કેવી રીતે પાર પડશે એમ મારા મનમાં થવા લાગ્યું.

એક વાર મેં મારો ઘોડો શેઠના ઘોડાની લગોલગ લીધો અને મેં તેમને પૂછ્યું: "પ્રભુ! આપણે માર્ગનાં ગામોમાંથી થોડા વધુ સૈનિકોને સાથે લેતા જઈએ તો ઠીક, એમ શું આપને નથી લાગતું?"

શેઠે હસીને પૂછ્યું: "તેં કોઈ વાર લડાઈ જોઈ છે, જેતુ?"

"ના જી."

"ગામલોકનાં ભય તથા ચિંતાનું પૃથક્કરણ તેં કરી જોયું છે?"

"જી ના."

"તો પછી આજે તે બધું તને શીખવાનું મળશે."

અદ્ભુત ધૈર્ય સાથે શેઠ આગળ ને આગળ પ્રવાસ કરી રહ્યા હતા એમ મેં જોયું. અમે ગોદ્રહક પહોંચ્યા ત્યાંસુધીમાં તો શત્રુના આક્રમણનું કાંઈ ચિહ્ન દેખાયું નહિ, જોકે ભય ખૂબ પ્રસરેલો હતો; પણ ત્યાંથી આગળ વધીને દહિવદ તરફ જવા લાગ્યા ત્યારે વસતીનાં ટોળાં નાસભાગમાં પડેલાં દેખાવા લાગ્યાં. તેમને પૃચ્છા કરતાં જણાયું કે શત્રુએ હજી આક્રમણ કર્યું નથી પણ માળવી સેનાની ટુકડીઓ નાનાં ગામો ભાંગવા લાગી છે. અમે દહિવદ પહોંચ્યા ત્યારે પણ એ જ વાત સાંભળી, પણ કોઈ ગામો ઉપર શત્રુ ત્રાટકેલો દેખાયો નહિ. પાટણથી રાણાજી સેના લઈને આવે છે એ વાત લોકોએ સાંભળી હતી એટલે સેના આવી પહોંચે ત્યાંસુધી શત્રુના આક્રમણ સામે ટકી રહેવાને કેટલાક લોકો તૈયારી કરતા દેખાતા હતા, જ્યારે વાણિયા–બ્રાહ્મણની વસતી ત્યાંથી ખસીને બીજે ગામ જવાની ભાંજગડમાં પડી હતી.

મહામંત્રીએ દહિવદમાં થાણું નાંખ્યું અને સ્વહસ્તે સોહડ ઉપર એક પત્ર લખ્યો. પત્રને એક વાંસનળીમાં પૂરીને ઉપર પોતાની મહોર મારી. એ નળીને એક કાપડની થેલીમાં મૂકીને પછી પાંચ સૈનિકોને પોતાની પાસે બોલાવ્યા. તેમને શેઠે એ થેલી ધારામાં સોહડને પહોંચાડવાની આજ્ઞા કરી.

મારા મનમાં તો થયું કે એ સૈનિકોમાં હું પણ હોત તો ઠીક થાત, પરન્તુ મહામંત્રીએ એવા મહત્ત્વના કામ માટે મારી પસંદગી ન કરી એટલે મારા મનમાં સહજ નિરાશા ઉત્પન્ન થઈ. એટલામાં તેમણે બીજા દસ સૈનિકોને તૈયાર થવા કહ્યું અને તેમાં મને સાથે લેવાની તેમણે ખાસ સૂચના કરી. એ સૂચનાનું કારણ મને પછી સમજાયું.

માળવામાંથી ગુજરાત પર આક્રમણ આવવાના બે મુખ્ય માર્ગો હતા : એક દહિવદનો અને બીજો ચાંપાનેરનો. ધારામાં સોહડે એકઠી કરેલી સેના દહિવદને માર્ગે આવે અને માંધાતામાંની સેના વિંધ્યાચળની ઓથે સીધી ચાંપાનેર ચાલી આવે; એટલે એ દિશામાં નિરીક્ષણ કરવા જવાને દસ સૈનિકોને મોકલવાનું મહામંત્રીએ ઠરાવ્યું હતું. ગોદ્રહકથી જ સૈનિકો ચાંપાનેર તરફ સીધા જઈ શકત, પરન્તુ એ વિચાર મહામંત્રીને દહિવદ આવ્યા પછી સૂઝ્યો હશે, અને મારું વતન પાવાગઢ હતું એટલે હું આ પ્રદેશનો સારી પેઠે જાણકાર હોઇશ એમ સમજીને તેમણે મને આ ટોળી માટે પસંદ કર્યો હશે. મહામંત્રીની એ યોજના બરાબર હતી. અમે દસે જણા ગોદ્રહકને માર્ગે થઇને ચાંપાનેર જઇ શકત, પરન્તુ હું આ પ્રદેશનો સારી પેઠે ભોમિયો હોઇને જ અમે દહિવદથી આડમાર્ગે સીધા ચાંપાનેર જઈ પહોંચ્યા.

પણ અમે જોયું કે ચાંપાનેર ખળભળી ઊઠયું હતું, કારણકે પાવાગઢ ઉપર શત્રુના સૈનિકો ત્રાટક્યા હતા એવા અમને સમાચાર મળ્યા. આ પણ કેવળ અફવા તો નહિ હોય, કાલ્પનિક ભયથી પ્રેરાઇને જ લોકોએ આવી વાયકા નહિ ઉડાડી હોય એમ મારા મનમાં

થયું. પાવાગઢથી નાસેલા થોડા માણસો ચાંપાનેર પહોંચ્યા હતા. તેઓને મેં ઝીણવટથી પૃચ્છા કરી તો જણાયું કે માળવાનાં ઘોડાં ધસી આવતાં નજરોનજર જોઈને જ તેઓ નાઠા હતા.

મેં અધીર બની જઈને મારા સાથીઓને કહ્યું: "આપણે હવે પાવાગઢ પહોંચવું જોઈએ."

"આપણે દસ જણ શું શત્રુઓને ખાળી શકીશું?" એકે મને સાચું પૂછ્યું.

"ના, તો હવે શું કરીશું?"

"મહામંત્રીને આપણે સત્વર સમાચાર પહોંચાડવા જોઈએ."

મેં ચિંતાતુર થતાં કહ્યું: "આપણે સમાચાર પહોંચાડીએ, મહામંત્રી પાટણ સમાચાર મોકલે, ત્યાંથી સેના ઊપડીને આવે, એટલા સમયમાં તો શત્રુ કેટલી ય રંજાડ કરી મૂકે."

"એ તો જે થાય તે ખરું. રાણાજીએ અને મહામંત્રીએ એ બધો વિચાર કર્યો જ હશે ને?"

પાવાગઢ મારું વતન હતું. મારી માતા પાવાગઢમાં હતી. સાંગો અને રુક્ષ્મી પણ માતાની પાસે જ હતાં, એ બધી કલ્પના આવતાં હું વધુ ને વધુ અધીર બનવા લાગ્યો. મેં મારા સાથીઓને કહ્યું: "જુઓ, હું એકલો પાવાગઢ તરફ જઉં છું, અને તમે ચાંપાનેરમાંથી જે કાંઈ માણસો મળે તેમને એકઠા કરીને મોરચો બાંધો; અને બીજી બાજુએ મહામંત્રીને સમાચાર મોકલો."

મારા સાથીઓ મારી બાળકબુદ્ધિ ઉપર હસતા અને જોઈ રહ્યા. હું તો તત્ક્ષણ ઘોડે ચડ્યો, એટલે એક પ્રૌઢ સૈનિકે મારો હાથ ખેંચીને અટકાવ્યો: "અરે મૂર્ખા! હેઠો ઊતર, એમ એકલાં તે જવાતું હશે? ચાંપાનેરમાં મોરચો બાંધવાની વાત ઠીક છે, પણ પાવાગઢ ભંગાયું હોય તો ભલે ભંગાયું, એમ જાણી દેખીને મરવા ન દોડાય, સમજ્યો?"

પણ મેં એ શિખામણ માની નહિ અને હું મારતે ઘોડે ઊપડ્યો.

(૪)

અર્ધેક માર્ગે હું આગળ વધ્યો હોઈશ ત્યાં તો આકાશમાં ધુમાડાના ગોટ ઊડતા દેખાયા અને મને ફાળ પડી. જરૂર શત્રુએ ગામને આગ લગાડી! મારી માતાનું, કુંવરીનું, સાંબાનું શું થયું હશે? શું તેઓ નાઠાં નહિ હોય? નાઠાં હશે તો કયે માર્ગે ગયાં હશે? કદાચ ચાંપાનેર તરફ આવતાં હોય અને મને સામાં મળી જાય તો કેવું સારું, એમ પણ મારા મનમાં થયું.

હું થોડું આગળ વધ્યો, પહાડની એક પછી એક ટેકરીઓ દૃષ્ટિપથમાં આવતી હતી તેને હું વટાવવા લાગ્યો અને ધુમાડાના ગોટ વધતા દેખાવા લાગ્યા.

" અલ્યા માંચા! અલ્યા કહરા! ત્યાં ઊભા ઊભા શું જોઈ રહ્યા છો મૂર્ખાઓ? ગામ બળે છે ને હજી તમે અહીં ઊભા છો?"

" ઓ......હો! જેતુ આવ્યો, જેતુ આવ્યો, દોડો'લ્યા!" કરતા એક ટેકરા પર ઊભેલા પચાસેક ભીલો મારા ભણી ધાયા.

" મારી પાછળ આવો, ગામ ભણી દોડો, જેટલા હો તેટલા ઊતરી આવો!" મેં હાકલ કરી અને ઘોડાને દોડાવ્યે રાખ્યો.

ગામની નજીક પહોંચતાં મેં પાછું વાળીને જોયું તો ભીલોનાં ટોળેટોળાં ગામ ભણી ધસી આવતાં હતાં.

ગામમાં પ્રવેશ કરતાં મેં શું જોયું? ઠેર ઠેર આગ બળી રહી હતી. માળવી સૈનિકોએ લૂંટેલાં ઘરો અને બચાવ કરતાં ઘવાએલા પુરુષો જ્યાં ત્યાં નજરે પડતાં હતાં. કોઈ મૂએલા પણ હતા. ત્યાં કકળાણ મચ્યું હતું. આગ હોલવવાને બદલે જીવ બચાવવાને નાસી ગએલાઓ અને નાસનારાઓ પણ અનેક હતા. પણ એકકે માળવી સૈનિક મારા જોવામાં આવ્યો નહિ.

મેં ઘોડાને સીધો મારા ઘર તરફ લીધો. મહેલ્લામાં પેસતાં જ ઘર ભડકે બળતું દેખાયું અને મને ધ્રાસ્કો પડ્યો. મહેલ્લો ખાલી હતો, હું પૂછું પણ કોને?

ઘરને બળતું મૂકીને હું મહેલ્લાની બહાર નીકળ્યો. ધુમાડાના ઊડતા ગોટની આરપાર ઘરો અને માણસો પણ નજરે પડતાં નહિ. બાજુના મહેલ્લામાં જઈ મેં જોયું કે ત્યાં માત્ર એક જ ઘર બળ્યું હતું અને બીજાં ઘર સલામત રહ્યાં હતાં, પણ બહાર કોઇ ફરકતું નહોતું. ઘર ખુલ્લાં પડેલાં તે લુંટાઈ ગયેલાં જ હશે ને?

મેં મારા એક બાલમિત્ર જેમલનું ઘર ઓળખ્યું અને તેના નામની હાક મારી. તુરત એક ડોસીએ બારણું ઉઘાડ્યું અને મને જોતાં જ ડોસી બોલ્યાં: "અરે જેતુ બેટા! મારા જેમલને તો બહુ વાગ્યું છે!"

હું ઘોડા પરથી ઊતર્યો અને ડહેલીમાં પેઠો. જેમલ ખાટલે પડ્યો હતો, તેનું આખું શરીર લોહીલુહાણ દેખાતું હતું; હજી પાટા પણ બાંધ્યા નહોતા. વેદનાનો કાંઇ પાર હોય? પણ મને જોતાં જ તેની આંખો હસી ઊઠી અને તે બોલી ઊઠ્યો: "જેતુ! તું એકાએક અહીં ક્યાંથી?"

"એ વાત પછી, પણ મારી બા ક્યાં?"

ડોસીએ જવાબ આપ્યો: "તને ખબર નથી? પાંચ–છ મહિના પહેલાં એક રાતે લખમણદેવ આવેલા તે એમને પોતાની સાથે તેડી ગયા છે......ઘેર કોઇ નથી."

"એમ?" મારો જીવ કાંઇક હેઠો બેઠો. મેં આગળ પૂછ્યું: "મારી બા એકલાં જ તેમની સાથે ગયાં?"

"ત્યારે બીજું કોણ જાય? ઘરમાં બીજું કોણ હતું કે જાય?"

તો કળી અને સાંગાનું શું થયું? તેમને પણ પિતાજી સાથે જ લઇ ગયા હશે કે ક્યાંક રઝળતાં મૂક્યાં હશે? અથવા તો એ બાપ દીકરીને તેમની સાથે જવાની ઇચ્છા નહિ હોય અને તેથી કોઈ બીજે સ્થળે તે ચાલ્યાં ગયાં હશે? મને એવા વિચારો થવા લાગ્યા, કાંઇક મન પણ ઊંચું થઇ ગયું, પણ માતા કે એ બાપદીકરી પર જીવનું જોખમ આવી પડેલું હોવાના ભયને કારણે મને જે ચિંતા થઇ રહી હતી તે તો એ ક્ષણે દૂર થઇ ગઇ.

જેમલને પાટાપીંડી કરું અને તેની સેવા કરવા થોભી જઉં એમ મનમાં આવ્યું, પણ ગામ બળતું હતું તે અત્યારે ભુલાય તેમ નહોતું. ઘોડાને ત્યાં જ રહેવા દઈને હું મહેલ્લામાં નીકળી પડ્યો. જરા આઘે જઈને ભાગોળ તરફ દૃષ્ટિ કરી તો ભીલોનાં ટોળાં આવી પહોંચેલાં દેખાયાં અને મેં તેમને પહેલી સૂચના આગ ફેલાતી અટકે તે માટે બળતાં ઘરો તોડી પાડવાની કરી. બસોએક ભીલો તુરત એ કામમાં મચી ગયા.

બીજા આવ્યા તેમને મેં ઘવાયેલાઓને પાટાપીંડી કરવામાં રોક્યા; તેઓ ઘેર ઘેર ફરીને ઘવાયેલાઓની સારવારમાં પડ્યા.

ત્યારપછી જેઓ આવ્યા તેમને મેં આસપાસની પહાડીમાં તપાસ કરવા મોકલ્યા કે શત્રુનાં માણસો ગામ બાળીને નાઠા પછી ક્યાં સંતાયાં છે, અને વધુ આક્રમણનો કાંઈ સંભવ છે કે નહિ.

મારી એક જ હાકલ થતાંની સાથે પાંચસો–સાતસો ભીલો દોડી પહોંચ્યા હતા તેથી મને ખૂબ સંતોષ થયો. ગામ ઉપર શત્રુએ આક્રમણ કર્યું, ગામ બળવા માંડ્યું, તે બધું મૂગા મૂગા જોઈ રહેવા માટે, એકદમ વહાર ન કરવા માટે તેમને ઠપકો આપવાનો વિચાર મને થયો હતો, પરન્તુ પછી એ વિચારમાં રહેલી મારી ભૂલ મને સમજાઈ. અરણ્યવાસી ભીલોમાં વિવેકબુદ્ધિ ન્યૂન હોય છે. તેઓને આવે પ્રસંગે સ્વધર્મનું ભાન થતું નથી, પણ જો કોઈ તેમને દોરવે તો દોરવાઈ જતાં વાર લાગતી નથી, તે માટે માથાં આપતાં પણ તેઓ પાછું વાળી જોતા નથી, એવા તેમના સ્વભાવનું ઘડતર થયું હોય છે. એવા માણસોને આવે વખતે સ્વધર્મ નહિ બજાવવા માટે ઠપકો આપવાનો કશો અર્થ નહોતો એમ મને લાગ્યું.

બીજા દિવસના પ્રભાતમાં ગામની ભાગોળે એક ઝાડ હેઠળ હું જઈને બેઠો. ગામના થોડા લોકો આવ્યા અને બધા ભીલો પણ એકઠા થયા. તેમને મેં પૂછગાછ કરીને સરવૈયું કાઢ્યું તો જણાયું કે ગામમાં બે માણસો ઠાર થયા હતા, સો સવાસો ઘવાયા હતા, દોઢસો ઘર તદ્દન બળી ગયાં હતાં અને પચાસેક અર્ધાં

બળ્યા પછી હોલવી નાખવામાં આવ્યાં હતાં. ગામની આસપાસ દસ દસ કોસ સુધીમાં ક્યાંય શત્રુનાં માણસોનો પત્તો ન હતો અને ઘોડાનાં પગલાં ઉપરથી લાગતું હતું કે તેઓ પહાડો તરફ પાછાં ચાલ્યા ગયાં હતાં. ભીલોનાં ઊતરી આવતાં ટોળાંને જોઈને ભય પામી તેઓ ગામ છોડી ગયાં હતાં કે માત્ર અડપલું કરવા જ આવ્યાં હતાં તેનો નિર્ણય હું કરી શક્યો નહિ.

હવે ભીલોની સહાયની તત્કાળમાં કશી જરૂર ન હતી એવું જોઈને મેં તેમની બહાદુરીની પ્રશંસા કરી, મહામંત્રીને કહીને હું તમને ઈનામ અપાવીશ એવું મેં વચન આપ્યું અને પછી તેમને રજા આપી.

પછીને દિવસે પાછા પહાડ પરથી સેંકડો ભીલો ઊતરી આવ્યા. તેઓ મને મળવાને જ આવેલા. ભાગોળે તેઓ અને ગામના કેટલાક માણસો મને ઘેરીને બેઠા. હું નાનો છોકરો હતો ત્યારે પાવાગઢ છોડી ગયો હતો અને જુવાન સૈનિક બનીને આવ્યો હતો તેથી તે બધામાં કાંઈક કુતૂહલ જાગ્યું હતું, કાંઈક મારા પ્રત્યે માન ઊપજ્યું હતું. સ્વજન પ્રત્યેની મમતાપૂર્વક તેમણે મને કાંઈ કાંઈ પ્રશ્નો પૂછ્યા અને મેં તેમને મંડલીની પાઠશાળામાંના મારા ભણતરથી માંડીને હું મહામંત્રીનો અંગરક્ષક બન્યો ત્યાંસુધીની બધી કથા કહી. તે સાંભળીને તેઓને બહુ આનંદ થયો. મારા વતનના ગામની રક્ષા માટે હું થોડો મોડો પહોંચ્યો હતો તેથી અને ભીલો પોતાનો ધર્મ સમજીને ગામની સહાયમાં વેળાસર આવી પહોંચ્યા નહિ તેથી કેટલાકોએ પસ્તાવાના ઉદ્‌ગારો પણ કાઢ્યા.

ગામમાં બળતાં ઘરને હોલવી નાંખવામાં આવ્યાં હતાં અને આગને ઠારી દેવામાં આવી હતી, છતાં કેટલેક ઠેકાણે ધુંધવાટ ચાલતો હતો અને આછા પાતળા ધુમાડાના ગોટ આકાશમાં ઊડતા હતા. એ ગોટમાં ભળી જતી ધૂળની ડમરી કોઈ કોઈને દેખાઈ અને પાછાં શત્રુનાં ઘોડાં ગામ પર ધસી આવતાં હોય એમ જણાયું કે તુરત એકઠા થયેલા બધાને સંબોધીને હાકલ મારતો હું ઊભો

થઈ ગયો. "સાબદા થઈ જાઓ. તમારા તીર ને ભાલા તૈયાર રાખો! એક વાર તો શત્રુ ઓચિંતો આવીને સલામત છટકી ગયો છે, પણ આ વખતે તેને બરાબર સ્વાદ ચખાડવાનો છે હોં!"

ભીલો તુરત ખડા થઈ ગયા. કબરાએ વગરપૂછ્યે જોરથી ઢોલ વગાડવા માંડયો અને ગામમાં સળવળાટ ચાલતો દેખાવા લાગ્યો.

કાંઈ નહિ તો પાંચસોક ઘોડાં આવતાં હશે એમ લાગ્યું. અમે બધા વ્યૂહ રચીને બરાબર સામે ગોઠવાઈ ગયા. પણ ઘોડાં જરા નજીક આવ્યાં અને કેટલાક ઘોડેસવારોના ભાલા પરની રાતી ધ્વજાઓ ફરકતી મેં ભાળી કે તુરત મારો ભ્રમ ભાંગી ગયો! એ તો મહામંત્રી દધિવદ અને ચાંપાનેરમાંથી વહાર લઈને પાવાગઢ તરફ આવતા હતા.

મહામંત્રી આવ્યા, હું તેમને પગે લાગ્યો, મેં તેમને પાવાગઢની સ્થિતિની વાત કહી, તે જરા દુઃખી થયા, પણ તેમણે મારી પીઠ થાબડી, ભીલોને થોડો ઠપકો આપીને પછી ધન્યવાદ આપ્યો અને બધાને રૂપાનાં કડાં પહેરાવાનું વચન આપ્યું.

મહામંત્રીના કથન ઉપરથી મેં જાણ્યું કે સોહડ ગુજરાત પર આક્રમણ કરવાની ઇચ્છા રાખતો નથી અને ગુર્જરેશ્વર સામે તેને કશી ફરિયાદ કરવાની નથી એવો તેનો પ્રત્યુત્તર આવી ગયો હતો. તેણે ગુજરાતની નિકટમાં સેના એકઠી કરી હતી તેનું કારણ તેણે એવું દર્શાવ્યું હતું કે ગુજરાત તરફથી માળવા ઉપર આક્રમણ થવાના સમાચાર તેને પોતાના ગુપ્તચરો તરફથી વારંવાર મળ્યા કરતા હતા.

મેં મહામંત્રીને પૂછ્યું: "જો એમ હતું તો તેના સૈનિકોએ પાવાગઢને આટલું બધું કેમ રંજાડયું?"

"તેનો ઉત્તર હવે પછી આપણે માંગીશું. કદાચ લૂંટના ખટસવાદીઆ સૈનિકોનું એ તોફાન હોય. બાકી સોહડનો પ્રત્યુત્તર મને અપ્રતીતિકર નથી લાગ્યો, જેતુ!"

મહામંત્રી જેવા મોટા રાજકીય પુરુષ સમજે તેટલું હું ક્યાંથી

સમજ્યું? મેં પણ તેમની સાથે માની લીધું કે માળવા તરફનો ભય હવે દૂર થયો છે અને નજીક આવતું યુદ્ધ અધવચથી પાછું વળી ગયું છે. છેલ્લે પહોરે મહામંત્રી પોતાની સાથેના માણસો સમેત પાછા ફરવા તૈયાર થયા, ત્યારે તેમણે મને કહ્યું: "જેતુ! અહીં આવ્યા પછી મને એક વાત સૂઝી છે. અહીંના હજારેક ભીલોને લઈને તું પાટણ આવ. એવા ખડતલ માણસોની તો પાટણને બહુ જરૂર છે. ચિત્તોડ ડુંગરપુરના ભીલોની સેના છે, તો પાવાગઢની સેના કેમ ન હોય?"

મને એ સૂચના બહુ ગમી ગઈ. મેં તુરત ઉત્તર આપ્યો: "હા, દેવ! એ વાત સાચી છે. તો અત્યારે હું અહીં રોકાઈ જઉં છું અને આજથી આઠમે દિવસે આવશે તેટલા ભીલોને સાથે લઈને હું પાટણ આવવા નીકળીશ."

અને આશીર્વાદાત્મક પ્રસન્ન દૃષ્ટિના મૂક અભિનંદનપૂર્વક મહામંત્રી ઘોડા પર બેસી સૈનિકો સાથે પાછલે પહોરે ચાંપાનેર તરફ પ્રયાણ કરી ગયા.



## ઉલ્લાસ સાતમો

### (૧)

પાંચ દિવસમાં હજારેક ભીલોની સેના એકઠી કરીને મેં પાવાગઢ છોડયું. માર્ગમાં ગોદ્રહક અને દહિવદ્માંથી બીજા ભીલો ઉમેરાયા, તેમને લઈને મેં પાટણમાં પ્રવેશ કર્યો, અને ગણતરી કરી તો એ બધાની સંખ્યા સોળસો ઉપરાંતની થઈ. ભીલ સેનાને પાટણમાં લાવવાનો આ પહેલો જ પ્રયોગ હતો. એ બધા તીરંદાજો હતા, તેમને ખડ્ગધારી બનાવવાનો ભાર મહામંત્રી અને સેનાપતિએ મારા પર મૂકયો અને મેં તે ઉમંગભેર ઉપાડી લીધો. એમને માટે

સહસ્રલિંગની પશ્ચિમે આવેલા મહાવનના પ્રાંત પ્રદેશમાં મેં સ્થાન અપાવ્યું અને ત્યાં નિવાસ માટેનાં ઝૂંપડાં તેમણે પોતાની મેળે બાંધી લેવા માંડ્યાં. થોડા સમયમાં તેમને પોતાની જ રચેલી એ સૃષ્ટિમાં ગોઠી ગયું અને લોહનાં આયુધો વાપરવાની કળા પણ તેમણે શીખવા માંડી.

જે વખતે હું પાટણમાં પાછો આવ્યો તે વખતે મેવાડથી આવેલો એક સંદેશવાહક મારા આગમનની રાહ જોતો એક પાંથશાળામાં દિવસ ગાળી રહ્યો હતો, તે મને બીજે જ દિવસે મારા સ્થાને આવીને મળ્યો. તેણે મને બંધ લખોટો આપ્યો તે ફોડી વાંચતાં જણાયું કે એ મારા પિતાજી તરફનો પત્ર હતો અને તે પહોંચાડવા માટે જ પિતાજીએ આ સંદેશવાહકને પાટણ મોકલ્યો હતો.

પાવાગઢમાંથી મેં એટલું જાણ્યું હતું કે મારા પિતાજી મારી માતાને લઈને ચાલ્યા ગયા હતા. આ પત્ર ઉપરથી એટલું વિશેષ મેં જાણ્યું કે સાંગો અને કળી પણ તેમની સાથે જ નાગદામાં પહોંચ્યાં હતાં, તેમને બધાંને મેવાડના રાણા જૈત્રસિંહે આશરો આપ્યો હતો એટલે નિર્વાહની કાંઈ જ ચિંતા તેમને વેઠવી પડતી નહોતી, નાગદામાં પહોંચ્યા પછી સાંગો એક જ માસમાં વાર્ધક્યને કારણે ગૂજરી ગયો હતો અને કળીને જૈત્રસિંહે પોતાની રાણીની સેવામાં ગોઠવી હતી, અર્થાત્ તે પણ સુખમાં પડી હતી. પત્ર વાંચીને એ બધાં માટેની જે કાંઈ ચિંતા મનમાં રહ્યાં કરતી હતી તે નાશ પામી અને હું નિરાંત અનુભવવા લાગ્યો.

"બેટા! મોઢેરક તને સાંભરે છે ને?" પિતાજીના પત્રના એ છેલ્લા વચને મારા ચિત્તમાં અનેક સ્મરણ જગાડ્યાં. મોઢેરક પાછું મેળવવાના ધ્યેય તરફ જ હું દૃષ્ટિ રાખી રહ્યો હતો, પરન્તુ એ માર્ગ ટૂંકો નહોતો. મહારાજ ભીમદેવના સાંનિધ્યમાં હું રહી શકું અને કોઈ વાર મોઢેરક પાછું મેળવી શકું એવા હેતુપૂર્વક રાણા લવણપ્રસાદે મને પાટણમાં લાવી રાખ્યો હતો, પણ હવે તે મેળવવાનો માર્ગ તો મારે મારી મેળે જ કરવાનો હતો. મહારાજને પ્રસન્ન કરવાની અને

પાટણની સેવા કરવાની કોઈ પણ તક જવા ન દેવી, એવો મારો નિશ્ચય હતો, પરન્તુ એવી તક કાંઇ કાળના પરિપાક વિના થોડી જ આવે છે! અને મને પિતાના પત્ર ઉપરથી લાગ્યું કે તેમને હવે વૃદ્ધાવસ્થા ઘેરતી જતી હતી તેથી મોઢેરક પાછું મેળવવાની અધીરાઇ વધવા પામી હતી. મારા ચિત્તમાં નવી ચિંતા જન્મી કે મોઢેરક પાછું મેળવવાનું ધ્યેય હું સિદ્ધ કરી શકું તે પહેલાં કદાચ પિતાજીનું અવસાન થઇ જશે તો? જેવી રીતે ગુર્જરેશ્વર અજયપાળે અમારું મોઢેરક મંડલ ઝૂંટવી લીધું હતું તેવી રીતે તે પાછું આપવાનું કાર્ય પણ ગુર્જરેશ્વર ભીમદેવને હાથે બની શકે તેમ હતું, પરંતુ મહારાજને એ વાત સૂચવે કોણ? રાણા લવણપ્રસાદ કે મહામંત્રી જેવા કોઈ કહે અને મારી સેવા લક્ષમાં લેવાનું સૂચવે તો તે બની શકે, અને તે બેઉ કાંઇ મારી ઇચ્છા કે માંગણીથી અજાણ્યા નહોતા. રત્નપાળ શેઠને મેં એક વાર કહેલું ત્યારે તેમણે હસીને ઉત્તર આપેલો: "મોઢેરક સાચવવા જેવડો થા, પછી સમય આવ્યે બધું થશે!" મોઢેરક માટે મારો જીવ તાળવે ચોંટી રહ્યો હતો, તેનો ખયાલ કાંઇ તેમને હોય?

રાજગઢનો જેમ જેમ વધુ પરિચય મને થયો તેમ તેમ હું જાણતો થયો કે પાટણનો રાજમુકુટ મહારાજ ભીમદેવને શિરે શોભતો, પણ પાટણના મુખ્ય કર્તાકારવતા રાણા લવણપ્રસાદ લેખાતા, રાજ્યકાર્યભાર મહામંત્રી અને બીજા મંત્રીઓ—અમાત્યોનું મંડળ ચલાવતું, પરન્તુ એ બધાયને ખેંચી કે રમાડી શકે તેવા સૂત્રધારો બે હતા: એક રાજજ્યોતિષી સિંધુભટ્ટ અને બીજો રાજવૈદ્ય શેખર શર્મા. મહારાજના દરેક કાર્યને માટે સમયની યોજના સિંધુભટ્ટને હાથે થતી અને કાર્યાકાર્યનો નિર્ણય શેખર શર્માને હાથે થતો. સિંધુભટ્ટ આકાશમાંના ગ્રહોની ચાલદ્વારા ભવિષ્યમાં દૃષ્ટિપાત કરીને મહારાજને મંગળતાને માર્ગે દોરવાનો ભાર લઇને ફરતા અને શેખર શર્મા જાણે મહારાજના યૌવનના અમરત્વના ઠેકાદાર બનીને રાતદિવસ મહેલમાં રહેતા! ગમે તેવું નાનું—મોટું કાર્ય હોય, મહત્ત્વનું હોય

કે ન હોય, પરન્તુ એ કાર્ય માટે ક્યાંય જવાની કે કોઇને મળવાની જરૂર હોય તો પહેલાં જ્યોતિષી અને વૈદ્યરાજની સંમતિ હોય તો જ મહારાજ ડગલું ભરતા! રાજમહાલયમાં મહારાજને મળવા જનારાઓને કોઇ જાતનો અવરોધ નહોતો, પરંતુ કોઈ ભાગ્યશાળી જ મહારાજને મળવાનો સુયોગ મેળવી શકતો તેનું કારણ એ એ સૂત્રધારો હતા. હું પાટણમાં એક મોટી ભીલ સેના તૈયાર કરી રહ્યો હતો તે કાંઈ મહારાજની જાણ બહાર નહોતું, છતાં તે અંગે મને ઉત્સાહ આપવાને મહારાજે એક વાર પણ બોલાવીને મારી પીઠ થાબડી નહોતી, પછી તેમની પાસે જઇને હું મોઢેરક માટે વિનંતિ કરું તેનો શો ઉપયોગ?

છેવટે મેં સંદેશવાહકને જે વળતો પત્ર લખી આપીને પાછો મેવાડ તરફ વિદાય કર્યો, તે પત્રમાં મારા કુશળ વર્તમાન લખી મોકલ્યા, પાવાગઢની આગની વાત લખીને ત્યાંની મારી કામગીરી વિષે થોડું લખ્યું, મહામંત્રીનો મારી પ્રત્યે સદ્ભાવ હોઈ હું મોઢેરક મેળવવાની દિશાએ જ ગતિ કરી રહ્યો છું એવું આશ્વાસન પિતાજીને આપ્યું અને લખ્યું કે "પિતાજી! તમારો જેતુ તમારી સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાનામાંથી તસુભર પણ પાછો નહિ હઠે તેની તમે તમારા મનમાં પ્રતીતિ રાખજો!"

(૨)

પાટણમાં હવે હું એક બહાદુર જુવાન તરીકે કાંઇક કીર્તિ કમાવા લાગ્યો હતો. મારી નાની વય મને વધુ પ્રતિષ્ઠા મેળવવા દે તેમ નહોતી, પરન્તુ મહામંત્રીના અંગરક્ષકોમાં, રાજગઢના સેવકોમાં અને સેનાનીઓમાં હું કાંઇક ગણનાપાત્ર લેખાવા લાગ્યો હતો. ભીલ સેના અંગેની કામગીરી વધતી જોઇને મહામંત્રીએ એક વાર સેનાપતિને કહી મને એ સેનાના સેનાનીને પદે સ્થપાવ્યો અને પોતાના અંગરક્ષક તરીકેના સ્થાનથી મુક્ત કર્યો, એટલે વળી મારી ગણના વધવા લાગી.

મંડલીમાંના મારા સહાધ્યાયીઓ કોઇ કોઈ વાર મને પાટણમાં મળતા. તેઓ મને સંમાન તથા આનંદની દૃષ્ટિથી જોઇ બાલ્યકાળની

વાતોનાં સ્મરણાં જગાડતા. એકવાર કેદાર આવ્યો અને મને આનંદથી ભેટી પડીને બોલ્યો: "જેતુ! તેં તો થોડા સમયમાં ખૂબ નામના કાઢી. મારા પિતાજીએ તને ધન્યવાદ કહાવ્યો છે અને રાશિજી પણ તારા પર અત્યંત પ્રસન્ન થયા છે. તે કહે છે કે તું આવો બહાદુર બનીશ તે જ્યારે તું પાઠશાળામાં આવ્યો અને તારી મૂઠી ઊઘડાવીને તેમણે હથેળીમાંની રેખાઓ જોઇ ત્યારથી જ તે કળી ગયા હતા."

મેં કહ્યું: "રાશિજી અને આશાભટ્ટના મારા પર અનેક ઉપકારો છે. એક વાર મારે તેમની ચરણરજ મસ્તકે ચડાવવા મંડલી આવવું છે."

"ત્યારે ચાલને મારી સાથે જ." કેદારે મમતાથી કહ્યું: "પિતાજી તો તને બહુ સંભારે છે."

"તને હું સાંભરું છું ખરો?"

"અરે, એ શું બોલ્યો? જ્યારે જ્યારે કપાળ પર હાથ ફેરવું અને પેલા ઘાનું ચાઠું જોઉં, ત્યારે ત્યારે તું મને સાંભર્યા વિના કેમ રહે?" અને અમે એ વાત પર ખૂબ હસ્યા.

મેં પૂછ્યું: "તું શું ભણે છે?"

"હું વ્યાકરણ અને સાહિત્ય તો ખપજોગું ભણી ગયો, પછી ચિત્રકળા શીખવાનો મારો અભિલાષ હતો, પણ મને તે કામ ફાવ્યું નહિ, એટલે હવે હું લેખનકાર્ય કરું છું, એટલે કે સારા અક્ષરે પોથીઓ લખવાનું-લહીઆનું કામ કરું છું. રાશિજી મને કહે છે કે તે કામમાં તું નિષ્ણાત થાય તેવો તારા અક્ષરોનો મરોડ છે."

"ત્યારે તારે માટે યુદ્ધકળાનો કશો ઉપયોગ ન રહ્યો. વારુ, વીરમ શું ભણે છે?"

"વીરમ હજી પાઠશાળામાં છે, પણ તે હવે વધુ સમય ત્યાં રહે તેવું લાગતું નથી. તું પાઠશાળામાંથી ગયો, ત્યારપછી તેને ત્યાં ગોઠતું જ નથી. વારે વારે પંચાસર જતો રહે છે અને પાછો આવે છે."

"તારી પેઠે કોઇ વાર વીરમ અહીં નથી આવતો?"

"ના, ના. હું ય અહીં થોડા કામે આવ્યો છું. રાશિજીએ કહ્યું કે પાટણમાં શ્રાવકોનો એક મોટો ગ્રંથભંડાર છે તેમાં કેટલાક એવા ગ્રંથો છે કે જેમાં લખાણુ સાથે ચિત્રામણો દોર્યાં છે, એ ગ્રંથો કેવા છે તે જોવા હું આવ્યો છું. વીરમને પાટણમાં એવું કાંઇ કામ ન હોય એટલે તે શાનો આવે?"

"તો વીરમને કહેજે કે થોડા દિવસ પછી હું રાશિજીને અને આશાભટ્ટને પગે લાગવા મંડલી આવીશ ત્યારે તને મળીશ."

"ક્યારે આવીશ, જેતુ?"

"એ તો કાંઇ નક્કી ન કહેવાય. સહેજે ત્યાં જતાં—આવતાં દસ—પંદર દિવસ તો વીતી જાય, એટલે અવકાશ મેળવીને એક વાર આવીશ."

"જરૂર આવજે હોં; તને જોઇને બધાને આનંદ થશે."

મંડલી જવાની મારી ઇચ્છા હતી, પણ કેટલાય મહિના વીતી ગયા અને હું જઇ શક્યો નહિ. પાટણનો ગઢપતિ માંદો પડેલો, કોટવાળોની તાણુ હતી, એટલે મહામંત્રીએ મને એક કોટવાળનું કામ સોંપ્યું હતું. ગઢપતિ સાજો થાય અને બીજી ગોઠવણુ કરે ત્યાં-સુધી હું પાટણુ છોડી શકું તેમ નહોતું.

એટલામાં વીરમને મળવાનો જ નહિ પણ તેનાં પિતા, માતા, પિતામહી વગેરે સૌનો પરિચય થાય તેવો એક યોગ બની આવ્યો. રાણા લૂણુપસાક કાંઈ ઉદરના વ્યાધિથી લાંબા સમયથી પિડાતા હતા, પંચાસરમાં અનેક વૈદ્યોએ ઉપચાર કર્યા છતાં તેમનો વ્યાધિ મટતો નહિ, પાટણુના રાજવૈદ્ય શેખર શર્માને રાણાએ તેડાવ્યો પણ મહારાજ ભીમદેવનું પાસું તે છોડી શકે તેમ નહિ હોવાથી તે પંચાસર ગયો નહિ, એટલે તેની પાસે પોતાના વ્યાધિનો ઉપચાર કરાવવા રાણા કુટુંબ સાથે પાટણમાં આવીને સહસ્રલિંગને કાંઠે શેષશાયીના મંદિરમાં ઊતર્યા. મંદિરમાં એક વિશાળ પાંથશાળા હતી તેમાં તેમણે

નિવાસ રાખ્યો. બીજે દિવસે મને એ ખબર મળી એટલે તુરત હું તેમની પાસે ગયો.

લાંબી માંદગીથી રાણા બહુ પીળા પડી ગયા હતા, હાથપગ અને મ્હોં ઉપર આછા સોજા ચડેલા દેખાતા હતા, પેટ વધી ગયું હતું અને વધતી જતી અશક્તિને લીધે આસપાસ પડદા બંધાવીને રાતદિવસ શય્યામાં જ પડી રહેતા હતા. રાણાની શય્યાની ચોકી અને ચાકરી રાણાનાં વૃદ્ધ માતા સલખણદેવી કરતાં હતાં એમ ત્યાં જતાં મને જણાયું. દેવીની આજ્ઞા વિના કોઈ રાણાના શય્યાખંડમાં પ્રવેશ કરી શકતું નહિ, એટલે પહેલાં તો અંદર જતાં દ્વારપાલે જ મને રોક્યો. મેં દ્વારપાલને મારી ઓળખ આપી એટલે તે અંદર પૂછવા ગયો, સલખણદેવીએ મને અંદર જવાની આજ્ઞા ન આપી તે મેં સાંભળ્યું, એવામાં રાણાએ પોતે મને આવવા દેવા કહ્યું તે પણ મારે કાને પડ્યું, એટલે દ્વારપાલ મને અંદર લઈ જવા આવ્યો. ત્યાં તો દૂરથી મને જોઈને વીરમ પણ દોડી આવ્યો અને પાછળથી મારા ખભા પર હાથ મૂકી ઉત્સાહથી બોલ્યો; "જેતુ! અમે અહીં આવ્યા છીએ તેની તને ખબર પડી ગઈ?"

હું સ્મિત કરીને બોલ્યો: "કોટવાળની જાણ બહાર કાંઈ હોય?"

"હા, હા!" વીરમ ખૂબ આનંદ પામતો અને મને પોતાના પાસામાં દબાવતો બોલ્યો: "તું કોટવાળ થયો છે તે હું જાણું છું."

પછી હું અંદર જઈને રાણાજીને પગે લાગ્યો. મને જોઈને તેમની આંખો હસી. મારી ઉન્નતિમાં મૂળથી જ તેમને રસ હતો એટલે તેમણે આનંદથી મારે માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યો અને કહ્યું: "જેતુ! તારાં પરાક્રમોની વાતો મેં ખૂબ સાંભળી છે અને મને ઘણો જ આનંદ થયો છે હોં!"

"આપની કૃપાને અને વીરમની મિત્રતાને હું જરાએ ભૂલ્યો નથી. હું વિનંતિ કરવા આવ્યો છું કે મને કાંઈ સેવા ફરમાવો."

"કાંઈ કામ હશે તો જરૂર કહીશ; હજી તો ગઈ સાંજે જ આવ્યા છીએ."

"એમ નહિ, રાણાજી! મને આપના સેવકોમાં સ્થાન આપો. હું અહીં આપની સેવામાં રહીશ."

"અહીં ઘણા સેવકો છે, જેતુ! પણ તારું કામ તો મને પડશે જ. જોને, પહોર દિવસ ચડી ગયો, રાજવૈદ્યને વહેલી સવારમાં મેં અહીં બોલાવ્યો છે, પણ તે હજુ આવ્યો નથી. શી ખબર, કેવી પ્રકૃતિનો માણસ છે! તેને તું બોલાવી લાવીશ?"

"આપ શેખર શર્માની વાત કરો છો? હા, તેનું ઓસડ તો સારું હોય છે, પરન્તુ તેની પ્રકૃતિ જાળવવાનું કામ આકરું છે. તે એક મહારાજને પ્રસન્ન રાખવા સિવાય બીજું કશું શીખ્યો જ નથી. હું તેને આજે તો બોલાવી લાવીશ, પણ રોજ તેને તેડી લાવવાનું કામ આપના કોઇ માણસથી બનવું મુશ્કેલ છે."

"તો પછી શું થાય?"

"એ કામ હું જ કરીશ, આપે ચિંતા ન કરવી."

એટલામાં જે માણસને રાણાએ શેખર શર્માને બોલાવી લાવવા મોકલેલો તે શર્માનો એવો જવાબ લઇને પાછો આવ્યો કે "અત્યારે હું આવીશ નહિ, છેલ્લે પહોરે આવીશ, પણ મારે માટે પાલખી મોકલજો."

સલખણદેવી એ સાંભળીને બોલી ઊઠ્યાં: "રાજવૈદ્ય થયો છે ને ઘેર પાલખી નથી રાખતો? અમે અહીં પાલખી ક્યાંથી લાવીએ?"

મેં કહ્યું: "માજી! તમે કશી ચિન્તા ન કરશો. એ બધી વ્યવસ્થા હું કરી આપીશ. સાંજે હવે આપ તેને તેડવા કોઇને ન મોકલશો; હું જ તેને લઇને આવીશ."

સલખણદેવી મને સંતોષ ને કૌતુકની મિશ્ર દૃષ્ટિથી જોઇ રહ્યાં.

પછી રાણાજીએ મારાં માતા–પિતાના સમાચાર પૂછ્યા. મારા પિતાજીએ બહારવટું છોડ્યું છે એ તો તે જાણતા જ હતા, પરન્તુ તે મેવાડમાં મારી માતાને લઈ જઇને રહ્યા છે તેની તેમને

ખબર નહોતી તે મેં આપી, તેથી વિશેષ કાંઈ કહેવાની મને જરૂર લાગી નહિ.

કેટલીક વારે હું રાણાજીના શય્યાખંડમાંથી વીરમની સાથે બહાર નીકળ્યો. વીરમ મને પોતાની માતા વિજ્જુલાદેવી પાસે લઇ ગયો. હું તેમને પગે લાગ્યો અને તેમણે મારે મસ્તકે હાથ મૂકી આશીર્વાદ આપ્યો. વીરમનો નાનો ભાઈ સંગ્રામ ત્યાં હતો તેને પણ વીરમે ઓળખાવ્યો. તેની બહેન ભવાની ત્યાં દેખાઈ નહિ.

(૩)

શેખર શર્મા એટલે તમોગુણનું પૂતળું. તેનામાં ઊંડું શાસ્ત્રજ્ઞાન હતું, વૈદ્યકનો વિશાળ અનુભવ હતો, તે ઉદ્યમી હતો, સાઠ વર્ષની-વયે ચાળીશ વર્ષના જુવાન જેવું આરોગ્ય તે ભોગવતો હતો, પરન્તુ તેના ગર્વને સંતોષવો અને તેને પ્રસન્ન રાખવો એ દુષ્કર કાર્ય હતું. જ્ઞાન અને વય બેઉનો ગર્વ મિશ્ર થવાથી માણસનો સ્વભાવ કેવો બને તે જાણવાને રાજવૈદ્ય એક નમૂનારૂપ વ્યક્તિ હતી.

એનો એ સ્વભાવ હું પિછાણતો હતો અને તેની પાસેથી કેવી રીતે કામ લેવું એ હું જાણતો હતો, એટલે જ તેને તેડી લાવવાની હામ હું રાણા સમક્ષ બીડી શક્યો હતો. પહેલાં તો તેને માટે રોજ પાલખીની વ્યવસ્થા જોઈતી હતી, એટલે મહામંત્રીને ત્યાં જઈને રાણાને નામે મેં વિનંતિ કરી અને તેમણે આજ્ઞા આપી એટલે વાહનાગારમાંથી રોજ પાલખી મળે એવી વ્યવસ્થા થઈ ગઈ. પાલખીના વાહકો પણ ત્યાંથી જ મળવાના હતા, પરન્તુ તે વાહકો રાજવૈદ્યને માટે જોઈતા હતા, એટલે ચારે વાહકો સરખી ઊંચાઈના જ જોઈએ! કોઈ ઊંચા—નીચા હોય અને પાલખીની સમતોલના જરાએ ખંડિત થાય તો રાજવૈદ્ય કોપાયમાન બની જાય! એટલે મેં જ સમાન ઊંચાઈના વાહકો પસંદ કરી લીધા અને તેમની પાસે પાલખી ઊંચકાવીને રાજગઢમાં આણી. પછી હું શેખર શર્માની સમીપે જઇ પહોંચ્યો અને હાથ જોડી, વંદન કરી, વિનયપૂર્વક નીચે બેસી, મેં તેમની કુશળતા

પૂછી અને પછી હું બોલ્યો : " શર્મા મહારાજ ! મૃત્યુના મુખમાંથી ઊગરવા માટે આપની વિદ્યાનું શરણ લેવા પંચાસરના રાણા લૂણપસાક અહીં આવીને શેષશાયીના મંદિરમાં ઊતર્યા છે. "

" હા, હા, એ તો હું જાણું છું. તેમણે તેડવાને કોઇ માણસ મોકલેલો, પણ રાણાજીનું શરીર માંદું થયું હશે, બુદ્ધિ તો માંદી થઈ નથી ને ? એટલે બધે દૂર હું પગ ઘસતો ન જઉં એટલીએ તેમને સમજ ન પડી ? "

મેં સ્મિત કરીને કહ્યું: " રાણાજી બિચારા પડદે પડ્યા છે, એમને શી ખબર હોય ! કોઇ બુઠ્ઠી બુદ્ધિનો કારભારી આપને બોલાવવા આવ્યો હશે, પણ અત્યારે તો હું જ આપને તેડવા આવ્યો છું અને પાલખી પણ તૈયાર છે. "

" પણ છેક સાંઝે હું બહાર નીકળી શકીશ—અત્યારે નહિ. અત્યારે મહારાજ માટે અભ્યંગસ્નાનનું ચૂર્ણ તૈયાર કરવાનું છે..."

" સવારને માટે ને ? "

" નહિ, નહિ, આજે રાત્રે મહારાજને અભ્યંગ સ્નાનની જરૂર પડે તેમ છે. "

" તો ભલે, હું ફરીથી આપને બોલાવવા આવું ? અને પાલખી ? "

" પાલખી ભલે પડી. વાહકોને કહી દેજે કે થોડી વાર થશે. "

હું તત્ક્ષણ વંદન કરીને ઊઠ્યો અને પાછો ચાલ્યો ગયો; પરન્તુ હવે વાહકો ઉપરાંત બે મશાલચીઓ પણ જોઇએ તેમ હતું, એટલે હું તેની વ્યવસ્થા માટે ગયો. જતાં કે પાછા ફરતાં રાત પડી જાય ને મશાલો ન હોય તો પાછા શર્માજી કોપી ઊઠે !

સૂર્યાસ્તને બહુ વાર નહોતી તેવે સમયે પાછો હું શર્માજીની સેવામાં ઉપસ્થિત થઈ ગયો. હું જરાએ વહેલો કે મોડો આવ્યો નહોતો તેમ જોઇને શર્માજી પ્રસન્ન થયા અને વસ્ત્રો પહેરી તુરત તૈયાર થયા. ઓરડાની બહાર ડગલું ભરતાં પહેલાં તેમણે કાંઇ

મંત્રોચ્ચાર કર્યો અને પછી તે નીચે ઊતર્યા. પાલખીમાં બેસતાં તેમણે વાહકો સામે દૃષ્ટિ કરી, બે મશાલચીઓને પણ જોયા અને પાલખીમાં બેસીને તે ઊપડ્યા. હું સાથે જ રહ્યો.

શેષશાયીના મંદિરમાં પહોંચીને શર્માજીને મોખરે માર્ગ બતાવતો હું આગળ ચાલ્યો, પાછળ વિદ્યાભારથી ડોલતે મસ્તકે શર્માજી ચાલ્યા અને રાણાના શય્યાખંડમાં પેસતાં જ મેં કહ્યું: "રાણાજી! ભગવાન ધન્વંતરી પધાર્યા છે."

તે વખતે મારી દૃષ્ટિ શર્માજીના વદન ઉપર જાય તેમ નહોતું, પરન્તુ મને પ્રતીતિ હતી કે મારા શબ્દો સાંભળીને તેમના વદન ઉપર પ્રસન્નતાની રેખાઓ અવશ્ય અંકાઈ હશે.

અંધારું થઈ ગયું હતું એટલે રાણાના શયનખંડમાં દીવો પ્રકટાવ્યો હતો. દીવાના તેજમાં પહેલાં તો શેખર શર્મા રાણાના ફિક્કા–સુજી ગએલા વદનને થોડી ક્ષણો સુધી નિહાળી રહ્યા. નીરોગી હશે ત્યારે એ શરીર કેવું માંસલ અને ઘાટીલું હશે, એ વદન ઉપર કેવાં તેજ અને પ્રભાવ વિલસી રહ્યાં હશે તેની કલ્પના કોઈને પણ આવ્યા વિના રહે તેમ નહોતું. પછી શર્માએ રાણાના શરીરની પૂરેપૂરી ચિકિત્સા કરી. તેમણે રાણાના આહારાદિ વિષે થોડા પ્રશ્નો કર્યા જેના ઉત્તર સલખણદેવીએ આપ્યા. બધી પૃચ્છા અને ચિકિત્સા પૂરી કરીને શર્માએ કહ્યું: "ત્રણ માસનો ઉપચાર જોઈશે. રાણાજી! તમારી જિહ્‌વાલોલુપતાએ તમારા સુંદર દેહને બગાડી નાંખીને તમને માંદા પાડ્યા છે."

રાણાએ માતાની સામે જોયું. પુત્રનું ભાણું પોતે જ પીરસવું અને તેને આગ્રહ કરીકરીને ખવડાવવું એવો એ પુત્રવત્સલ માતાનો રોજનો નિયમ હતો, એટલે આ માંદગીને માટે દોષપાત્ર એ પુત્રવત્સલતા જ લેખાય ને?

શર્માએ આગળ કહ્યું: "અને તમારી જિહ્‌વાલોલુપતાને કારણે તમે તો બરાબર પથ્ય પાળશો કે નહિ તે માટે મને શંકા રહે છે, એટલે તમારા ભોજન ઉપર કોઈ ચોકીદાર જોઈશે."

સલક્ષણદેવી હસ્યાં અને બોલ્યાં: "એ ચોકી હું કરીશ, વૈદ્યરાજ !"

રાણાએ તુરત કહ્યું: "તમારી ચોકી મારે નથી જોઈતી, તમે તો મને ખવડાવ્યે જ શરાં છો !"

સૌ હસ્યાં અને છેવટે રાણાએ જ કહ્યું: "જેતુ અહીં રહે અને મારી ચોકી કરે."

મેં કહ્યું: "આપની આજ્ઞા મને શિરોધાર્ય છે."

ચિકિત્સાનું કાર્ય પૂરું થયું અને શર્માએ વિદાય લેવાની તૈયારી કરી એટલે સલક્ષણદેવી બોલ્યાં: "વૈદ્યરાજ ! તમે ઓસડ–ભેષજમાં કાંઈ ઊણું ન રહેવા દેશો. તમારો પરિશ્રમ હું વ્યર્થ નહિ જવા દઉં. તમે માંગશો તે આપીશ."

"મહારાજ ભીમદેવના મંડલેશ્વર પાસે મારે માંગવાનું હોય જ નહિ, માજી ! હું તો એટલું જ માંગું છું કે મારી સૂચના પ્રમાણે જ ઔષધ–ભોજન–પથ્ય બરાબર જળવાવાં જોઈશે; તેમાં જો જરાએ ક્ષતિ આવશે તો તમે મારો ઉપચાર ગુમાવશો અને મારી વિદ્યાને અપકીર્તિ અપાવશો, સમજ્યાં ?" એમ કહી શર્માએ ચાલવા માંડ્યું.

મેં કહ્યું: "એ ભાર તો હવે મારે શિરે આવ્યો છે, એટલે કશી ઊણપ નહિ રહે, શર્માજી ! હવે આપને ઔષધ તૈયાર કરવા માટે જે કાંઈ પદાર્થો જોઈએ તે મને કહો."

"તેની વાત સવારે." એમ કહેતા શર્મા ઊંબરો ઓળંગીને બહાર નીકળ્યા અને હું પણ બહાર નીકળ્યો. બહાર નીકળતી વખતે સામેના ખંડની દિવાલ પર પડેલો એક પડછાયો જોતાં જ હું ચમક્યો અને મનમાં બોલ્યો: "કુળી અહીં ક્યાંથી ?" એ પડછાયો મને અણીશુદ્ધ કુળીનો જ ભાસ્યો.

(૪)

બીજે દિવસે મારો ભ્રમ ભાગી ગયો. એ કુળી નહોતી પરન્તુ વીરમની બહેન ભવાની હતી. ભવાની કુળીના જેવડી હતી, આંખે

નાકે અને દેહયષ્ટિએ પણ અદ્‌ભુત રીતે સમાન હતી; માત્ર કળી કાળી હતી અને ભવાની ગોરી હતી, એટલો જ ફરક હતો: આ કારણે ભવાનીનો પડછાયો મને કળીના પડછાયારૂપ ભાસ્યો હતો.

રાણાજીએ મને પોતાની પાસે રહી તેમના ઔષધપથ્યાદિની વ્યવસ્થાનું કામ સોંપ્યું એટલે હવે મારે શેષશાયીના મંદિરની પાંથશાળામાં જ રહેવાનું હતું. તેથી રાણાને સંતોષ થયો, વીરમને આનંદ થયો, પરન્તુ ભવાનીને મન હું કુતૂહલનું પાત્ર બન્યો હતો તેની ખબર મને ઘણી મોડી પડી. બે માસ પાટણમાં રહીને અને શેખર શર્માના ઔષધનું સેવન કરીને રાણા લૂણપસાક બરાબર સાજા થયા, પછી ત્યાંથી બધાં પંચાસર જવા નીકળ્યાં, હું દૂર સુધી વળાવવા ગયો, હું તથા વીરમ ઘોડા પર બેસી વાતો કરતા સાથે ચાલતા હતા અને ઘોડા પર બેઠેલી ભવાની પાછળ પાછળ ચાલી રહી હતી, તે વખતે ભવાનીએ મને પ્રશ્ન કર્યો: “હવે જયંતસિંહ! તમે અમારા અતિથિ કયારે થશો?”

હું ચમકયો. ચમકવાનું કારણ એ હતું કે આટલા સમયના પરિચય છતાં મેં અને ભવાનીએ સીધી રીતે કોઇ વાર કશી વાતચીત કરી નહોતી; આ પહેલી જ વાર તેણે મને સંબોધન કર્યું હતું, અને તે સંબોધન પણ પંચાસરમાં તેમના અતિથિ થવા માટેના નિમંત્રણનું.

તે ક્ષણે મારા ચિત્તમાં જે આશ્ચર્ય પેદા થયું તેના ઊભરામાં મને આ પરિચય દરમ્યાનના અનેક પ્રસંગો યાદ આવ્યા.

એક વાર મારી પાઘડી મેં ખૂંટી પર ભેરવેલી તે ત્યાં નહોતી. હું બધા ખંડોમાં ફરી વળ્યો પણ હાથ લાગી નહિ. પાછો હું મારા ખંડમાં આવ્યો અને જોઉં છું તો એ જ ખૂંટી પર નવી પાઘડી ભેરવેલી દેખાઈ. તત્કાળ તો એ પાઘડી પહેરીને હું ચાલ્યો ગયો. સાંઝે ખબર પડી કે કોઈએ મારી જૂની મેલી પાઘડી દાસીને ધોવા આપી દીધેલી તે ધોવાઇને આવી ગઈ હતી.

રાણાની માંદગીની શય્યાની બાજુમાં મારે પથારી થતી. રાત્રે જ્યારે હું સૂતો ત્યારે ચંપાનાં ફૂલોની મીઠી સુગંધ ક્યાંકથી આવતી.

પછીથી ખબર પડી કે કોઈ મારા ઓસીકા હેઠળ રોજ ચંપકપુષ્પોની છડી દાબી જતું.

સવારમાં સહસ્રલિંગને ઓવારે હું નાહીને પાંથશાળા તરફ આવતો, ત્યારે એક વાર ઓચિંતી મારી દૃષ્ટિ મંદિરના ભોંયરાના પત્થરના જાળિયા તરફ પડી. તેમાંથી કોઈની તગતગતી બે આંખો મારા ભણી તાકી રહી હતી. બીજે દિવસે, ત્રીજે દિવસે અને પછી તો રોજ મેં એ દૃશ્ય જોયું. એક વાર મેં ચાલતાં ચાલતાં થોભીને એ આંખો ભણી કૌતુકદૃષ્ટિએ જોયું અને પેલી આંખો પાછી ખેંચાઈ ગઈ. ત્યારપછી એ આંખો ફરી દેખાઈ નહિ.

અત્યારે મને ખયાલ આવ્યો કે મારાથી દૂર અને પ્રચ્છન્ન રહીને ભવાનીએ જ કરેલાં એ બધાં પરાક્રમો હોવાં જોઈએ.

એ ક્ષણ થોભીને મેં ભવાનીના પ્રશ્નનો ઉત્તર આપ્યો: "રાણાજીની આજ્ઞા થશે ત્યારે હું જરૂર પંચાસર આવીશ."

એ ઉત્તર સાંભળવાથી ભવાનીના વદન પર ઉલ્લાસ પ્રકટેલો દેખાયો.



# ઉલ્લાસ આઠમો

## (૧)

પૂરો મહિનો તો નહિ વીત્યો હોય, એવામાં એક વાર વીરમ પાછો પાટણમાં આવ્યો અને મને મળ્યો. વીરમ કહેવા લાગ્યો કે પિતાજીના કહેવાથી પોતે મને પંચાસર લઈ જવા આવ્યો છે. મેં ભવાનીને કહેલું અને વીરમે સાંભળેલું કે રાણાજીની આજ્ઞા થશે એટલે હું તમારો અતિથિ થઈશ, એટલે એ ભાઈબહેને જ રાણાજીને સમજાવીને મને પંચાસર લઈ જવાનો ઘાટ ઘડ્યો હશે એમ મેં માન્યું.

પણ હું તે વખતે બહુ જ ચિંતાતુર રહ્યા કરતો હતો. દસ–બાર મહિનાથી માતાપિતાના કુશળ વર્તમાન આવ્યા નહોતા, અને આજે કોઈ સંદેશવાહક આવશે કે કાલે આવશે એવી ધારણામાં હું દિવસો ગાળી રહ્યો હતો. મનની એ સ્થિતિમાં પંચાસરમાં રાણાનું આતિથ્ય માણવા જવાનું મને ગમ્યું નહિ. મેં કહ્યું: "વીરમ! હમણાં તો હું પંચાસર નહિ આવું. રાણાજીની આજ્ઞા છે તો એક વાર જરૂર આવીશ, પરન્તુ આજકાલ મારા મનમાં ચિંતા રહ્યા કરે છે, કારણકે મારાં માતાપિતાના કુશળ વર્તમાન લાંબા સમયથી મેં જાણ્યા નથી."

વીરમ બોલ્યો: "પણ પિતાજીની તો એવી આજ્ઞા છે કે 'તારે જેતુને સાથે લઈને જ આવવું.'"

મેં કહ્યું: "એટલી બધી ઉતાવળ શી છે? હું નિરાંતે આવું તે જ વધારે સારું."

"પણ તને નાગદાથી કુશળ વર્તમાન મળે તો તું હમણાં આવે ખરો ને?"

"હા, આવું, પણ આજે, આઠ દિવસે કે પંદર દિવસે, ક્યારે તેમના સમાચાર આવશે તે કાંઈ હું જાણતો નથી." મેં જવાબ આપ્યો.

વીરમ તે વખતે કશું બોલ્યો નહિ અને પંચાસર પાછો પણ ગયો નહિ. તેણે મારાથી છૂપી રીતે એક વિશ્વાસુ માણસને સાંઢણી સાથે નાગદા મોકલ્યો અને તે ઉતાવળે મારાં માતાપિતાના કુશળ વર્તમાન લાવે એવી ગોઠવણ કરી.

વીરમ પંચાસર પાછો ફર્યો નહિ. અને મને કહેવા લાગ્યો કે "તને નાગદાથી શુભ સમાચાર મળે અને તું મારી સાથે પંચાસર આવે ત્યાંસુધી પાટણમાં રોકાવાનો મેં નિશ્ચય કર્યો છે." મને બહુ નવાઈ લાગી. આટલી ચીવટ અને આટલો બધો આગ્રહ કાંઈ સામાન્ય ન કહેવાય.

મેં એક વાર વીરમને પૂછ્યું: "વીરમ! પંચાસરમાં એટલું

બધું મારું શું મહત્ત્વનું કામ છે કે તું મને લીધા વિના જવા ઇચ્છતો નથી?"

તેણે કહ્યું: "સાંભળ, પિતાજીએ તો અત્યારે તને કશું કહેવાની મને ના કહી છે, પણ હું તને કહું છું કે તારા પર પિતાજી અને દાદીમા બેઉ ખૂબ પ્રસન્ન થયાં છે. તેં પિતાજીની જે સેવા કરી છે તેનું ઇનામ તને શું આપવું તે માટે દાદીમાએ અને પિતાજીએ વિચાર કર્યો અને છેવટે તેમણે એવું ઠરાવ્યું છે કે તને પંચાસરમાં રાખવો, એક સારું ગામ ઇનામમાં આપવું અને તે ઉપરાંત અમારી સેનામાં તને સારો અધિકાર પણ આપવો. આ બધું તું પંચાસરમાં આવે એટલે તને પિતાજી કહેવાના છે, સમજ્યો? તેટલા માટે તને કોઈ પણ રીતે પંચાસર લઈ ગયા વિના હું રહેવાનો નથી."

મેં વીરમને કશો જવાબ આપ્યો નહિ, કારણકે મારા જવાબથી તે નિરાશ થાય તેમ હતું. મારે તો મોઢેરક જોઈતું હતું અને પિતા સમક્ષ લીધેલી પ્રતિજ્ઞા પૂરી કરવી હતી, એટલે હું પંચાસરનું એકાદ ગામડું લઈને કે ત્યાંની સેનાનો અધિકારી બનીને શું કરું? પરન્તુ એ જવાબ હું પંચાસર જઈને રાણાને આપું તે જ વાજબી લેખાય, અહીં વીરમને કહું તે શા અર્થનું? એટલે વીરમની વાત હું મૂગો મૂગો માત્ર સાંભળી જ રહ્યો.

થોડા દિવસ ગયા અને નાગદાથી એક સંદેશવાહક આવ્યો, તેણે મને પત્ર આપ્યો. જે કુશળ વર્તમાનના સમાચારની લાંબા સમયથી હું રાહ જોયા કરતો હતો તે સમાચાર જાણવાને મેં અધીરાઈથી પત્ર ઉઘાડીને વાંચ્યો અને જાણે મારું હૈયું તૂટી પડયું. પિતાજી મૃત્યુ પામ્યા હતા, માતા એકલાં બની ગયાં હતાં અને તે હવે સ્વાભાવિક રીતે મારી પાસે આવી રહેવા ઇચ્છતાં હતાં, તેથી મને તેમણે ત્યાં બોલાવ્યો હતો.

મોઢેરક પાછું મેળવવાની પિતાજીની ઝંખના પાર પડે તે પહેલાં તે ચાલ્યા ગયા એ વાત મને બહુ સાલવા લાગી.

વીરમ બે દિવસ સુધી મને મળ્યો નહોતો, કારણકે પિતાજીના મૃત્યુના સમાચાર તેનો માણસ વહેલા લાવ્યો હતો અને એ સમાચાર મને આપતાં તેને દુઃખ થતું હતું. છેવટે માતા તરફના પત્રથી મેં એ દુઃખદ સમાચાર જાણ્યા, વીરમને તે વિષે ખબર પડી એટલે તે મારી પાસે આવ્યો અને બોલ્યોઃ "જેતુ! હવે અત્યારે તો હું તને પંચાસર આવવાનો આગ્રહ નથી કરતો. માતુશ્રીને તેડી લાવવા તું નાગદા જવાનો હશે, અને જો તને મારા સાથની જરૂર હોય તો હું સાથે આવું."

સ્વજનો વિનાના એવા મને વીરમનો એ સ્વજનભાવ બહુ ગમ્યો, પણ તેને એ માટે પરિશ્રમ આપવાનું મને ઠીક લાગ્યું નહિ.

(૨)

મેવાડના પાટનગર નાગદા ( નાગદ્રહ ) અને પાટણ વચ્ચેનો પલ્લો આશરે બસો કોસનો હતો, એટલે એક વાર મને વિચાર થયો કે એકાદ ભીલ સૈનિકને ઘોડા પર સાથે લઈ જઉં; પરન્તુ પછી તો મને એવા સાથીની જરૂર જણાઈ નહિ. માર્ગ નિર્ભય હતો તે હું જાણતો હતો. પાટણના સૈનિકને માર્ગમાં કોઈ રંજાડે એવો સંભવ નહોતો અને ગુજરાતની સીમાની લગોલગ મેવાડની સીમા હતી. મેવાડ ગુર્જરેશ્વરની આણ હેઠળનું મહામંડલ હતું. માળવાની હદમાં થઈને જઉં તો પલ્લો ટૂંકો પડે ખરો, પરન્તુ માળવા અને પાટણ વચ્ચે મીઠો સંબંધ નહોતો એટલે એ માર્ગ મેં લીધો જ નહિ.

મેવાડપતિ જૈત્રસિંહ બહુ મમતાળુ અને હિંમતવાન રાજા હતો એ તો હું જાણતો જ હતો. તેમ ન હોય તો ગુજરાતના બહારવટિયા એવા મારા પિતાને તે આશરો શાનો આપે! રાણા લવણપ્રસાદે મને આશરો આપ્યો તે કરતાં મારા પિતાજીને આશરો આપવાનું જૈત્રસિંહનું કાર્ય વધારે હિંમતભરેલું હતું તે નિર્વિવાદ હતું. તેણે પિતાજીને આશરો આપ્યો હતો એટલું જ નહિ પણ ગુર્જરેશ્વર સામે દસ વરસ સુધી બહારવટું ખેડ્યા છતાં નહિ પકડાનારા એક

વીર પુરુષ તરીકે તેમને તે માન આપતો હતો, તેથી નાગદાના રાજ-મંડળમાં પિતાજીની સારી પ્રતિષ્ઠા સ્થપાઇ હતી, અને પિતાજીના મૃત્યુથી પોતાનો એક મુરબ્બી મિત્ર ખોવાઈ ગયો હોય એવી લાગણી તેને થઈ આવી હતી, એ બધી વાત તો હું નાગદા પહોંચીને માતાને મળ્યો ત્યારે મેં જાણી.

નાનો છોકરો હતો ત્યારે હું માતાથી છૂટો પડયો હતો અને જુવાન થઇને હું માતાને નાગદામાં મળ્યો ત્યારે વૈધવ્યના દુ:ખભરમાંય માતાની આંખો હસી ઊઠી. પાવાગઢમાં રહ્યાં ત્યાંસુધી માતા મારા સંબંધે બહુ થોડું જાણી શકયાં હતાં, પરન્તુ નાગદામાં આવ્યા પછી તેમણે મારાં પરાક્રમો વિષે ઘણું સાંભળ્યું હતું. નાગદામાં પાટણથી સારી પેઠે સમાચાર આવતા હોવા જોઇએ એમ મને લાગ્યું. એવી બધી વાતો માતાએ મને કહી અને મેં એ વાતો સાચી છે એમ કહ્યું ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. હું તોફાની અને રખડેલ છોકરો હતો ત્યારે મેં માતાને જેટલી નિરાશા આપી હતી તેટલો જ સંતોષ અત્યારે તે અનુભવી રહ્યાં હતાં એમ મેં જોયું. પણ એ સંતોષના ઉજ્જવલ અંબારમાં એક કાળી રેખા હતી: મારા પિતાજી મોઢેરકની ઝંખનામાં ચાલ્યા ગયા હતા, હજી મોઢેરક પાછું મેળવી શકાયું નહોતું, અને માતાની નજરે હું પરણવા-યોગ્ય જુવાન હોવા છતાં માતા મને પરણેલો જોઈ શકે તેમ નહોતું. માતાએ એ વિષે મને પ્રકટ રીતે તો કાંઇ કહ્યું નહિ, પણ હું તેમની સજળ આંખોમાં એ અસંતોષની લિપિ વાંચી શકતો હતો.

"મહારાણા આપને સંભારે છે" એમ કહેતો એક સેવક મને બોલાવવા આવ્યો, એટલે હું માતા પાસેથી ઊઠીને જૈત્રસિંહને મળવા ચાલ્યો.

એ રાજમહેલ હતો, પણ પાટણના રાજમહેલની તુલનામાં કાંઇ બિસાતમાં લેખાય નહિ. ધીંગી ભીંતોની અણુસરખી ઊંચી-નીચી હારો, કોઇ ઉપર માળ હોય તો કોઇ માળ વિનાના ઓરડા હોય, ગોખ તો ક્યાંક જ જોવા મળે અને તે બધા લોહની જાળીથી

બીડી લીધેલા. જેવો સાદો રાણાનો મહેલ હતો તેવો જ સાદો રાણો પોતે પણ હતો. જૈત્રસિંહ કરતાં તો ધવલક્કના રાણાજી વધારે ભવ્યતાની વચ્ચે વસતા હતા.

એક વિશાળ ખંડમાં મને સેવક તેડી ગયો. જુવાન જૈત્રસિંહ માથા પરની પાઘડીને બાજઠ પર મૂકી ખુલ્લે માથે ગાદી પર બેઠો હતો. ખંડની ભીંતો પર ખૂંટીઓ ઘણી બધી હતી, અને દરેક ખૂંટી પર કાંઇક ને કાંઇક ભેરવેલું જે દેખાતું તેમાં બધાં હથીયારો જ હતાં, ચિત્ર તો એકકે નહિ. માત્ર બેચાર ખૂંટીઓ પર કપડાં ભેરવેલાં હતાં. એ બધું જોતાં ભાગ્યે જ કોઇને લાગે કે મેવાડનરેશનો આ મંત્રણાખંડ હશે.

મને જોતાં જ રાણાએ માથા પર પાઘડી પહેરી લીધી અને આંખોમાં સત્કારભાવ પ્રકટાવ્યો. તેણે ઊભા થઇને મને ભેટવા સારુ બાહુ પહોળા કર્યા, પણ મેં તો વિનયપૂર્વક તેના પગ સમક્ષ ઘૂંટણે પડી વંદન કરવાનું ઉચિત માન્યું.

"આવો, બેસો, જયંતસિંહ! લખમણદેવ સોલંકીને ઓળખનાર તુરત તમને ઓળખી કાઢે એવું તમારું મ્હોં છે." જૈત્રસિંહ હસીને બોલ્યો અને ગાદી પર બેઠો એટલે હું પણ વિનયપૂર્વક તેની સમીપે બેઠો.

મૂછ, થોભિયાં અને બેઉ પાસે વાળેલા દાઢીના વાળની વચ્ચે ગોરું, મોટી લાલ આંખોવાળું અને તેજસ્વી ભાલવાળું જૈત્રસિંહનું વદનમંડળ પ્રભાવ પાડે તેવું હતું. મારે મન તો જૈત્રસિંહ ગમે તેવો પ્રભાવશાળી પણ ગુર્જરેશ્વરનો એક માંડલિક જ હતો.

રાણાએ મને પૂછ્યું: "કહો, પાટણમાં બધાં કુશળ છે? મહારાજા ભીમદેવ આનંદમાં છે?"

"જી હા, મહારાજા આનંદમાં છે. ધવલક્કના રાણાજીએ જાણ્યું કે હું નાગદા જવાનો છું, એટલે તેમણે મને બોલાવીને આપના કુશળ વર્તમાન પૂછવા કહ્યું છે."

"અહો ! શો લવણપ્રસાદજીનો વિનય!" જૈત્રસિંહે હસી જતાં ઉદ્‌ગાર કાઢ્યો: "મહારાજાને એ રાણાજી બરાબર માથાના મળ્યા છે!"

"એમ કેમ કહ્યું, રાણાજી?" મેં પૂછ્યું.

"તમને લવણપ્રસાદનો સારી પેઠે પરિચય છે, ખરું ને?"

"જી હા, તેમણે મને બરાબર કસી જોયો છે અને મારું કલ્યાણ થાય એ માટે તો મને તેમણે જ પાટણમાં ગોઠવ્યો છે. આજે હું જે કાંઈ ઊંચે પગથિયે છું તે પ્રતાપ તેમનો જ છે." મેં કહ્યું.

"હા, તે પ્રતાપ તેમનો છે! બહુ ચતુર પુરુષ છે લવણપ્રસાદજી, જયંતસિંહ ! એમનો પૂરો પ્રતાપ તો તમને ભવિષ્યમાં જોવા મળશે!" એમ કહેતાં જૈત્રસિંહે માર્મિક સ્મિત કર્યું.

હું વિચારમાં પડી ગયો. જૈત્રસિંહ જેવો મેવાડનો ધણી રાણા લવણપ્રસાદ ઉપર કયા કારણે વહેમાઈ ગયો હશે તે મને સમજાયું નહિ.

મેં કહ્યું: "રાણા લવણપ્રસાદજી તો આજે મહારાજ ભીમદેવના જમણા હાથ જેવા છે. ધવલક્ક છોડીને તે ઘણો વખત પાટણમાં જ ગાળે છે, અને મહારાજ જરા સુખાળવા થઈ ગયા છે, એટલે રાજ્યકાર્ય ઉપર લવણપ્રસાદજી જ સારી પેઠે લક્ષ રાખે છે."

"એ બધું હું જાણું છું, જયંતસિંહ!"

"તો પછી લવણપ્રસાદજી સંબંધે તમે વ્યંગમાં કેમ બોલો છો તે મને સમજાતું નથી."

"માઠું ન લગાડવું, જયંતસિંહ! ધવલક્કના રાણાજીનો તમારા પર ઉપકાર છે એટલે તેમનું કોઈ ઘસાતું બોલે તો તમને માઠું લાગે, પરન્તુ તમે રાણાજીને જેટલા પિછાણો છો તે કરતાં હું વધારે પિછાણું છું. રાણાજીની નજર પાટણના રાજમુકુટ પર છે તેની તમને ખબર છે?"

અને જૈત્રસિંહનો એ ભ્રમ જાણીને મને ખડખડાટ હસવું આવ્યું. એ ભ્રમને વશ જ જૈત્રસિંહ લવણપ્રસાદનું વાંકું બોલતો હતો એ વાત મને સમજાઈ ગઈ. લવણપ્રસાદને પાટણના રાજમુકુટનો બિલકુલ લોભ નથી, તે તો પાટણનો રાજભક્ત માંડલિક જ રહેવા માંગે છે તે હું જેટલું જાણું તેટલું જૈત્રસિંહ ક્યાંથી જાણે! ગુજરાતની રાજલક્ષ્મીનું સ્વપ્ન લવણપ્રસાદે જોએલું, એ સ્વપ્નની સાર્થકતા માટે કણીનો વધ કરવાનો હતો તે તેમણે ઇચ્છાપૂર્વક ન કરીને રાજ્યલક્ષ્મીને ઠોકરે મારી હતી અને રાજનિષ્ઠાને જ અડગ રીતે વળગી રહેવાનું ઠરાવ્યું હતું, એ બધું હું જો જૈત્રસિંહને કહું તો રાણાજી માટેનો તેનો અભિપ્રાય જરૂર બદલાય, પરન્તુ એવું રહસ્ય આ સ્થળે ખુલ્લું કરવું એ મારે માટે મારા ઉપકારકના વિશ્વાસનો ઘાત કરવાનું પાપ હતું; એટલે જૈત્રસિંહે રાણા લવણપ્રસાદ ઉપર મૂકેલો આરોપ મને ગમ્યો નહિ, છતાં મેં તેને મૌન સેવીને હાસ્યમાં જ ઉડાવી દીધો.

"ઠીક, કહો, રાણા લૂણપસાકના શા સમાચાર છે? તેમની તબિયત હવે સારી છે?"

"જી હા, તેમની તબિયત બહુ નરમ હતી, પણ રાજવૈદ્યના ઉપચારથી સારું થઇ ગયું છે."

"અને પેલા રતનપાળ શેઠ શું કરે છે?"

"આનંદમાં છે; હમણાં તે મહામંત્રીના પદે છે."

"હું જાણું છું. સોલ્હડ મૂરખ નીકળ્યો, નહિતો શેઠની શેઠાઇ વેરાઈ જાત."

મને લાગ્યું કે નાગદામાં રહ્યો રહ્યો જૈત્રસિંહ પાટણની નાની મોટી બાતમીઓ ઠીક મેળવતો રહે છે.

મેં કહ્યું: "એમાં સોલ્હડે મૂર્ખાઇ કરી ન કહેવાય. પાટણ સામે ઝઝૂમવાનું બળ પોતામાં ન હોય તો પછી સમય પિછાણીને પાછા હઠવું એ તો સોલ્હડની દીર્ઘ દૃષ્ટિ કહેવાય."

જૈત્રસિંહ હસી પડ્યો. એ હાસ્યમાં મેં વાંચી લીધું કે માટણુની નબળાઇની પારખ જૈત્રસિંહે બરાબર કરી લીધી છે. આજસુધી મારા પિતાજી તેની પાસે રહેતા હતા, એટલે ગુજરાતની નબળાઇનો ખયાલ પિતાજીએ તેને આપ્યો જ હોય ને?

જૈત્રસિંહ ઓછો ચતુર નહોતો. તેણે જોયું કે પાટણ સંબંધે તે જે ઘસાતું બોલતો હતો તે મને રુચતું નહોતું, એટલે તેણે એ વાત જ છોડી દીધી.

તેણે કહેવા માંડ્યું: "તમે તમારાં માતુશ્રીને તેડી જવા આવ્યા છો, જયંતસિંહ! તો ભલે તેડી જાઓ, પરંતુ લખમણદેવ સોલંકી મારા મુરબ્બી હતા, અને દેવીબા મારાં મોટાં બહેન સમાં છે; તેમને અહીં રહેવું હોય, તેમને ગોઠે તેમ લાગતું હોય, તો ભલે રહે, તેમને હું જરાએ અડચણ નહિ આવવા દઉં." એમ કહેતાં જૈત્રસિંહની મુખમુદ્રા પર શોકનો ભાવ ઊભરાયો તે મેં જોયું. મેં કૃતજ્ઞ ભાવથી ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "મહારાણા! આપના સૌજન્યની બધી વાતો મને મારાં માતુશ્રીએ કહી છે; તેમને અહીં ગોઠે છે એમાં પણ મને શંકા નથી, પરંતુ હું દુર્ભાગી પુત્ર દસ વર્ષે માતાનું દર્શન કરવા ભાગ્યશાળી થયો છું, તેને માતાની સેવાનો લાભ પછી ક્યારે મળશે? એટલે આપની કૃપાનો લાભ લેવા હું અત્યારે અશક્ત છું. હું તેમને પાટણ લઈ જઉં, વૃદ્ધાવસ્થામાં તેમની સેવા કરું અને જીવન સાર્થક કરું, એ નાનપણમાં સેવેલી અભિલાષા પૂરી થવાનો અવસર હવે આજે આવ્યો છે."

"અસ્તુ, તો તેડી જાઓ અને માતાની સેવા કરો. જવાનો દિવસ નક્કી કરો ત્યારે મને કહાવજો; કાંઇ વાહન–વળાવિયાની જરૂર પડશે તે પણ કહેજો."

પછી અમે છૂટા પડ્યા. એક સપ્તાહ મેં નાગદામાં ગાળ્યું. જૈત્રસિંહ મને હાવકો અને ચતુર માણસ લાગ્યો, પણ રાજ્યમાં તેની કરડા માણસ તરીકે ખ્યાતિ હતી. નડૂલ, ઝાલોર, ચડ્રાવલિ, એ બધાં આસપાસનાં મંડલોના રાણાઓ જૈત્રસિંહની આડે ઊતર-

વામાં પણ જોખમ માનતા. નાગદામાં તેની સેના નાની હતી, પણ ગુજરાત કરતાં મેવાડના સૈનિકો વધુ ખડતલ હતા એમાં શંકા નહિ.

(૩)

અમે નીકળવાના હતા તેની આગલી સાંજે જૈત્રસિંહે મને બોલાવ્યો અને કહ્યું: "જયંતસિંહ! લખમણદેવ તો બિહાર મૂકીને ચાલી નીકળ્યા અને દેવીબા તથા તમે પણ હવે જાઓ છો; પણ તમારું એક સંભારણું તો અમારી પાસે રહેવા દો!"

"એવું શું છે મહારાણાજી?"

"પેલી કળી અહીં રહે તો બહુ સારું, પણ તેને તમારી સાથે પાટણ આવવું છે."

"એમ?" હું વિચારમાં પડી ગયો. કળી જૈત્રસિંહના અંતઃપુરમાં રાણી હીરાદેવીની પાસે રહેતી હતી એટલે હું તેને મળી શક્યો નહોતો. માતાના કહેવા ઉપરથી હું એટલું જાણતો હતો કે તે રાણીજી પાસે રહે છે અને તે ત્યાં સુખી છે, એટલે મારે તેની કશી ચિંતા કરવાની રહેતી નહોતી. પણ અત્યારે મેં જાણ્યું કે તેને અમારી સાથે પાટણ આવવું'તું.

મેં કહ્યું: "કળીને અહીં રહેવું હોય તો સુખેથી રહે. મેં તો તેને પાટણ લઇ જવાનો વિચાર પણ કર્યો નથી. અત્યારે જ હું જાણું છું કે તેને પાટણ આવવું છે."

"છોકરી બહુ શાણી, બહુ ચતુર, બહુ વિવેકશીલ છે, અને અમને બધાંને તે દીકરી જેવી વહાલી છે; તે જશે તો અમને કેટલાય દિવસ નહિ ગમે." "જૈત્રસિંહે એ શબ્દો એવા ભાવથી કહ્યા કે જાણે કોઈ મૂલ્યવાન વસ્તુ તેને ફરજિયાત છોડવી પડતી હોય.

"હું કળીને મળીને બનશે તો અહીં રહેવા સમજાવીશ." એમ કહીને મેં જૈત્રસિંહને આશ્વાસન આપ્યું.

કળીને મળવા હું રાણીવાસમાં ગયો. તેને મેં વર્ષો પછી

પહેલી વાર જોઇ, પરન્તુ તેની દેહલતામાં થએલા ફેરફાર સિવાય બીજી બધી રીતે તે વર્ષો પહેલાંની કળીના જેવી જ મધુરી મૂર્તિ રહી હતી. તેની આંખોમાં મેં ન જોઈ યૌવનસુલભ ચંચળતા, ન જોયો કોઇ પ્રકારનો ક્ષોભ, કે ન જોયો આનંદનો ઉગ્ર આવિષ્કાર; સ્થિર, સ્નિગ્ધ નેત્રોવાળી નિર્દોષ કળીને જ મેં જોઈ. મેં તેને જૈત્રસિંહના વત્સલ ભાવની વાત કરી અને એક સુખસ્થાનમાં રહેવા સમજાવી, પણ તેણે તેનો સ્પષ્ટ રીતે અસ્વીકાર જ કર્યો.

છેવટે શોકાતુર થઇને રાણી હીરાદેવીએ કળીને અમારી સાથે જવાની રજા આપી અને તેને સારી પેઠે વસ્ત્રો તથા અલંકારો આપ્યાં. કળી વિનયપૂર્વક રાણીને પગે લાગીને નીકળી ત્યારે રાણીએ કહ્યું: "બેટી! હવે ક્યારે ફરીથી મને મળવા આવીશ?"

"ભવિષ્યમાં લખ્યું હશે ત્યારે આવીશ."

રાણીએ મને કહ્યું: "જયંતસિંહ! કળીને કોઇ સારો વર શોધીને પરણાવજે; અને કળી! તું પરણે ત્યારે એક વાર તારા વરને લઇને અહીં જરૂર આવજે હોં બેટી!"

કળી પગના અંગૂઠાથી ભોંય ખોતરતી લજ્જાવશ નીચું નિહાળી રહી.



## ઉલ્લાસ નવમો

### ( ૧ )

ગાડાના ધીરા ધીરા પ્રવાસે અમને દોઢ મહિને પાટણમાં પહોંચાડ્યાં.

માર્ગમાં એક વાર મેં કળીને પૂછેલું: "હેં કળી! તું નાગદાના રાજમહેલમાં આનંદથી રહી શકત, તેને બદલે તેં અમારી સાથે પાટણ આવવાની હઠ કેમ લીધી?"

હું ધારતો હતો કે કળી જવાબ આપતાં જરૂર મૂંઝવાશે. તેનો મારી પ્રત્યે સરળ પક્ષપાત હતો તે હું જાણતો હતો; એ જ

કારણે તેણે અમારો સાથ પસંદ કર્યો હતો એવું મારું અનુમાન હતું; અને એ લજ્જાશીલ બાળા એવો પ્રત્યુત્તર સ્પષ્ટ રીતે આપતાં ક્ષોભ પામશે એવી મારી ખાતરી હતી. પણ તેણે જવાબ આપ્યો: "માતુશ્રીને પૂછો, મારા બાપુજીએ તેમની જ ભાળવણીમાં મને સોંપી'તીને!"

માતાએ મંદ હસીને ડોકું ધુણાવી હા કહી.

નાના નાના પ્રસંગોમાં પણ હું કળીનું ચાતુર્ય અને દીર્ઘ દૃષ્ટિ અનુભવતો. પહેલાં તો મને બે ત્રણ વાર જ તેનો પ્રસંગ પડેલો. પણ હવે તે મારી સાથે જ રહેતી હતી; તે જરૂરજોગું અને બહુ થોડું બોલતી, છતાં તેની વાતચીતમાં અને કાર્યમાં પૂરી દક્ષતા જોવા અને અનુભવવા મળતી.

ઘરની અંદર તે રસોઇ કરતી, માતાની સેવા શુશ્રૂષા કરતી, પાણી ભરી લાવતી, કપડાં ધોઈ આપતી અને બધું કામકાજ કરતી. એ નિકટના પરિચયમાં મેં જાણ્યું કે પાટણના બધા મંત્રીઓ, સેનાપતિ, ગઢપતિ, કોટવાળો અને મોટા મોટા અધિકારીઓને તે નામથી પિછાણતી! જૈત્રસિંહના રાજમહેલમાં લાંબો સમય રહેવાથી પાટણની ઘણી વાતો તે જાણતી થઈ હોય એમ મેં જોયું. એક વાર ગુર્જરેશ્વરના મહામંડલેશ્વરો અને નાના માંડલિકોની વાત નીકળી ત્યારે પણ તેને એ બધા વિષે સારી પેઠે માહિતી હોય એવું મારા જાણવામાં આવ્યું. હું આશ્ચર્ય પામ્યો. મેં તેને પૂછ્યું: "કળી! આ બધું તેં નાગદામાં બેઠાં બેઠાં કેવી રીતે જાણ્યું? જૈત્રસિંહ પોતે તો તને આવું બધું શીખવતો નહોતો?"

તે હસી પડીને બોલી: "કાન હોય તે સાંભળે નહિ? અને આંખો હોય તે જુએ નહિ?"

કેવો સુંદર પ્રત્યુત્તર! વગર ભણાવ્યે ભણે એવી એ બાળા હતી. મેં કહ્યું: "કળી! તું થોડું ભણે તો બહુ સારું."

તેણે જવાબ આપ્યો: "હું વાંચતાં તો શીખી છું, લખતાં બરાબર ન આવડે."

"શું કહે છે!" મેં ખૂબ આશ્ચર્ય પામતાં કહ્યું: "ત્યારે તો નાગદામાં તું યુદ્ધકળાય શીખી હોઈશ."

"ના, ના, માત્ર ઘોડેસવારી મને બરાબર ફાવી ગઈ છે."

એક માળીની છોકરી આટલી ચતુર અને વિદગ્ધ બની શકી એ મારા મનનું મોટું કુતૂહલ હતું. જાણે એ કોઈ દેવાંશી વ્યક્તિ હોય એમ મને લાગ્યું. તેના લાવણ્ય અને દેહવર્ણથી માંડીને તેની કાર્યદક્ષતા અને ગ્રહણશક્તિ સુધીની બધી વાતોમાં મને તેનામાં ચમત્કાર જ ભાસ્યા કરતો.

કોઈ કોઈ વાર તેને કોઈ યોગ્ય રજપૂત જુવાન સાથે પરણાવી દેવાનો વિચાર મને થતો, પરંતુ તેના દેહનો કાળો વર્ણ આડે આવતો. એક વાર તો મેં તેને કહ્યું પણ ખરું: "કળી! હીરાદેવીએ તને કોઈ સારા વર સાથે પરણાવવાની મને ભલામણ કરી છે, પણ જો તારો દેહવર્ણ કાળો ન હોય ને, તો હું તને કોઈ રાજવંશી જુવાન વેરે પરણાવી શકું."

તે મૂગું હસીને કશું બોલી નહિ.

મેં આગળ પૂછ્યું: "તારા પિતા તો આવા વર્ણના નહોતા, કળી! તારી માતાનો વર્ણ તો તને નથી મળ્યો ને?"

તે બોલી: "મારી માતા તો મને જન્મ આપીને મરણ પામી હતી, એટલે મેં તેને જોઈ જ નથી. પરન્તુ મારા પિતાજી કહેતા કે મારી માતાએ કાલિકાદેવીની આરાધના બહુ કરી હતી ત્યાર-પછી મારો જન્મ થયો હતો."

"હાં, તો તારો દેહવર્ણ કાલિકાદેવીની કૃપાનું જ ફળ હોય એમ લાગે છે."

પણ એ વાત ખોટી હતી, એ તો મેં માતા પાસેથી જાણ્યું. કળીએ જે કહ્યું હતું તે તેની સમજ પ્રમાણે તો સાચું જ હતું, કારણકે તેના પિતાએ તેને એમ કહ્યું હતું; પરન્તુ ખરી વાત એ હતી કે સાંગો માળી નહોતો કળીનો જનક કે સાંગાની પત્ની નહોતી

કળીની જનની. સાંગાની પત્ની તો કળીના જન્મ પહેલાં મૃત્યુ પામી હતી. એક અરણ્યવાસિની ભીલકન્યાને ઉદરે સાંગાની પરભમાં જ તેનો જન્મ થયો હતો અને પંદર દિવસની કળીને સાંગાને સોંપી દઈને એ ભીલકન્યા ચાલી ગઈ હતી, સાંગાએ તેને પિતૃવત્ વાત્સલ્યપૂર્વક ઉછેરીને મોટી કરી હતી અને પોતાની પુત્રી જ લેખી હતી. આ બધી વાત સાંગાએ મરતી વખતે મારી માતા પાસે સ્પષ્ટ રીતે જણાવી હતી અને કળીને તે નહિ કહેવાની સૂચના પણ કરી હતી.

અહો ! અત્યારે જો સાંગો જીવતો હોય તો આ વાતની ઘણી અધૂરી કડીઓ હું તેને પૂછીપૂછીને સાંકળી લઉં એમ મારા મનમાં થયું; પરન્તુ હવે તે શક્ય નહોતું. સાંગાએ કહ્યા કરતાં કશું વધારે માતા જાણતી હોય એ સંભવિત પણ નહોતું.

(૨)

દિવસો, મહિના અને વર્ષ પછી વર્ષો વીત્યે જતાં હતાં અને ભીમદેવ મહારાજનું રાજ્યતંત્ર અડવડિયાં ને ઠેબાં ખાતું ચાલ્યા કરતું હતું. રાણા લવણપ્રસાદની દેખરેખથી એ રાજ્યતંત્ર તૂટી પડતું અટકી ગયું હતું, બાકી તેમાં કશું તેજ કે ઓજસ ઉમેરાતું હું જોઈ શકતો નહોતો. જૈત્રસિંહ જેવા ગુર્જરેશ્વરના મહામંડલેશ્વરને મન પાટણનો પ્રતાપ કેવળ ઓસરી ગએલો લાગતો હોય તેમાં કશી નવાઈ નહોતી. કોઈ કોઈ વાર કળીની વાતચીતમાં પણ જૈત્રસિંહના મતનો જ પ્રતિધ્વનિ પડતો હું સાંભળતો, જોકે કોઈ પાટણનું હીણું બોલે તે મને ગમતું નહિ.

પાટણના ઓસરતા તેજે માલવનરેશને ફરી લલચાવ્યો. તે વખતે સોહડ મૃત્યુ પામ્યો હતો અને તેનો પુત્ર અર્જુનવર્મા માલવનરેશ બન્યો હતો. અર્જુનવર્મા સૈન્ય એકઠું કરીને ગુજરાત ઉપર આક્રમણ કરવા ઈચ્છે છે એવી વાતો ગુજરાતના ગુપ્તચરો લાવ્યા અને પાટણના રાજકર્મચારીઓ જાણે ઊંઘમાંથી જાગ્યા.

રાણા લવણપ્રસાદ ધવલક્કથી દોડી આવ્યા અને તેમણે તુરત મંત્રીમંડળ એકઠું કરીને મંત્રણા ચલાવી. મંત્રણામાં અર્જુનવર્માની

સામે પ્રત્યાક્રમણ કરવાનું ઠર્યું ખરું, પરન્તુ તેની વિશેષ વીગતો મારા જાણવામાં આવી નહિ. મને માત્ર મહામંત્રીએ આજ્ઞા કરી કે મારે મારા બે હજાર ભીલ સૈનિકો અને બીજા ત્રણ હજાર સોરઠી સૈનિકો જે પાટણમાં હતા તે લઇને દહિવદ તરફ ઊપડી જવું અને ત્યાં મોરચો ગોઠવી દેવો.

મેં રત્નપાલ શેઠને પૂછયું: " પણ પાછળ મોટી સેના લઇને કોણ આવશે ? "

" રાણાજી પોતે પાટણની અને પોતાની એમ બેઉ સેનાઓ લઇને આવવાના છે; પણ તે પહેલાં બીજી પાંખ પર ઘુગ્ઘુલ પોતાનો મોરચો જમાવશે; હું તેને આજ્ઞા મોકલું છું. "

" તો ફીકર નહિ. " મેં કહ્યું.

હું સમજ્યો કે સોલ્હડની સામે થવામાં હું મહામંત્રીની સાથે મોખરે હતો અને એ પ્રદેશનો ભોમિયો હતો, એટલે આ વખતે પણ મને પસંદ કરીને મારી યુદ્ધકળાને તક આપવામાં આવી એ બહુ જ ઠીક થયું. મારા અંતરમાં આનંદ પણ પ્રકટ્યો અને 'બા! હું હવે પાંચ હજારી સેનાની થયો' એમ માતાને વધામણી આપવા ઘેર દોડ્યો.

મહામંત્રી સાથે મારે થએલી બધી વાત મેં માતાને કહી એટલે માતાએ મને ઉત્સાહપૂર્વક આશીર્વાદ આપ્યો.

મારી વાત સાંભળીને કળી જ્યાં ઊભી હતી ત્યાં ને ત્યાં જ સ્થિર બની ગઇ. માતાના વદન ઉપર ઉત્સાહ અને સંતોષની રેખાઓ હતી, પરન્તુ કળીના વદન ઉપર જાણે નિરાશા પ્રસરી ગઇ હતી.

હું યુદ્ધમાં જઉં છું, જીવનું જોખમ વહોરું છું, એમ જાણીને કદાચ તે નિરાશ થઇ હોય એમ મેં માન્યું. માતાએ જો સંતુષ્ટ થઇને મને આશીર્વાદ આપ્યો હતો તો મારે મન મારો વિજય જ હતો.

પણ કળીને ચેન પડયું નહિ. સાંજે તેણે મને ભોજન પીરસ્યું ત્યારે તેણે વાત કાઢી: " તમે સેના લઇને દહિવદ જરૂર જવાના ? "

"હારતો; મહામંત્રી અને રાણાજી જેવા પુરુષોએ મારી પસંદગી કરી, પછી હું જઉં જ ને?"

"રાણાજી જાય ત્યારે તમે તેમની સાથે જવાનું રાખો તો બહુ સારું."

"રાણાજી તો મોટી સેના લઈને આવવાના, એટલે થોડા દિવસની વાર થાય, પણ શત્રુને બતાવી આપવું જોઈએ જ કે પાટણ ઊંઘતું નથી. માળવાની સેના ગુજરાતની સીમા પર પહોંચે તે પહેલાં પાટણે મોરચો ખડો કરી દેવો જોઈએ."

કળી મૂગી રહી. હું તેના ભણી જોઈ રહ્યો. તેના વદન પર અસ્વસ્થતાની રેખાઓ પ્રકટેલી હું જોતો હતો.

મેં કહ્યું: "તને એવો વ્યૂહ બરાબર નહિ સમજાતો હોય."

"સમજાય છે તો ખરો, પણ મારા મનમાં વાત બંધબેસતી નથી."

હું હસ્યો અને પૂછી રહ્યો: "કેમ વારુ?"

તે કાંઈ કારણ આપી શકી નહિ. હું વધુ હસ્યો. મારી ખાતરી થઈ કે હું યુદ્ધના જોખમમાં ઊતરી રહ્યો છું એ વાત જ કળીને ગમતી નથી.

(૩)

ત્રીજે દિવસે પાટણમાંથી પાંચ હજાર સૈનિકોને મોખરે રહી મેં કૂચ શરુ કરી ત્યારે સ્વયં મહારાજ ભીમદેવે મને તલવાર બંધાવીને વિજયનો આશીર્વાદ આપ્યો. મારો ઉત્સાહ બેવડો થયો.

સોઢડની સામે જવા માટે મહામંત્રીની સાથે હું ગએલો ત્યારે માર્ગમાંના બધા પ્રદેશના લોકોમાં જે ઉત્સાહ અને વીરત્વનાં ચિહ્નો મારા જોવામાં આવ્યાં હતાં તે આ વખતે જોવામાં આવ્યાં નહિ.

તેનું કારણ હું કલ્પી શકયો. સોઢડને જેમ ભય પામીને ગુજરાત પર આક્રમણ કર્યા વિના પાછા હઠી જવું પડયું હતું તેમ અર્જુનવર્માને પણ પાછા હઠવું જ પડશે એવો લોકોને વિશ્વાસ હોવો જોઈએ,

અથવાતો ગુર્જરેશ્વરની સેના સામે ટકવાનું અર્જુનવર્માનું ગજું નથી એવી લોકોની ગણતરી હોવી જોઈએ.

એમ પણ કેમ ન હોય કે પહેલી વાર મારી સાથે મહામંત્રી હતા તેથી લોકોમાં ચૈતન્ય દેખાતું હતું; આ વખતે મારા જેવો નાનો સેનાની સેના લઈને જતો હતો એટલે આ યુદ્ધનું મહત્ત્વ લોકોને મન વસતું ન હોય.

હું સેના સાથે દહિવદ પહોંચ્યો અને મેં મોરચો બાંધવાનો પ્રારંભ કર્યો. ગુપ્તચરો સમાચાર લાવતા હતા કે માળવાની સેના ધીરે ડગલે ગુજરાતની સીમા તરફ આવી રહી છે. મારા મનમાં હતું કે માળવાની સેના સીમા સુધી પહોંચે તે પહેલાં માળવાની સીમામાં પેસી જઈને ગુજરાતની સેના જ આક્રમણ કરે એ વધારે ઠીક છે, પરંતુ મારી નાની સેના વડે એ મોટું કામ થઈ શકે નહિ, અને વળી શત્રુની હદમાં પ્રવેશ કરીને યુદ્ધ કરવાની મને આજ્ઞા થઈ નહોતી. રાણાજી સેના સાથે આવી પહોંચે ત્યારપછી તેમને એ સૂચના કરવી એ જ મારે માટે ઠીક હતું. હું દહિવદ પહોંચ્યો તેને પાંચ દિવસ થયા છતાં રાણાજીની સેના આવી નહિ અને શત્રુની સેના આગળ વધી રહી હોવાના સમાચાર આવ્યા કરતા હતા, એટલે મને લાગ્યું કે માળવામાં પેસીને સામું આક્રમણ કરવાની તક હવે હાથમાંથી જઈ રહી છે.

બે દિવસ વધુ ગયા અને સમાચાર આવ્યા કે અર્જુનવર્માની સેના દહિવદ તરફ આવવાને બદલે ગોદ્રહક તરફ મરડાઈ રહી છે. ગુજરાતની સીમાનું એ નાકું ધુંધુલના: મોરચાથી સુરક્ષિત હતું એટલે મને ચિંતા નહોતી.

પણ એક વધુ દિવસ ગયો અને મારો ભ્રમ ભાંગી ગયો.

ધુંધુલે માળવી સેનાને થોભાવવાને કશો યત્ન જ કર્યો નહિ. તેને મહામંત્રીની આજ્ઞા તો મળી જ હશે, પણ તેણે તે ગણકારી નહિ, તેથી જોતજોતાંમાં માળવી સેના ગુજરાતમાં પેઠી, આગળ વધવા લાગી અને તેની એક પાંખ દહિવદમાં મને ઘેરી લેવા માટે ફંટાઈ.

કેવી આપત્તિ! પાટણથી બીજી સેના આવી નહોતી, રાણાજી આવતા હોવાના કશા સમાચાર પણ નહોતા અને મારે માત્ર પાંચ હજાર સૈનિકો વડે માળવાની જંગી સેનાની સામે યુદ્ધ કરવાનું! ખરેખર, હું તે વખતે ગૂંચવાઇ ગયો. ધુઘુલે દગો કર્યો, તેમ લવણપ્રસાદ દગો તો ન જ કરે પરન્તુ મને એમ તો જણાયું કે શત્રુના બળની આંકણીમાં મહામંત્રી તથા રાણાજીએ આ વખતે ભૂલ કરી છે અને તે કારણથી હું ગંભીર આપત્તિમાં આવી પડ્યો છું. પણ હવે શું થાય?

મને મન થયું કે મારી નાની સેના વડે પણ હું માળવી સેનાને મારા હાથનું પાણી બતાવું. મારા ભીલ સૈનિકો તો ગોદ્રહક તરફથી આવતી સેનાની સામે થવા માટે નવો મોરચો રચીને લડવા તૈયાર પણ થઈ ગયા હતા, પણ સૈનિકોનું એવું નિરર્થક બલિદાન આપવાનું મને ગમ્યું નહિ; મેં તુરત સૈનિકોને આજ્ઞા કરી કે આપણે દહિવદ્દને મોરચે હવે લડવું નથી, માટે સૌએ પાછા ફરીને વિંધ્યાચળની પહાડીઓમાં આશ્રય લેવો.

એમ કરવાથી હું મારા સૈનિકોને બચાવી શક્યો પરન્તુ શત્રુને ગોદ્રહકથી માંડીને દહિવદ્દ સુધીની સીમા પર પોતાની સેનાને પાથરી દેવાની તક મળી ગઇ. મારી અર્ધી સેના પહાડી પ્રદેશમાં રહેવાને ટેવાયલી હતી, પરન્તુ બાકીની અર્ધી સેનામાં પંચાલના કોળી સૈનિકો મુખ્યત્વે હતા. અન્ન અને બીજી કેટલીક સામગ્રી સાથે લઇ શકાઈ હતી, પણ કેટલીક સામગ્રી પાછળ રહી ગઈ હતી તે શત્રુને હાથ પડી. થોડા ઊંટ અને ઘોડા હતા તેમાંથી ઊંટ તો પહાડ ચડી શક્યા જ નહિ એટલે તેમને માર્ગમાં છોડીને માત્ર ઘોડાને સાથે રાખી શકાયા. શત્રુના સૈનિકો મારી પાછળ ન પડ્યા એટલું સદ્‌ભાગ્ય, નહિતો મારે વિંધ્યાચળના ડુંગરામાં છુપાઇ રહેવાને બહુ આઘે સુધી ભટકવું પડત.

પહાડોમાં આગળ વધતાં ભીલોના નાનાનાના વાસ માર્ગમાં આવતા અને ત્યાંના ભીલો આશ્રયસ્થાનની શોધમાં સહાયક બનતા. એ બિચારાઓને મન કોઇ મિત્ર નહોતો કે કોઇ શત્રુ નહોતો;

ગુજરાતની સેના માળવાના રાજાના શત્રુની સેના લેખાય, પણ એ શત્રુત્વ તો રાજાઓ વચ્ચે હતું, ભોળા ભીલ લોકોને તો મારા ભીલો પોતાના જ ભાઈઓ લાગતા.

મેં સૈનિકોની નાનીનાની ટોળીઓ બનાવીને જુદે જુદે સ્થળે રાખી. ભીલો ચોપાસ ફરીને ફળ, કંદ ને શિકાર લાવતા તે ઉપર અને સાથે રહેલી અનાજ વગેરેની સામગ્રી ઉપર અમે દિવસો ટુંકા કરવા લાગ્યા.

મારા ગુપ્તચરો ખબર લાવ્યા કે પાછા ગુજરાતમાં પ્રવેશ કરવાનું હવે મુશ્કેલ બની ગયું હતું. અર્જુનવર્માએ મોટી સેના સાથે આક્રમણ કર્યું હતું અને એ સેના ચાંપાનેર તથા પાવાગઢને માર્ગે થઈને આખા લાટ પ્રદેશને વીંધીને નર્મદાના મુખ સુધી પહોંચી ભૃગુકચ્છનો કબજો કરી ચૂકી હતી. માર્ગમાં પાટણથી સિરિધર ભટ્ટની સરદારી હેઠળ આવેલી દસેક હજારની સેનાએ ખેટક આગળ અર્જુનવર્માની સેનાને થોભાવવા પ્રયત્ન કર્યો હતો, પરન્તુ એ પ્રયત્ન નિષ્ફળ ગયો હતો અને તેની મોટા ભાગની સેના કપાઈ ગઈ હતી. માળવી સેના આવાં સ્વલ્પ વિઘ્નોને ઉલ્લંઘીને લાટ તરફ આગળ વધતી હોવાના સમાચાર મને મળતા હતા અને મારું લોહી ભડકે બળતું હતું. હું મારા મનને પૂછીને રહ્યો હતો કે ક્યાં ગઈ રત્નપાલ શેઠની ચાતુરી અને વીરતા, ક્યાં ગઈ લવણપ્રસાદ રાણાની તેજસ્વી સેના અને ગુજરાતના સંરક્ષણની ચિંતા, ક્યાં ગયા ધારાવર્ષ અને લૂણપસાક જેવા મંડલેશ્વરો, અને આ બધું શું બની રહ્યું છે? પરન્તુ મને મળતા સમાચાર મારા એ પ્રશ્નોને અનુત્તર જ રાખતા હતા.

ભૃગુકચ્છ જેવું મહત્ત્વનું બારું અર્જુનવર્માએ હસ્તગત કર્યું એ જ એને મન કૃતકૃત્યતા હતી. એ બારાથી નર્મદા વાટે માળવામાં વહાણો જઈ શકે છે તેથી એ જળમાર્ગનું મહત્ત્વ ગુર્જરેશ્વર કરતાંય માળવાધીશને મન ઘણું વિશેષ હતું. અર્જુનવર્માએ સૂર્યાંકિત ધ્વજ ફરકાવીને ભૃગુકચ્છમાં વિજયોત્સવ ઊજવ્યો હોવાના સમાચાર મને મળ્યા, એ ગુજરાતના કુક્કુટધ્વજનું નાનુંસૂનું અપમાન નહોતું. બળતે હૃદયે મેં મહારાજ ભીમદેવ ઉપર એક પત્ર લખ્યો અને તે

બે ભીલ સૈનિકોની સાથે પાટણ મોકલ્યો.

મહારાજ ભીમદેવના મન પર એ પત્રની અસર થઇ ખરી, પરંતુ તેનું કાંઇ વિશિષ્ટ ફળ આવ્યું નહિ. તેમની આજ્ઞાથી માત્ર રાણા લૂણપસાક પોતાના ત્રણેક હજાર સૈનિકો લઇને દહિવદ નજીક આવ્યા. આ બાજુએથી મેં પહેલાં ધુન્ધુલને ચેતાવ્યો કે તારી દાનત કાળી છે તે હું જાણું છું, પણ અર્જુનવર્માના આક્રમણ વખતે તું મૂંગો બેસી રહ્યો હતો, તેવી રીતે આ વખતે મૂંગો જ મરી રહેજે, નહિતો અમે સૌથી પહેલાં તારું ગોદ્રહક જ ભાંગીશું. આમ તે મૂંગો રહ્યો એટલે મેં તથા લૂણપસાકે દહિવદ ઉપર બે બાજુએથી આક્રમણ કરીને માળવાની નાનીશી સંરક્ષક સેનાના હાથમાંથી તે ખૂંચવી લીધું. દહિવદમાં મેં એક મહિનો થાણું રાખ્યું, માળવાને દહિવદ પાછું જોઇતું હોય એમ લાગ્યું નહિ, તેમજ ગુજરાત અને માળવાના સીમાપ્રદેશ પર આવેલાં સ્થાનોની આંચકા—આંચકી પાછળ વધારે શક્તિ વાપરવાનું તેને યોગ્ય લાગ્યું નહિ, એટલે દહિવદ તો પાછું ગુજરાતને હાથ આવ્યું.

પરન્તુ અર્જુનવર્માએ ગુર્જરેશ્વરનું નાક કાપ્યું હતું એમાં શંકા નહોતી.

એ જ રીતે ભલે હું દહિવદને શત્રુના હાથમાંથી પાછું આંચકી લઇ શક્યો, પરન્તુ હું હારીને પાછો ફર્યો હતો એમાંય શંકા નહોતી.

આ કારણથી જ્યારે મેં અને રાણા લૂણપસાકે દહિવદ છોડયું અને અમે મોઢેરક પોળેથી પાટણમાં પ્રવેશ કર્યો, ત્યારે મને શરમ ઊપજી ત્રણ વાતો સાંભરી આવવાથી. એક તો મોઢેરકની પ્રાપ્તિ અને પિતાને મેં આપેલા વચનનું પાલન વધારે દૂર ગયાં હતાં; બીજું, હું પરાક્રમ ગજાવવા ગયો હતો અને કલંક વેઠીને પાછો ફર્યો હતો; ત્રીજું, હું નિરાશ થયો હતો અને કુળીએ આપેલી સલાહ મેં નહોતી માની પણ તે સાચી હતી એમ હવે મને લાગતું હતું.

( ૪ )

હું અને રાણા લૂણપસાક પાટણના રાજમહાલયના મંત્રણા-

ગૃહમાં જ્યારે મહારાજ ભીમદેવને મળ્યા, ત્યારે તે તૈલમર્દન કરાવી, સુગંધિત જળે સ્નાન કરી, શ્વેત વસ્ત્રો પહેરી, કંઠમાં પારિજાતકની પુષ્પમાળા પહેરી, કાંઈક પ્રસન્ન વદન ધારણ કરીને બેઠા હતા.

તેમણે મને પહેલો જ પ્રશ્ન કર્યો: "તું આવ્યો જેતુ? પણ તું પાછો હઠીને પહાડોમાં ભરાઈ બેઠો એ મને ન ગમ્યું હોં!"

"પણ શું કરું મહારાજ? વીસ હજારની માળવી સેનાની સામે મારા પાંચ હજાર સૈનિકોનો ભુક્કો થઈ જાય તેમ હતું, એટલે મારે માટે બીજો માર્ગ નહોતો."

"હશે, પણ તેં બધા સૈનિકોને જીવતા પાછા આણ્યા અને વળતાં દહિવદ પાછું લીધું એ વાત મને બહુ ગમી."

"મહારાજ! એકંદરે તો બધું ખોટું જ થયું છે. રાણા લવણપ્રસાદજી સેના લઈને આવ્યા નહિ; તેમણે યુવરાજ વીરધવલજીને મોકલ્યા હોત તોય ચાલત, પરન્તુ એવડી મોટી માળવી સેનાની સામે હું એકલો પડ્યો એટલે શું કરું? શત્રુએ ચોપાસ સેના ફેલાવી દીધી તોય આપે સેના મોકલવાની બીજી કાંઈ ગોઠવણ કરી નહિ..."

મહારાજ વચ્ચે બોલ્યા: "એમ કેમ કે'છ? રાણાજી કે વીરધવલ ન આવી શક્યા, કારણકે સોરઠમાં બખેડો જાગેલો તે શમાવવા તેમને રોકાવું પડ્યું; પણ તેમણે સિરિધરને પાંચ હજાર સૈનિકો સાથે અહીં મોકલ્યો હતો અને અહીંથી બીજા પાંચ હજાર ઉમેરીને દસ હજાર સૈનિકો તો મોકલેલા."

"હા મહારાજ! પણ તે સેના બહુ મોડી પડી. અર્ધું લાટ શત્રુ ગળી ગયો ત્યારપછી દસ હજારની સેના કેટલુંક કરી શકે? શત્રુએ ગુજરાતમાં એક લાખની સેના ઉતારેલી."

"એમ? હશે, લાટનો લચકો તેણે અત્યારે ખાધો છે, પણ વહેલો મોડો તેનો ઓકવો જ પડશે."

"પણ મારા મનની હામ તો મારા મનમાં જ રહી ગઈ, મહારાજ! ભલે દસ હજારની સેના પણ જો મારી સેનાની પાછળ

તુરત આવી હોત, તોયે હું કાંઈક કરી શક્યો હોત, અને આવી શોકમણ ન વેઠવી પડત."

"એ તો હવે મહામંત્રીને પૂછીએ કે તેમ કરવામાં વાંધો શો નડ્યો હતો."

રાણા લૂણપસાકે કહ્યું: "વાંધો તો કશો જ નહોતો. મહામંત્રી લવણપ્રસાદજીની આશા પર બેસી રહ્યા; તેમણે નહિ ધારેલું કે શત્રુ આટલી ત્વરાથી આક્રમણ કરશે."

"પણ પાટણમાં સેના તો ઘણી હતી; શેઠ પોતે લઈને ઊપડ્યા હોત તો?"

મેં કહ્યું: "એ બધો વિચાર તે વખતે કરવો જોઈતો હતો, જમ પેંધી ગયા પછી એ વિચાર કશા કામનો નહિ."

મહારાજ બોલ્યા: "મેં તો તારો સંદેશો આવ્યો કે તુરત મહામંત્રીને કહીને રાણાજીને બોલાવી સેના મોકલી હતી; મારી જાણમાં હોય તો હું ભૂલ કરું જ નહિ ને! લવણપ્રસાદને સોરઠમાં ન રોકાવું પડ્યું હોત તો આમ ન બનત. હશે, થયું તે ખરું; હવે તું થોડા દિવસ આરામ લે, પછી મને મળજે. તું હારીને આવ્યો તેથી મને તારા પર રોષ નથી ચડ્યો હોં!"

"એ આપની મારા પરની કૃપાનું ફળ છે."

એ વખતે પાછું મને મોઢેરક સાંભર્યું હતું, પરન્તુ એ વાત ઉચ્ચારવા માટે તો એ ઉચિત અવસર નહોતો.

રાણા લૂણપસાકે મને પંચાસરમાં મળવા બોલાવી લાવવા વીરમને મોકલેલો, તેને લગભગ બે વર્ષ વીતી ગયાં હતાં; આ વખતે પુનઃ રાણાએ પોતે મને પોતાની સાથે જ પંચાસર આવવા કહ્યું, એટલે મેં એ આમંત્રણ સ્વીકારી લીધું.

મારે આરામ લેવો હતો તે પાટણમાં રહેવાથી નહિ મળે એમ માની હું પંચાસર જવા તૈયાર થયો. માતાએ પણ રજા આપી.

રાત્રે મારા શયનખંડમાં દીવો સળગાવતી વખતે કુળી બોલી: "પંચાસર જાઓ છો તો ખરા, પણ પાટણ દરિયો છે અને પંચાસર

કૂવો છે; જોજો, એ કૂવાના દેડકા બનવાનું મન થઇ જાય નહિ!"

કળીનું વેણ સાંભળીને હું ચમકી ગયો. મેં સ્થિર દૃષ્ટિથી કળીના વદન સામે તાકી રહીને પૂછ્યું: "કળી! તને આવું પૂછવાનું કેમ સૂઝ્યું?"

"તે તમને પંચાસર પહોંચ્યા પછી સમજાશે." એમ કહીને તે ખંડમાંથી બહાર ચાલી ગઇ.

મને પંચાસરમાં રાખીને રાણો જમીનજાગીર આપવા માગે છે, પોતાની સેનાનો સેનાપતિ બનાવવા ઇચ્છે છે, તે હું જાણતો હતો. હું એ વાત જાણું છું તેની ખબર રાણાને પોતાને પણ નહોતી. હું પંચાસર જઉં ત્યારપછી રાણો એ વાત ઉચ્ચારે ત્યારે મારે શો જવાબ આપવો તે પણ મેં મારા મનમાં વિચારી રાખ્યો હતો; પરન્તુ એ વાત કળી કેવી રીતે જાણી શકી હોય કે તેણે મને આવું ગર્ભિત વેણ સંભળાવ્યું? રાત્રે મને એ જ વિચાર થયા કર્યો.

સવારે ઊઠતાં વાંત મેં તેને પૂછ્યું: "કળી! તને એવો વહેમ કેમ આવ્યો કે દરિયાનો મગર કૂવાનો દેડકો બની જશે?"

કળી હસીને બોલી: "હું નાગદામાં હતી ત્યારે જ જાણતી હતી કે કૂવાનું મીઠું પાણી મગરને દેડકો બનાવવા લલચાવવાનું છે!"

"હેં!" એ ઉદ્‌ગાર તે વખતે મારા મ્હોંમાંથી નીકળી ગયા વિના રહ્યો નહિ.



# ઉલ્લાસ દસમો

## (૧)

રાણાની સાથે મને પંચાસર આવેલો જોઇને વીરમ, તેની માતા વિજ્જુલ્લાદેવી, રાજમાતા સલખણદેવી અને જે સેવકો–સેવિકાઓ રાણાની સાથે પાટણ આવેલાં તથા મારા પરિચયી બનેલાં તે બધાં પ્રસન્ન થયાં.

માજી બોલ્યાં: “બેટા જેતુ! તારાં બાને તું પાટણમાં એકલાં મૂકીને કેમ આવ્યો? તારા બાપુ ગયા તેથી તે બિચારાં ઝૂરતાં હશે, તેમના મનને અહીં થોડા દિ' વિરામ મળત.”

સ્વજનને ઘટે એવી એ મમતાભરી વાણી હતી. હું શો જવાબ આપું? “ઘેર તે એકલાં નથી. તેમની સેવામાં એક દાસી છે અને તેમને પાટણમાં ઠીક ગોઠે છે.” એમ કહીને મેં પતાવ્યું.

વીરમ બોલ્યો: “હું મંડલીમાં કેદારને સંદેશો મોકલું છું; તે અહીં આવશે એટલે ખૂબ મઝા પડશે.”

મેં કહ્યું: “મંડલીમાં કરેલી મઝા તો હવે ગઇ જ, વીરમ! હવે આપણે નાની વયના વિદ્યાર્થીઓ થોડા જ છીએ!”

વિજ્જુલાદેવી બોલ્યાં: “મારો વીરમ તો કહે છે કે જેતુને હવે આપણે પંચાસરમાં જ રાખીશું; તેં મંડલી છોડયું ત્યારપછી એ લાંબો વખત ત્યાં રહી શકયો નહિ. તેને ગોઠયું જ નહિ.”

હું સમજ્યો કે મને પંચાસરમાં જ રાખવાની વાતની આ પૂર્વ પીઠિકા હતી. મેં કહ્યું: “હું તો વીરમને જ પાટણ લઇ જવાનો છું; રાજ્ય–કારભારની આંટીઘૂંટીઓ તેને અહીં પંચાસરમાં બેસી રહે શીખવાની નહિ મળે. અને ભવિષ્યમાં તેને પંચાસરના મંડલેશ્વર થવાનું છે ને?”

રાણા બોલ્યા: “વાત તો સાચી છે, જેતુ! પણ અત્યારે પાટણમાં હું વીરમને ગમે તેટલો વખત રાખું તોય તે કાંઈ શીખી શકે તેમ નથી. તેં કહ્યું તેવો વિચાર મને આવેલો, પણ જ્યાં ધવલક્કના રાણાનું જ ધાર્યું થાય, ત્યાં અમારા જેવાનો ભાવ ન પુછાય.”

“એમ કાંઈ હોય?” મેં કહ્યું: “લવણપ્રસાદજી શાણા માણસ છે. તમે તેમને કહો તો વીરમને રાજ્ય–કારભારમાં કાંઇ અધિકાર જરૂર આપે અને એ રીતે તેને શીખવાનું મળે.”

રાણાએ હસીને કહ્યું: “તેં તેમનું પાસું સેવ્યું છે ખરું, પણ હજી તું તેમને બરાબર ઓળખતાં શીખ્યો હોય એમ જણાતું નથી.”

મને તે વખતે લાગ્યું કે હું કાંઇક અણગમતું સાંભળી રહ્યો

છું. લવણપ્રસાદનો મારા પર મોટો ઉપકાર હતો અને હું તેમનો પ્રશંસક હતો તેથી મને એવું લાગે; વળી લવણપ્રસાદની ઉદારચરિતતાનો મને જેવો પરિચય હતો તેવો પરિચય જૈત્રસિંહ અને લૂણપસાક જેવાઓને કાંઇ ન હોય, એટલે તેમને તેથી ઊલટું પણ લાગે; ગમે તેમ, ધવલક્કના રાણાના હૈયાનો તાગ કાઢવાનું કામ સરળ નહોતું, એ વાત ખરી.

મેં આમ તેમ જોયું; ભવાની ત્યાં નહોતી, પંચાસરના અતિથિ થવાનું સૌથી પહેલું નિમંત્રણ તો મને ભવાનીએ જ આપ્યું હતું ને?

વીરમ હસીને બોલ્યો: "તારી આંખો ભવાનીને શોધતી હોય એમ લાગે છે, પણ તે તો અત્યારે હશે તળાવના કાંઠાની ઝૂંપડીમાં!"

(૨)

રાણા લૂણપસાકે પંચાસરના કોટની બહાર તળાવની નિકટમાં નવો રાજપ્રાસાદ બંધાવવા માંડ્યો હતો અને પ્રાસાદની રચના ભવાની પોતાની ઇચ્છા મુજબ કરાવે તે માટે રાણાએ પુત્રીને પૂરી સ્વતંત્રતા આપી હતી.

પાટણના રાજપ્રાસાદની તુલનામાં તો એ પ્રાસાદ નાનો જ લેખાય, પરન્તુ ભવાની એ પ્રાસાદને એવો બનાવવા ઇચ્છતી હતી કે જેની જોડ ક્યાંય મળે નહિ. કારીગરો થોડા હતા, પરન્તુ તેઓ શિલ્પ–સ્થાપત્યની કલામાં નિષ્ણાત હતા. કામ ધીરે ચાલતું કારણકે ઝીણી ઝીણી વીગતોમાંય ભવાનીની ધારણાને અનુસરીને ચાલતું હતું. કામની ગતિ ઉપરથી પ્રાસાદ પાંચ વર્ષમાંય પૂરો બંધાઇ રહેશે કે કેમ એ શંકાની વાત હતી. પરન્તુ ભવાની કહેતી કે ભલે પાંચને બદલે દસ વર્ષ થાય, પરન્તુ તેમાં જરાએ ત્રુટિ રહેવા દેવાની નથી.

પ્રાસાદ માટે સોરઠમાંથી સાદા અને રંગીન પત્થર આવ્યા કરતા; આરાસુરમાંથી આરસ ખેંચી લાવવામાં આવતો હતો; અર્બુદાચલમાંથી સફેદ પત્થર લાવીને તે ભઠ્ઠીઓમાં પકાવી તેનો

ચૂનો બનાવવામાં આવતો હતો. પત્થરની કારીગરી માટે ચડ્ડાવલિ, મોઢેરક અને સિદ્ધપુર જેવાં નિકટનાં સ્થાનોમાંથી જ નહિ પણ પ્રભાસ, દ્વારકા, ઉજ્જયિની, ધારા, જગન્નાથ, મથુરા અને કાશી જેવાં દૂરનાં સ્થાનોમાંથી ચિત્રામણો દોરાવીને લાવવામાં આવતાં હતાં અને તે ઉપરથી ભવાની પોતે દોરી આપે તેવી આકૃતિઓ પત્થરમાં ઉતારવામાં આવ્યા પછી તેને પ્રાસાદના બાંધકામમાં યથાસ્થાને ગોઠવવામાં આવતી. અને તે બધું પોતાની દૃષ્ટિ હેઠળ થયા કરે તે માટે પ્રાસાદના સ્થાનની નિકટમાં તળાવની પાળે એક વૃક્ષની છાયામાં બાંધેલી ઝૂંપડીમાં દિવસનો મોટો ભાગ ભવાની ગાળતી હતી.

પ્રાસાદનું જે કાંઈ થોડું કામ થયું હતું તે મેં જોયું ત્યારે ખરેખર હું ચકિત થઈ ગયો. શિલ્પકલામાં મને કાંઈ રસ નહોતો; રાજપ્રાસાદો અને દેવમંદિરો મેં જોયાં હતાં, પરન્તુ તે જોવાની દૃષ્ટિ મારામાં હતી નહિ; રંગીન પત્થરોની રચના આંખને મનોહર લાગતી, પરન્તુ એ મનોહરતા માટેની યોજનાની પરીક્ષા કરવાને હું સમર્થ નહોતો; એ રચનાની પાછળ સોળ વર્ષની એક બાળાની બુદ્ધિ–શક્તિ રહેલી છે એ વિચારે મને ચકિત કર્યો હતો.

મેં પૂછ્યું : "કુંવરી! આ પ્રાસાદ માટેની તમારી યોજના પાછળ કઈ કલ્પના રહેલી છે?"

તે હસીને બોલી : "તમે જ શોધી કાઢોને!"

"મને તેમાં કાંઈ એવી અપૂર્વતા લાગે છે કે જ્યારે પ્રાસાદ પૂરો થશે ત્યારે તે મનુષ્યોએ નહિ પણ દેવોએ વસવાયોગ્ય બનશે."

"વાહ વાહ! પ્રશંસા કરતાં ઠીક આવડે છે!"

"નહિ, નહિ, આ રચના પાછળ કોઈ દિવ્ય કલ્પના હશે એવું અનુમાન કરીને હું કહું છું."

"એ અનુમાન ખોટું છે. મનુષ્યો રહે તેવો જ પ્રાસાદ બનશે." ભવાની બોલી.

મેં કહ્યું : "હું જ્યારે સંસ્કૃત ભાષાનાં કાવ્યો ભણતો ત્યારે કુબેરના ભવનની, વિદ્યાધરના નિવાસસ્થાનની, યક્ષદંપતીના હર્મ્યની

જેવી કલ્પના મારા મનમાં કરતો તેવી કલ્પનાના કાંઇ કાંઇ અંશો આમાં મૂર્ત થતા મને દેખાય છે."

"અને જ્યારે પ્રાસાદ પૂરો થાય ત્યારે કદાચ તે ઇંદ્રભવન પણ બની જાય, ખરુંને?"

"કેમ નહિ?"

અને ભવાની ખડખડ હસી પડી.

મેં કહ્યું: "એમ હસી કાઢીને તમે મારી કલ્પનાને ઉતારી પાડો નહિ; તમારી કલ્પના મને કહો, તો મને એ બધી રચનાની વિશેષતા અને મર્મ સમજાય."

"નહિ, નહિ, એ તો રાણાજીને પણ મેં કહી નથી; પ્રાસાદ પૂરો થાય અને પ્રાસાદની આસપાસની બધી રચના થઇ રહે ત્યાંસુધી તે હું કોઇને કહેવાની નથી."

એ ઉત્તર સાંભળીને હું ચિત્રવત્ ઊભો રહી એ અદ્ભુત બાળાને નિરખી જ રહ્યો.

(૩)

ભવાની રાણા લૂણપસાકની એકની એક પુત્રી હતી. રાણાને બે પુત્રો હતા, વીરમ મોટો હતો, નાનો સંગ્રામ દસેક વર્ષનો હતો; સલખણદેવીએ એક વાર મને કહ્યું: "જેતુ! મારે દીકરી નથી, મારે નણંદ પણ નહોતી, અને અમારા કુળમાં ચાલીસ વર્ષે આ દીકરી જન્મી એટલે મારા હરખનો પાર રહ્યો નહિ."

એટલે જ ભવાનીને રાણાએ પૂરા લાડ–કોડમાં ઉછેરી હતી અને સૌ તેના પર સરખાં પ્રસન્ન રહેતાં. રાણાએ વીરમને મંડલીમાં ભણાવ્યો હતો, સંગ્રામને તે હવે મંડલીમાં જ મોકલવાના હતા, પરન્તુ ભવાનીને તો તેમણે ઘરઆંગણે પંડિતો રાખીને ભણાવી હતી, અનેક કળાઓ શીખવી હતી અને તેની એકેએક ઇચ્છા પૂરી કરવાને સૌ સદા તત્પર રહેતાં હતાં.

ભવાનીના ચાતુર્યનો મને કાંઇક પરિચય પંચાસરમાં આવ્યા

પછીના એક બે દિવસમાં જ થઈ ગયો, પરન્તુ તેની કલાનિપુણતાનો, તેના પાંડિત્યનો, તેની મહત્ત્વાકાંક્ષાઓનો પરિચય તો મને ધીરે ધીરે થવા લાગ્યો.

પ્રાસાદના શિલ્પીઓને માટે તે અભિનવ આકૃતિઓ દોરી આપતી ખરી, પરંતુ તે ઉપરાંત ચિત્રામણો પણ સરસ દોરતી. રાણાના નિવાસાલયના કેટલાક ખંડોમાં ભીંત પર દોરેલાં ચિત્રો ભવાનીએ પોતે દોરેલાં હતાં તેની મને પછીથી ખબર પડી.

એક વાર પ્રભાતમાં મેં તેનું ગાન સાંભળ્યું. ગાન સાથે વીણારવ સંવાદ સાધી રહ્યો હતો. દેવી પાર્વતીને નિદ્રામાંથી જગાડવા જાણે કોઈ યક્ષકન્યા આલાપપૂર્વક ગાઇ રહી હોય એવો મને ભાસ થયો.

એક પ્રસંગે તેણે મને પૂછયું: “જયંતસિંહ! તમે યુદ્ધકળા શીખ્યા અને યુદ્ધમાં લડયા, સેનાની પણ થયા, હવે તમે શું કરવાના?”

“સુયોગ મળે તો હું સેનાપતિ પણ થઉં અને શત્રુને હરાવીને નસાડું.”

“પછી શું કરો?”

“અનેક દેશો જીતીને ગુજરાતના વિજયનો ડંકો ગજાવું.”

“પછી શું કરો?”

“ગુજરાતનો કુક્કુટધ્વજ ભારતના બધા દેશોમાં ફરકતો કરું.”

“પછી શું કરો?”

મારાથી હસી જવાયું. મેં કહ્યું: “એમ પૂછયા કરો તેનો ઉત્તર શો હોઇ શકે? એટલું હું કરું એટલામાં વૃદ્ધ પણ થયો હોઉંને?”

“વૃદ્ધ થવાથી તમે સંન્યાસી થાઓ કે સ્વર્ગવાસી થાઓ એમ તમારે કહેવું છે ને?”

“ત્યારે બીજું શું?”

“પછી જીતેલા દેશોને શત્રુ પાદાક્રાન્ત કરે, કુક્કુટધ્વજ રાખમાં રોળાઈ જાય, ગુજરાતની કીર્તિ ભુંસાઇ જાય અને જન્મભૂમિ પરવશ બને, તેનું શું?”

"તેમ ન થવા દેવા અનેક વીરો તે વખતે શું ગુજરાતમાં નહિ પાકી ચૂક્યા હોય?"

"હં, એ વાત તમે બરાબર કહી. વીર પુરુષોએ દેશને બીજા વીરો આપીને પછી સંન્યાસી કે સ્વર્ગવાસી થવું જોઈએ."

હું એ ચતુર રાજકુમારીના કથનના મર્મને કળી ગયો અને હસી ગયો. મને હસતો જોઇને તે જરા આડું જોઈને સ્મિત કરતી પોતાની દાસી સાથે ચાલી ગઇ.

એ રીતે તે મને સૂચન કરતી ગઈ કે મારે પરણવું જોઇએ અને વારસામાં ગુજરાતનું સંરક્ષણ કરે તેવા વીરો આપવા જોઇએ.

કેવી ચતુર અને વાગ્વિદગ્ધ બાળા! મારી સાથે આવી વાત કરનારીનો મનોભાવ ન કળું એટલો ભોળો હવે હું રહ્યો નહોતો. તે પાટણ આવી હતી ત્યારથી તે મારી પ્રત્યે આકર્ષાઈ રહી છે એવો મને સંશય હતો અને હું પંચાસર આવ્યો ત્યારપછી તો તે આકર્ષણ સ્ફુટ થતું જતું હતું. મારું ચિત્ત પણ તેને જોઇને પ્રસન્નતા અનુભવતું હતું.

પ્રસન્નતા કેમ ન ઊપજે? દિવસ ઊગે અને ભવાની મારી દૃષ્ટિએ પડે ત્યારે તેનામાં કાંઇ ને કાંઇ અભિનવતા મને દેખાય જ. તેના કપાળ પરના ચંદ્રકથી માંડીને ચરણના અલંકારો સુધી તે કેવળ અભિનવતાની જ મૂર્તિ શી લાગતી. કોઇ વાર તો મારા મનનો એ કૂટ પ્રશ્ન બની જતો કે આજે ભવાનીની કટિમેખલા કેવા પ્રકારની હશે, તેની ઓઢણી કયા રંગની હશે, કાંચળી પર કયા પક્ષીનું ચિત્ર જોવા મળશે, અને તે અભિનવતામાં હું રમણીયતા જોતો.

પણ મને લાગ્યું કે આ આકર્ષણવ્યાપાર હવે આગળ વધવો ન જોઇએ—આટલેથી જ થંભી જવો જોઇએ. રાણાની જાણમાં તે આવી જાય તો આપત્તિ ઊભી થાય, અને મારા પરનો તેમનો સદ્ભાવ પણ ઊડી જાય. હવે વધુ સમય પંચાસરમાં હું ન થોભું તો ઠીક એમ પણ મને લાગ્યું.

મને પંચાસર આવ્યાને એક સપ્તાહ વીતી ગયું એટલે મેં

રાણા પાસે પાટણ પાછા જવાની આજ્ઞા માંગી.

તેમણે કહ્યું: "એવી જવાની શી ઉતાવળ છે! હજી તો મારે તારી સાથે કેટલીક વાતો કરવાની છે."

"તો એકાદ દિવસ રહી જઈશ; પણ હું હવે વધારે સમય નહિ રોકાઉં."

"જેતુ! મારી ઇચ્છા છે કે તું અહીં રહે અને મારી સેનાનો અધિપતિ બની જા."

"સેનાપતિ થવાને હજી હું નાનો છું, રાણાશ્રી!"

રાણા હસીને બોલ્યા: "વય કરતાં શક્તિને હું વધુ મૂલ્યવાન સમજું છું, જેતુ! તારી શક્તિ મેં જોઈ છે અને તારી પ્રત્યેનો મારો સદ્‌ભાવ તો ઘણો જૂનો છે તે તું જાણે છે."

"ખરેખર, આપના મારી પરના ઉપકારો તો ભૂલ્યા ભુલાય તેમ નથી, પરંતુ પંચાસરમાં..."

મારી વાતને કાપી નાંખતાં રાણાએ કહ્યું: "પંચાસરમાં તું નિરાંતે રહી શકે તેવી હું વ્યવસ્થા કરીશ. તારે નામે એકાદ ગામ ચડાવી આપીશ તેની આવકથી તું સુખે રહી શકીશ, અને તારે ઠેર ઠેર ભટકવું નહિ પડે."

"નિરાંતે પેટ ભરવાની મને ચિંતા નથી, મને તો મોઢેરક જોઈએ છે. મારા પિતાએ બહારવટું ખેડીને મોઢેરક પાછું મેળવવા ઇચ્છેલું, મેં તેમનું બહારવટું છોડાવીને ટેક લીધી છે કે વહેલું મોડું મોઢેરક પાછું મેળવીશ, અને મહારાજ ભીમદેવનું આપ્યું જ લઈશ."

રાણાએ સ્વલ્પ વિચાર કરીને કહ્યું: "તું તારી ટેક તોડે એમ તો હું નથી ઇચ્છતો. તને મોઢેરક પાછું મળે એ માટે હું ય કાંઈક મથીશ; ધવલક્કના રાણા તારી આ ટેકની વાત જાણે છે?"

"હા, મેં તેમને કહેલું જ છે."

"પણ તેમનો તારા પર પૂરો સદ્‌ભાવ હોય એમ હું નથી

માનતો. સદ્ભાવ હોય તો તેમણે મહારાજને કહીને ક્યારનું ય તને મોઢેરક અપાવ્યું હોત."

હું કશું ન બોલ્યો. મને તે વખતે લાગ્યું ખરું કે રાણા લવણપ્રસાદના પેટનો તાગ મેળવવો એ કામ સહેલું નથી.

"હવે એક બીજી વાત તું સાંભળી લે." રાણાએ કહ્યું: "એ વાત તારી ઇચ્છા હશે તો પછી હું તારી માતાની આગળ મૂકીશ."

મેં પૂછ્યું: "કઇ વાત ?"

"તારા જેવા કુળવાન અને શાણા જુવાન સાથે ભવાનીનું લગ્ન કરવાની તેની અને અમારી સૌની ઇચ્છા છે."

એ સાંભળતાં જ મારું હૈયું ભરાઈ આવ્યું, મારાથી બોલી શકાયું નહિ અને આંખો વાટે અશ્રુપ્રવાહ વહી નીકળ્યો.

મારી આંખોમાં એકાએક આંસુ ઊભરાયલાં જોઇને રાણાજી ગૂંચવાઇ ગયા અને 'જેતુ! જેતુ!' કરતા મને બાથમાં લઇ પોતાના ઊપરણા વડે મમતાથી મારા આંસુ લૂછવા લાગી ગયા.

તેમણે દાસીને હાક મારી પાણી લાવવા કહ્યું.

દાસીએ પાણી આણ્યું એટલે સ્વહસ્તે મને તે પાઇને મારા મ્હોં ઉપર વીંજણાથી તે વાયુ ઢોળવા લાગ્યા.

હું જરા સ્વસ્થ થયો એટલે તેમણે દાસીને કહી ઢોલિયો ઢળાવ્યો અને મને તે ઉપર સુવાડી, દાસીને મારી સંભાળ રાખવાનું કહી, તે ચાલ્યા ગયા.

મારું હૈયું આક્રંદ કરી રહ્યું હતું કે જે મનોરમ બાળાને જોઇને હું સદા પ્રસન્ન થતો હતો અને જે બાળા મારી પ્રત્યે આકર્ષાઈ રહી હતી, તે બાળાને મને સમર્પણ કરવા તેનો પિતા તત્પર હતો, ત્યારે હું તેનો હસ્ત ગ્રહણ કરવા અસમર્થ હતો: મોઢેરક મેળવ્યા પૂર્વે નહિ પરણવાની મેં પિતા સમક્ષ પ્રતિજ્ઞા લીધી હતી.

(૪)

ભવાની સાથે લગ્ન કરવાની વાતથી હું એકદમ રડી પડ્યો એ વાત રાજકુટુંબને આશ્ચર્યમાં ડુબાવનારી થઈ પડી હશે, શા

કારણે મારું હૈયું ભરાઈ આવ્યું તે જાણવાને સૌ અધીરાં બની ગયાં હશે, તેમને તેમાં કાંઈ ઊંડું રહસ્ય હોવાની ગંધ પણ આવી હશે, પરંતુ પછી એ વિષે મને કોઈએ કાંઈ પૃચ્છા કરી નહિ. વસ્તુતઃ મારું મન જ અસ્વસ્થ થયું હતું એટલે કશા શારીરિક ઉપચારની મને જરૂર નહોતી. એકાદ પ્રહર હું ઢોલિયામાં શાંત પડી રહ્યો એટલે હું પાછો સ્વસ્થ બની ગયો અને વીરમની સાથે ઘોડા પર બેસી કેટલેક દૂર સુધી ફરી પણ આવ્યો.

હવે આ સ્થાન છોડી દેવું જોઈએ, નહિતો પ્રતિજ્ઞાએ કરીને પરવશ એવી મારા મનની સ્થિતિ ક્રમે ક્રમે અસહ્ય બની જશે એવો ભય લાગવાથી રાત્રે મેં રાણાને કહી દીધું કે કાલે તો હું પાટણ જઈશ. રાણાએ મારા મનની કોઈ વિલક્ષણ સ્થિતિ જોઈને વધુ આગ્રહ ન કરતાં જવાની અનુમતિ આપી.

રાત્રે મારા શયનખંડમાં જઈ પાથરેલા ઢોલિયા પર હું સૂતો, તો તળાઈના ઓછાડ હેઠળ કાંઈક ખૂંચતું લાગ્યું. હું ઊઠ્યો, ઓછાડ આઘો કર્યો અને દીવાને અજવાળે જોયું કે એ એક લખપટનો કકડો હતો અને તેમાં કંઈ લખેલું હતું તે મેં વાંચ્યું:

*तुज्झ कुललुद्धो बप्प मुज्झ,
गुणलुद्धो मुज्झ नेह,
तुज्झ वीरसिरि वयणसिरि,
मुज्झ मणे अमिमेह.
तुज्झ वीरसिरि मुज्झ सरसती
फलस्यइ पुहवीपाट,
हियडि चिंतव हे पियु,
कवणहँ देखइ वाट.

---

* અર્થ—મારો પિતા તારા કુળ ઉપર લુબ્ધ-લોભાયલો છે, મારો પ્રેમ તારા ગુણ ઉપર લુબ્ધ છે; તારી વીરશ્રી અને વદનશ્રી મારા મનમાં અમૃતના મેઘસમી છે. તારી વીરશ્રી અને મારી સરસ્વતી પૃથ્વીને પાટલે ફળશે. હે પ્રિયતમ! હૈયામાં એ વિષે વિચાર કર. હવે તું કોની વાટ જુએ છે?

ભવાનીનો એ સંદેશો હતો. તેમાં તેણે પોતાનું હૈયું ઠાલવ્યું હતું. મારી વીરતા અને તેનું પાંડિત્ય એ બેઉને પૃથ્વીને પાટલે સફળ બનાવવાનો પોતાનો મનોભિલાષ તેણે દાખવ્યો હતો, પરંતુ હું કેવો પરવશ હતો તેની તેને જાણ નહોતી. મારા પર તે નિરર્થક સ્નેહવારિસિંચન ન કરે તેટલા માટે મેં એ જ પત્રમાં તેનો જવાબ લખ્યો:

* बीय रयणाइं वावीयइं,
सिञ्चयई अमिपाणि,
तइ कडुआं फल पामीयइं,
जइ न पालियैं पिअ आणि.

પત્રને ઓસીકે મૂકીને હું સૂઇ ગયો અને મેં ધાર્યું કે જેણે પત્ર મૂક્યો હશે તે જ પાછો ઓસીકેથી લઈ જશે.

(૫)

પ્રભાતમાં ઊઠીને હું નિત્યકર્મથી પરવાર્યો કે તુરત રાણાએ મને એકાંતમાં બોલાવ્યો. હું નમન કરીને તેમની સમીપે બેઠો એટલે તેમણે કહ્યું: "જેતુ ! મારા કથનથી કોઈ કારણે તારું હૈયું ભરાઇ આવ્યું એટલે એ વિષે હું તને કશું પૂછતો નથી. તું સ્વસ્થ મનથી કોઇ વાર તેનો ઉત્તર આપે એ જ હું હવે ઇચ્છું છું."

એ સાંભળતાં મારા હૈયાનો ભાર કાંઇક ઓછો થયો.

રાણાએ આગળ કહ્યું: "તારા ગુણે કરીને હું તને પુત્રવત્ સમજું છું જેતુ ! જેટલા પ્રિય મને મારા વીરમ અને સંગ્રામ છે તેટલો પ્રિય તું છે. તારું કલ્યાણ હું કેવી રીતે કરી શકું તેની મને ઝંખના થાય છે; આપણી વચ્ચે પૂર્વ ભવનો એવો કોઈ ઋણાનુબંધ હશે; ભલે હો !"

એમ કહીને રાણાએ પાસે પડેલી એક સંદુક ઉઘાડી અને

---

* અર્થ—બીજરૂપી રત્નોને વાવીએ અને ઉપર અમીનાં જળ સિંચીએ, પણ જો પિતાની આણ ન પાળીએ તો તેનાં કડવાં ફળ પામીએ.

તેમાંથી કાંઈ કાઢ્યું. કાળા રેશમના એક નાના કકડાની ઘડીઓ ખોલી તો તેમાં બદામના ફળ જેવડું, લંબવર્તુળાકારનું અને ચળકતું, વિવિધરંગી રત્નોના જડિત્ર કામવાળું એક લોલક દેખાયું. તેના એક પાસા પર એ રત્નો જડેલાં હતાં, બીજા પાસા પર એક રેખાંકિત આકૃતિ તથા તેની વચ્ચે કાંઈ અક્ષરો ખોદેલા હતા.

એ રેશમના કકડા સમેત તે લોલક તેમણે મારી હથેળીમાં મૂક્યું અને કહ્યું: "જેતુ! આ વસ્તુનું મોટું મૂલ્ય નથી છતાં તે અલભ્ય છે. તેમાંનાં નવ રત્નો કાંઇ દુર્લભ નથી છતાં રત્નજડિત્ર આ લોલક સુપ્રાપ્ય નથી. મારા પિતામહ તરફથી મને આવાં સાત ચમત્કારિક લોલક મળ્યાં છે. તેમણે કાશીવિશ્વેશ્વરની યાત્રા કરેલી, ત્યારે કોઇ સિદ્ધ પુરુષને હસ્તે એ નવગ્રહજડિત્ર અને યંત્રમંડિત લોલક તૈયાર કરાવેલાં તેમાંનું આ એક છે. તે ધારણ કરનારનું કદાપિ અકાળ મરણ થતું નથી એ તેનું ફળ છે. તારા કલ્યાણની વાંચ્છનાથી હું તને એ વસ્તુ અર્પણ કરું છું."

આવો અપૂર્વ સદ્ભાવ મારા દિલને હલાવ્યા વિના રહ્યો નહિ. હું રાણાના પલાંઠીબદ્ધ પગ ઉપર ઝૂકી પડ્યો અને ગદ્ગદ્ કંઠે બોલ્યો: "રાણાશ્રી! આપના આવા ઉપકારનો બદલો વાળવાનું સામર્થ્ય મને ભગવાન કાશીવિશ્વેશ્વર આપે એવું હું ઇચ્છું છું."

"મારા પુત્રો અને પુત્રી જેવાં મારા વાત્સલ્યને પાત્ર છે તેવો જ પાત્ર તું છે. વીરમ અને ભવાની આવાં લોલકનાં બનાવેલાં માદળિયાં પોતાનાં શરીર પર ધારણ કરે છે; સંગ્રામ તે ધારણ કરવા હજી નાનો છે."

મેં પૂછ્યું: "વીરમના કંઠમાં એ માદળિયું છે?"

"કંઠમાં જ ધારણ કરવાની કશી આવશ્યકતા નથી, અને તેને શૃંગાર તરીકે ખુલ્લું રાખવું એ પણ ઇષ્ટ નથી, એટલે તેને આ વસ્ત્રથી મઢીને માદળિયું ગળામાં, કાંડા પર કે બાહુ પર એવી રીતે પહેરવું કે જેથી તે કોઈની દૃષ્ટિને આકર્ષે નહિ. એ રીતે તેનું રક્ષણ થાય, રત્નો જળવાઇ રહે, કોઇના કુતૂહલને પાત્ર બનાય નહિ

અને તેમાંની ચમત્કૃતિ લોકોને મ્હોંએ ગવાય–ચવાય નહિ."

"એ યથાર્થ છે. હું તેમ જ કરીશ." એટલું કહી, પુનઃ રાણાને નમન કરી, લોલક લઇને હું પંચાસરથી વિદાય થયો. વીરમ મને કેટલેક દૂર સુધી વળાવીને પાછો ફર્યો.

સાચું કહું તો એવી ચમત્કારિક મનાતી વસ્તુઓ પર મને તે સમયે શ્રદ્ધા નહોતી. પરન્તુ એક પૂરા સદ્‌ભાવશીલ ગુરુજને, તેની પૂર્ણ પ્રાભાવિકતાની અને દિવ્યતાની શ્રદ્ધાથી, મારા કલ્યાણને અર્થે મને જે વસ્તુ અર્પણ કરી હતી, તેનો આદર કરવાનો વિવેક મેં જાળવ્યા જ કર્યો છે. ભલે તેમાંનાં રત્નોની કશી શક્તિ ન હોય, ભલે તેમાંની યંત્રાકૃતિનું કે મંત્રાક્ષરોનું કશું ઓજસ ન હોય, પરન્તુ તે અર્પણ કરનારની ભાવનાનું બળ તો તેની અંદર હોય જ ને ?

( ૧ )

પંચાસરનું પાધર છોડીને હું એકાદ કોસ દૂર ગયો હોઇશ, એટલામાં દૂરથી કોઈ સવાર મારી તરફ મારતે ઘોડે ધસમસ્યો આવતો દેખાયો. હું તે તરફ જોઈ રહ્યો.

સવાર નજીક આવ્યો એટલે મને સમજાયું કે એ તો સૈનિકના વેશમાં ભવાની હતી ! મેં ઘોડાને થોભાવ્યો, ભવાનીએ મારી નજીક આવી ઘોડાને થોભાવ્યો.

ક્ષણભર તો અમે એકબીજાંને મૂગાં મૂગાં જોઇ જ રહ્યાં. ભવાનીનો મારા પરનો સ્નેહ તેને અહીં દોડાવી લાવ્યો હતો તે મારી સમજમાં હતું. પરંતુ એ પ્રેમાવિષ્કારના પ્રત્યુત્તરમાં મારા તરફથી તો તેને નિરાશા જ મળવાની હતી એટલે હું એકદમ કશો શબ્દોચ્ચાર કરવાનું ધૈર્ય દાખવી શક્યો નહિ.

"બોલ, જેતુ ! હવે પાછો ફરી ક્યારે આવીશ ?" એ ભવાનીનો પ્રશ્ન મને બહુ વિલક્ષણ લાગ્યો. એક તો આજસુધી મને 'જયંતસિંહ' ના નામે બોલાવતી એ બાળાએ એ વખતે

મને ' જેતુ ' કહી આત્મીયતા દાખવી; બીજું મેં તેને પ્રત્યુત્તર આપી દીધો હતો અને મારે ફરીથી પંચાસરમાં આવવાનું કોઈ વિશિષ્ટ કારણ રહેતું નહોતું તે જાણ્યા પછી ભવાની મને આવું પૂછતી હતી.

મેં કહ્યું : " હવે તો કોણ જાણે ક્યારે ય આવવાનું બને. "

ભવાની બોલી : " એમ નહિ, પ્રાસાદની રચના જોવા નિમિત્તે પણ કોઇ કોઈ વાર આવીશ ને ? "

" ભવાનિ ! પ્રાસાદની રચનામાં હું કશું સમજતો નથી, પછી હું શામાટે આવું ? "

" આપણે પરસ્પર દર્શન પામીએ તે માટે. "

" તારા સંદેશાનો મારો પ્રત્યુત્તર તેં વાંચ્યો નથી લાગતો. "

" વાંચ્યો છે, તેથી હું નિરાશ નથી થઈ. "

" પિતા સમીપે લીધેલી પ્રતિજ્ઞા હું તોડી શકું તેમ નથી, મોઢેરક મેળવ્યા વિના હું લગ્ન કરી શકું તેમ નથી. "

" તેની કશી ચિંતા નહિ. મોઢેરક મળ્યા પછી વાત. "

" અરે ભવાનિ! એનો નિશ્ચિત સમય કાંઈ થોડો છે ? "

" અનિશ્ચિત સમય સુધી થોભતાં ભવાની થાકશે નહિ. "

" ભવાનિ! તને હજી ખબર નથી કે મેં મારા પિતા સમક્ષ કેવી પ્રતિજ્ઞા લીધી છે. મેં પિતાને વચન આપ્યું છે કે તમે જેવી રીતે બહારવટામાં દસ વર્ષ ગાળ્યાં તેવી રીતે દસ વર્ષ મને આપો, મારાથી બને તેમ કરી લેવા દો; હું મોઢેરક નહિ મેળવું ત્યાંસુધી પરણીશ નહિ અને જો મોઢેરક મેળવવામાં નિષ્ફળ જઇશ તો હું તમારાથી દોઢો બહારવટિયો થઈશ. આવા અસ્થિર ભવિષ્યવાળા જેતુની આશા રાખીને બેસી રહેવું એ તારે માટે મૂર્ખતા છે, ભવાનિ ! "

" પણ ધારી લે કે કાલે તને મોઢેરક મળે, તો તું મારા મનોભાવને સ્વીકારે ખરો ને ? "

"અહો ! એવો સુભાગી હું ક્યાંથી હોઉં ! એવા સુભાગ્યની કલ્પના પણ જો હું કરી શક્યો હોત તો રાણુજીની સમીપે મેં નિરાશા અને ઉદ્વેગથી આંસુ પાડ્યાં ન હોત."

"તો તું માની લે કે મારી અને તારી આશા જરૂર પૂરી થશે, જોતુ ! તું નિરાશા અને ઉદ્વેગ છાંડી દે અને કોઈ કોઇ વાર મને દર્શન દેવાની હા કહે."

એ આશાવાદિની બાળાના પ્રેમોદ્રેકે મારા પર તે ક્ષણે જય મેળવ્યો અને મેં કહ્યું: "તો ભવાનિ ! વળી કોઈક વાર આવીશ ખરો."

"એટલા વચનથી પણ હું સંતુષ્ટ રહીશ." એમ કહેતાં તેના વદન પર જે ઉમંગ ચમક્યો તે જોઇ રહેતાં મારી આંખો થાકી નહિ.

પણ હે વિંધ્યવાસિનિ ! તે જ ક્ષણથી મારા દુર્ભાગ્યનું ચક્ર વધુ જોરથી ફરવા લાગ્યું હતું તે તો મને આજે સમજાય છે.



## ઉલ્લાસ અગીઆરમો

### (૧)

ચિત્તની પરવશતા અનુભવતો હું પાટણમાં દિવસો ગાળતો હતો. ઘડીમાં ભવાની મારાં ચક્ષુઓ સમીપે આવીને ઊભી રહેતી, ઘડીમાં પિતાની મૂર્તિ મારી સામે દયાજનક દૃષ્ટિ કરી રહેલી હું જોતો. મારા ઉદ્વેગમાં પિતાનો આત્મા પણ જાણે ભાગ પડાવી રહ્યો હોય એવો મને ભાસ થતો.

મારી એ ઉદ્વેગવશ સ્થિતિ માતાના ધ્યાનમાં તો કાંઇ આવી નહિ, પણ કળીના ધ્યાનમાં આવ્યું કે પંચાસર જઇ આવ્યા પછી હું તદ્દન બદલાઈ ગયો છું. તેણે એક વાર મને પૂછ્યું પણ ખરું: "કુંવર ! પંચાસરથી તમે સાજાસમા ઘેર તો આવ્યા, પણ કાંઇ વળગાડ લેતા આવ્યા હો એમ લાગે છે."

એ સાંભળતાં જ મને શંકા આવી કે પેલા લોલકને મેં કાળા રેશમના કકડામાં વીંટી લઇને માદળિયું બનાવી બાહુ પર બાંધ્યું હતું તે હું પૂરી કાળજીથી છાનું રાખ્યા કરતો હતો છતાં તે કળીના જોવામાં તો નહિ આવી ગયું હોય? વળગાડના નિવારણ માટેનું એ કોઇ ચમત્કારિક સાધન હશે એમ તો તેણે નહિ માન્યું હોય?

મેં કૃત્રિમ સ્મિત કરીને કળીને પૂછ્યું : "તું ગાંડી છે કળી! પહેલાં તું માનતી હતી કે હું પંચાસરના કૂવાનો દેડકો બની જઇશ, હવે તું કહે છે કે હું કાંઈ વળગાડ લઇને પાછો ફર્યો છું!"

"તમે કહો કે ન કહો, પણ તમે બદલાઇ ગયા તો છો જ. રાણાજી તમને પંચાસરમાં રાખવા જ તેડી ગયા હતા, એ તો ખરું ને?"

"હા, તે તો સાચી વાત. પણ મેં ત્યાં રહેવાની ના કહી. વારુ, પણ તને એ વાતની નાગદામાં કેવી રીતે ખબર પડેલી?"

"માતુશ્રીને પૂછી જુઓ, તેમને ય એ વાતની ખબર હતી."

મેં એ વિષે માતા પાસે જઇને પૂછ્યું ત્યારે મને ખબર પડી કે વીરમનો એક વિશ્વાસુ સંદેશવાહક પાટણથી નાગદા મારા પિતાજીના કુશળ વર્તમાન પૂછવા ગએલો. મને એ માણસ ગયાની ખબર નહોતી; તે વખતે પિતાજીનું અવસાન થઇ ચૂકયું હતું; એ માણસે માતા પાસે જઇને પોતે મારા મિત્ર વીરમનો સંદેશવાહક છે એ વાતની પ્રતીતિ આપેલી અને પોતે તથા વીરમ પાટણથી મને પંચાસર તેડી જવા આવેલા એવી વાત કહેલી, તે ઉપરથી માતાને જે કાંઈ સમજાયું નહોતું તે કળીના સમજવામાં આવી ગએલું.

માતાએ એક વાર એકાંતમાં એ ખુલાસો કર્યો અને વિશેષમાં મને પૂછ્યું : "ત્યારે રાણાજી તને પોતાને ત્યાં રાખવા જ તેડી ગએલા કે બીજું કાંઇ કામ હતું?"

"તે મને પોતાનો સેનાપતિ બનાવીને જમીન–જાગીર આપવા ઇચ્છતા હતા, પણ મેં ના કહી. ત્યાં રહું તો મોઢેરક મેળવવાની આશા છોડી દેવી પડે."

માતાએ નિઃશ્વાસ નાંખી કહ્યું: "સાચી વાત, બેટા!"

"અને બા! તેમણે પોતાની પુત્રી વેરે મારું લગ્ન કરવાની માંગણી કરી, પણ........"

અને માતાની આંખોમાંથી દડ દડ કરતી આંસુની ધારા સરી પડી. તેનાથી કશું બોલી શકાયું નહિ. પુત્રને પરણેલો જોવાની માતાની આકાંક્ષાની પૂર્તિની આડે આવી રહેલી પુત્રની પ્રતિજ્ઞાનું સ્મરણ માતાને રડાવી રહ્યું. અત્યારે તો તેનું રોદન વધારે દુઃખના ઊભરામાંથી જન્મ્યું હતું. રાણા લૂણપસાક જેવાની રાજકુમારી માટેનું કહેણ પાછું ઠેલવું પડે એવી સ્થિતિ આવી પડી હતી.

કળીએ માતાને રડતી જોઇ તેથી તેણે કાંઈ કાંઇ અનુમાનો કર્યાં હશે, અને તે મને વળગેલા વળગાડ અંગેના પણ હશે.

( ૨ )

અર્જુનવર્માના આક્રમણ વખતે રાણા લવણપ્રસાદ પાટણમાં હતા. માળવી સેના સામેના સંરક્ષણ માટે સામું સૈન્ય લઇ જવાનો વ્યૂહ રચવામાં તે શામેલ હતા. તે વખતે તે ધવલક્ક પાછા ગએલા તે ચાર માસ સુધી પાટણમાં આવ્યા નહોતા! સોરઠમાં જાગેલો બખેડો શમાવવામાં તે રોકાઈ રહેલા હશે પરન્તુ ત્યારપછી અર્જુનવર્માએ વિજયોત્સવ ઊજવ્યો, લાટના ઠાકોરોને બોલાવી તેમની સાથે સંધિઓ કરી, નજરાણાં લીધાં, બંદર પર આવતા માલ ઉપર દાણ ઊઘરાવ્યું અને એવા બધા સમાચાર પાટણ પહોંચવા લાગ્યા ત્યાંસુધી રાણા પાટણમાં દેખાયા નહોતા, તે હવે આવ્યા હતા.

આવતાં વાંત મને તેમણે બોલાવ્યો અને અર્જુનવર્માના આક્રમણ સંબંધી હકીકત પૂછી. મેં જે કાંઇ મહારાજ ભીમદેવને કહ્યું હતું તે બધું તેમને કહ્યું. એ સાંભળી રહીને તે બોલ્યા:

" જેતુ! સોરઠમાં બખેડો જાગ્યો હતો તે દેખાવે નાનો હતો, પણ અંતરંગમાં મોટો હતો. ભૃગુકચ્છનો શંખ પ્રભાસને બંદરે સેના ઉતારવા ઇચ્છતો હતો તેવી મને ખબર મળી હતી. એ તો ઠીક થયું કે માળવી સેના લાટ તરફ ગઇ એટલે શંખને ત્યાં રોકાઈ રહેવું પડ્યું, નહિતો માળવી સેનાની સામે હું જાત તો પાછળ સોરઠ ગુમાવી બેસવું પડત. "

આ નવા સમાચાર સાંભળીને હું ઢીલો ગયો. રાણાજી સોરઠમાં નકામા રોકાઈ રહ્યા નહોતા એવી છાપ મારા મન પર પડી, પણ તે સાથે પાટણની નબળાઇનો મને વધુ ખયાલ આવ્યો. ધુન્ધુલે પાટણની અવગણના કરી હતી, માળવાએ લાટ પડાવી લીધું હતું, અને શંખ સોરઠ પડાવી લેવા ઇચ્છતો હતો: ખરેખર, ગુજરાત વીંખાતું જતું હતું, તેનો પ્રતાપ નિઃસંશય ઘટતો જતો હતો.

મેં ચિંતાતુર થઇને પૂછ્યું : " રાણાજી! આ બધા ઠાકોરો અને મંડલેશ્વરો આમ પાટણની અવગણના જ કર્યા કરશે તો આપણે જરૂર જોખમમાં આવી પડીશું. "

" બીજાઓ કોણ અવગણના કરતા હોવાનું તને લાગે છે? "

" હું નાગદા ગયો હતો મારી બાને અહીં તેડી લાવવા. મને જણાયું કે જૈત્રસિંહને ગુજરાતની જરાએ પરવા નથી. નડ્ડુલ અને ઝાલોર જૈત્રસિંહની મુઠ્ઠીમાં છે. ચંદ્રાવતિનો પરમાર આપણને અનુકૂળ ખરો, પણ સોમ* પરમાર જ્યાં ત્યાં પાટણનું ઘસાતું બોલે છે. બાકી તો પાટણના મંડલેશ્વરો સંબંધે આપ જાણો તેટલું હું કાંઇ જાણું? "

મારું કથન સાંભળીને રાણાજી જાણે ઊંડા વિચારમાં પડી ગયા.

તેમણે મને ઓચિંતું પૂછ્યું: " અત્યારે તારા હાથમાં કયો અધિકાર છે? "

" પાંચ હજાર સૈનિકો :મને મહારાજે સોંપ્યા છે તે જ. "

---

* પરમાર ધારાવર્ષનો પુત્ર.

"સોરઠના દેશપતિ તરીકે મોકલું તો જઇશ ?"

મને લાગ્યું કે રાણાજી અત્યારે મારા પર પ્રસન્ન થયા છે, તો મોઢેરક માટે ઉચ્ચાર કરું ? પણ વળી વિચાર થયો કે ના, જીવ ! એવી અધીરાઇ સારી નહિ. એટલે હું એ વિષે કશું બોલ્યો નહિ, માત્ર રાણાજીના પ્રશ્નનો ઉત્તર આપતાં મેં કહ્યું: " આપની આજ્ઞા હશે તો જઇશ. "

"વા......રુ, હું મહારાજને પૂછી જોઇશ. તું હમણાં પંચાસર જઇ આવ્યો, પણ કોઇ વાર ધવલક્ક આવતો નથી."

"આપની આજ્ઞા હશે તો આવીશ."

"જરૂર આવજે. પાંચ-સાત દિવસ પછી હું જવાનો છું, પછી આવજે. વારુ, પંચાસરમાં એક સરસ રાજપ્રાસાદ બંધાય છે તે જોયો ને ?"

"જી હા, જોયો, હજી તો પ્રારંભ માત્ર છે, પણ બહુ સારો થશે એમ લાગે છે."

"થોડા દિવસ પહેલાં હું અને વીરધવલ બેઉ તે જોઇ આવ્યા ધીરેધીરે પણ બહુ સુંદર કામ થાય છે. વીરધવલને ય એવો એકાદ પ્રાસાદ ધવલક્કમાં બંધાવવાનું મન થઇ ગયું."

"તો બંધાવો; પહેલાં તે માટે કોઇ નિષ્ણાત સ્થપતિ શોધી કાઢવો જોઇશે."

"મને તો એવા કામ માટે જોઇતી નિરાંત નથી. કુંવરને ગમે તેમ કરે...વારુ ત્યારે, મારે તારા સંબંધે એક વાત મહારાજને પૂછવાની, અને તારે થોડા દિવસ પછી ધવલક્ક આવવાનું, ઇતિ, હવે તું જઇ શકે છે."

હું નમન કરી ચાલતો થયો.

સોરઠના દેશપતિનું પદ મારી નાની ઉંમરના પ્રમાણમાં મોટું હતું, પરંતુ રાણાજીને જો હું એ પદ માટે યોગ્ય લાગતો હોઉં તો મારાથી ના ન જ પડાય.

મેં ઘેર આવીને માતાને એ વાત કહી, કળીએ પણ તે સાંભળી. રાણાજીએ મને ધવલક્ક આવવાની આજ્ઞા કરી એ વાત પણ મેં કહી. કળી બોલી: " એમાં તમારા સ્વાર્થ કરતાં રાણાજીનો સ્વાર્થ વધુ હશે. "

કળીના એ ઉદ્‌ગારથી મને તેના પર રોષ ચડચો. મેં કહ્યું: " કળી ! જૈત્રસિંહનું લૂણ હજી તારા પેટમાં ખદબદતું હોય એમ લાગે છે. મારી પાસે ફરી કોઈ વાર આવું ન બોલીશ. "

કળી છોભીલી પડી ગઈ. ત્યારપછી દસેક દિવસ વીત્યે હું ધવલક્ક ગયો ત્યાંસુધી તે જાણે મારાથી ડરતી હોય તેમ દૂર ને દૂર રહેતી. સહજમાં હસીને વાત કરતી કળીના હોઠ ત્યારથી જાણે સિવાઈ ગયા હોય એમ મેં જોયું.

(૩)

હું ધવલક્કના રાજગઢમાં દાખલ થયો કે તુરત મને દૂરથી જોઈને રામપાલ મારી સામે દોડતો આવ્યો અને ખૂબ વહાલથી ભેટચો. પહેલાં મારા ઘોડાને દોરીને તે ઘોડારમાં લઈ ગયો, પછી તે મને પોતાના નિવાસસ્થાનની ઓરડીમાં લઈ ગયો અને નવાં જૂનાં સંભારણાં કાઢી વાતો કરી. હું પહેલાં યુવરાજને રસોડે જમતો એટલે મારો વિચાર ત્યાં જ જવાનો હતો, પરન્તુ રામપાલ હું આવ્યો હોવાના સમાચાર રાણાજીને આપીને પોતાની સાથે તેમને રસોડે જમવા મને તેડી ગયો. રસોડામાં બીજી વડારણોની સાથે તેની નાની બહેન અંબા રસોઈનું કામ કરતી હતી, તેણે અમને બેઉને ભોજન પીરસ્યું અને અમે જમ્યા. રાત્રે રામપાલે મને પોતાની ઓરડીમાં જ આરામથી સૂવાની વ્યવસ્થા કરી આપી.

બીજે દિવસે સવારમાં રાણાજીએ મને પોતાના મંત્રણાખંડમાં એકાંતમાં બોલાવ્યો. હું નમન કરીને તેમની સમીપે બેઠો.

" કાલે સાંઝે તું આવ્યો, ખરું ને જેતુ ? "

" જી હા, રામપાલની સાથે જ નિવાસ રાખ્યો છે. "

" ભલે, પંચાસરમાં રહ્યો'તો, તેમ અહીંય થોડા દિવસ રહે."

"પહેલાં પણ હું રહેલો છું, મને અહીં ગોઠે છે; ઘણા જુના સાથીઓ અત્યારે પણ અહીં છે. આપની આજ્ઞા છે તો રહીશ."

રાણાજી બોલ્યા: "સામંતસિંહને સોરઠથી પાટણ બોલાવવા છે, એટલે તને ત્યાંના દેશપતિ તરીકે મૂકવાની વાત મહારાજે સ્વીકારી છે, પણ હજી રત્નપાલ શેઠને કાને વાત નાંખવાની બાકી રહી છે; હું હવે પછી પાટણ આવીશ ત્યારે તેમને પૂછી લઇશ."

"ભલે, શેઠજીની પણ મારા પર મીઠી દૃષ્ટિ છે."

"હા, એટલે વાંધો નહિ આવે. અને તારાં માતુશ્રીને પણ ત્યાં જ લઇ જઇશ ને? પ્રભાસમાં તારે મોટે ભાગે રહેવું પડશે."

"હા, એમ જ કરીશ."

"હજી તું પરણ્યો નથી, ખરું? હવે તું મોટો બધો થઇ ગયો છે, પરણતો કેમ નથી?"

"આડે ઘણાં વિઘ્નો છે, રાણાજી!"

"એમાં વિઘ્નો શાનાં? આ રામપાલની બહેન બરાબર તારા યોગ્ય છે; બોલાવું રામપાલને?"

"ના જી, હું એમ સહજમાં પરણી શકું તેમ નથી."

"એમાં શો વાંધો છે? અંબા સોળ વરસની હશે."

"પણ અત્યારે હું પરણી શકું તેમ નથી."

"કારણ શું છે?"

"કારણ ઘણું મોટું છે."

"મને કહેવામાં વાંધો છે?"

ક્ષણવાર વિચારીને મેં કહ્યું: "આપ મારા હિતચિંતક વડીલ છો. આપને કહેવામાં વાંધો ન હોય. આપ જાણો છો કે મોઢેરક મંડલ પાછું મળે એવી મારા પિતાજીની ટેક હતી. એ ટેક મેં માથે લઇને મેં તેમનું બહારવટું છોડાવેલું. જ્યાંસુધી મોઢેરક મને પાછું ન મળે ત્યાંસુધી નહિ પરણવાની પિતાજીની સમક્ષ મેં પ્રતિજ્ઞા લીધી છે."

"સમજ્યો." ક્ષણભર થોભીને રાણાજી બોલ્યા: "મોઢેરક

મંડલ તને પાછું મળે તે માટેની વ્યવસ્થા હું કરી આપું."

"તો આપની કૃપા, પણ..." હું જરા અચકાયો.

"પણ શું? મોઢેરક તને પાછું મળવાથી તારે ત્યાંનો કારભાર સંભાળવો પડશે તેની ચિંતા નથી. તે ઉપરાંત તું સોરઠના દેશપતિ તરીકે જઇ શકીશ."

"હું એમ નથી કહેતો..."

"ત્યારે?"

"આપ સૂચવો છો તે લગ્ન તો હું નહિ કરી શકું." મેં સ્પષ્ટતા કરી.

"રામપાલ ચોહાણ કુળનો રજપૂત છે, તેની તને ખબર છે? ચોહાણ કુળ સોલંકીઓ કરતાં જરાએ ઊતરતું ન માનીશ. તારી માતાને પૂછી જોજે."

"હું ચડતા–ઊતરતા કુળની વાત નથી કહેતો; અંબાને મેં જોઇ પણ છે, સ્વરૂપવતી અને ડાહ્યી બાળા છે; તેની યોગ્યાયોગ્યતાનો પ્રશ્ન પણ હું નથી કરતો; પરન્તુ હું અત્યારે પરણવા નથી ઇચ્છતો."

"છ માસ પછી, વરસ દિવસ પછી તારે પરણવું હોય તો તેમ કહે."

રાણાજી મને વધુ ને વધુ સંકડાશમાં ભિડાવ્યે જતા હતા. દિલની વાત હું તેમની સમક્ષ કહેવા ઇચ્છતો નહોતો. બહાનાં કાઢવાનો માર્ગ બંધ થઇ ગયો હતો. હું બોલ્યો: "એ લગ્નના સાટામાં મને મોઢેરક મંડલ મળવાનું હોય કે સોરઠના દેશપતિનું પદ મળવાનું હોય, તો તે કશું મને જોઇતું નથી."

રાણાજી ચમક્યા અને ક્ષણભર થોભીને બોલ્યા: "અરે જેતુ! તને ખબર છે કે તું શું બોલે છે? કોની આગળ બોલે છે?"

"મારા પર અનેક ઉપકારો કરનાર રાણાજી સમક્ષ આવું કહેતાં મારા દુઃખનો પાર નથી, પણ હું લાચાર છું."

"મૂરખ ન થા, જેતુ! અત્યારે તારો છેલ્લો જવાબ હું નથી

માંગતો. પાટણમાં જે કોઈ તારું હિતચિંતક હોય તેને પૂછીને મને એક માસની અંદર જવાબ આપજે."

રાણાજીને વધારે અપ્રસન્ન કર્યા વિના આ ભીંસમાંથી છૂટવાનો માર્ગ એ જ હતો કે મારે છેલ્લો જવાબ ભવિષ્ય પર લટકતો રાખવો. એટલે મેં જવાબ આપ્યો: "જેવી આપની આજ્ઞા."

તત્ક્ષણ રાણાજીને નમન કરીને હું ઊઠ્યો, તે વખતે મારું ચિત્ત ગૂંચવાઈ ગયું હતું. રાણાજીએ મને ધવલક્ક આવવાનું સહજ આમંત્રણ આપ્યું હતું કે કેવળ આ હેતુપુરઃસર જ ? રામપાલ મને વહાલપૂર્વક ભેટ્યો, તે મને પોતાને નિવાસસ્થાને લઈ ગયો, રાણાજીને રસોડે અંબાએ ભાણું પીરસ્યું અને હું જમ્યો, એ બધી કાર્યધારા અણચિંતવી તો ન જ હોય !

મારી છાતી ધડકી રહી. કળી મારી દૃષ્ટિ સમીપે આવી ઊભી. તેના શબ્દો સ્મૃતિમાં ઊભરાયા. મનમાં હું ભોંઠો પડી ગયો. મોઢેરક વધારે દૂર સરતું લાગ્યું. નિરાશાનો ગાઢો થર હૈયા પર પથરાવા લાગ્યો.

મનમાં તો હતું કે જેમ પંચાસરમાં રહ્યો હતો તેમ ધવલક્કમાં પણ એકાદ સપ્તાહ હું ગાળીશ, પરંતુ હવે મને ત્યાં ગોઠે તેમ નહોતું. સાંઝ સુધીનો સમય મેં માંડમાંડ ખુટાડ્યો અને રાત્રે રાણાજીની વિદાય મેળવી લઈ પરોઢ થતાં જ હું ધવલક્ક છોડી ગયો.

( ૪ )

માતા અને કળીને મેં કહેલું હતું કે પાંચ–સાત દિવસ તો હું ધવલક્કમાં ગાળીશ, તેને બદલે હું માત્ર ત્યાં બે જ દિવસ રોકાઈને તુરત પાટણ પાછો વળું તો તેઓને જરૂર અચરજ થાય. તેમને સંતોષ આપી શકું એવું કોઈ બહાનું મને જડ્યું નહિ. આ ઉદ્વેગજનક સમાચાર માતાની જાણમાં આવવા દેવા હું ઇચ્છતો નહોતો એટલે ધવલક્કથી સીધા પાટણ જવાને બદલે બે ચાર દિવસ મંડલીમાં રોકાઈને પછી પાટણ પહોંચું તો ઠીક એવો વિચાર આવતાં મેં પાટણનો માર્ગ છોડી મંડલીનો માર્ગ પકડ્યો.

મંડલીમાં મારા સહાધ્યાયીઓ તો બહુ રહ્યા નહોતા પણ ત્યાં આશાદિત્ય ભટ્ટ હતા, કેદાર હતો, આચાર્ય વેદગર્ભરાશિ હતા, બીજા અધ્યાપકો હતા, તેમના સમાગમમાં થોડા દિવસ ટૂંકા કરવા એ મુશ્કેલ નહોતું. કેદાર મંડલી આવવા મને ખૂબ આગ્રહ કરી ગયો હતો, અને તેના પિતા મને જોઇને રાજી થાય એ સ્વાભાવિક હતું.

મંડલીનો મૂલનાથદેવનો મઠ તેનો તે જ હતો પણ તેનું પહેલાંનું નૂર ઓછું થઇ ગયું હતું એમ મને જણાયું. અધ્યાપકો પહેલાં કરતાં ઓછા હતા, વિદ્યાર્થીઓ ઓછા હતા, વર્ગો ઓછા કરી નાંખવામાં આવ્યા હતા અને એમ કરવાનું કારણ જ્યારે મેં આશા ભટ્ટને પૂછ્યું ત્યારે મને માલૂમ પડ્યું કે મઠની આવક ઓછી થઈ હતી, વધારે આવકનું સાધન આપવા મહારાજે ના કહી હતી, લોકો તરફનાં દાન ઘટી ગયાં હતા, એટલે પાઠશાળાના ખર્ચ ઉપર કાપ મુકાયો હતો. પાટણની મોળી દશાનો પડઘો ત્યાં પણ પડી રહ્યો હતો.

મંદિરના અને પાઠશાળાઓના જુના પરિચયીઓ મને જોઇને આનંદ પામ્યા. આશા ભટ્ટે મારી માતાના કુશળ વર્તમાન પૂછ્યા અને મારા પિતાના અવસાન માટે શોક વ્યક્ત કર્યો. મેં મહારાજ ભીમદેવને પ્રસન્ન કરીને પાટણમાં જે સ્થાન જમાવ્યું હતું તે આશા ભટ્ટને મન પરમ આનંદની વાત હતી.

રાત્રે હું, કેદાર અને આશા ભટ્ટ બ્રહ્મપુરીમાંના તેમના નિવાસ-સ્થાનમાં નિરાંતે વાતો કરતા બેઠા. અર્જુનવર્માએ કરેલા આક્રમણ વખતે મારે ઘણા દિવસ વિંધ્યાચળની ટેકરીઓમાં સૈન્ય સાથે ગાળવા પડેલા તે વખતના અનુભવોની મારી કથની બાપદીકરાએ રસભેર સાંભળી. વાતમાં રાણા લૂણપસાકનું નામ આવ્યું એટલે તુરત આશા ભટ્ટ બોલ્યા: "હા, એ રાણા લૂણપસાકની પુત્રી તો કોઈ અલૌકિક રત્ન છે, જેતુ! રાણાજીની સાથે તું પંચાસર ગયો હતો એમ રાણાજી કહેતા હતા, એટલે તેં તેને જોઇ તો હશે જ."

"હા, કુંવરી ભવાનીની વાત પૂછો છો ને?"

"હા !" આંખો વિસ્ફારીને ભટ્ટજી બોલ્યાઃ "તેના રૂપલાવણ્યમાં તો કશું કહેવાપણું નથી, પરન્તુ કેવી તેજસ્વી છે તેના હાથની રેખાઓ ! કોઇ ચક્રવર્તી રાજાની રાણી થાય એવું એનું ભવિષ્ય છે."

"તમે સામુદ્રિક વિદ્યા જાણો છો ?" મેં ચમકીને પૂછ્યું.

"ના રે ભાઈ ! એ તો હું રાશિજી સાથે પંચાસર ગએલો, એટલે તેમના કહેવાથી જાણું."

"તેટલા માટે જ તમે ગએલા ?"

"હા ભાઇ ! ધવલક્કના રાણાનો કાંઇ સંદેશો રાશિજી પર આવ્યો હશે, એટલે ત્યાં બંધાતો પ્રાસાદ જોવાને રાશિજી ગએલા અને મને સથવારા માટે સાથે લઇ ગએલા. પણ પ્રાસાદ જોવાનું તો માત્ર મને મિષ જ લાગ્યું. અને પ્રાસાદમાં હજી જોવા જેવું શું છે ? થોડું જ બાંધકામ થયું છે; પણ એ મિષે પ્રાસાદનું કામ સંભાળતી કુંવરીને મળીને તેની હસ્તરેખાઓ રાશિજીએ જોઈ લીધી !"

"આ ક્યારની વાત તમે કહો છો ?"

"એકાદ મહિનો થયો હશે. અમે ગયા તે પહેલાં ધવલક્કથી રાણાજી અને યુવરાજ પણ પ્રાસાદનું કામ જોવા ગએલા."

"હા, એ વાત તો મને સ્વયં રાણાજીએ જ કહેલી અને એમ પણ કહેલું કે એવો પ્રાસાદ ધવલક્કમાં બંધાવવાનું યુવરાજને મન થઈ ગયું હતું."

"ત્યારે તે વાત બરાબર મળી રહી."

પણ, બિચારા ભટ્ટજીને ખબર નહોતી કે તેમની વાતે મારા હૈયામાં ઊથલપાથલ મચાવી મૂકી હતી. ભવાની ઉપર કોઈ નવું અરીષ્ટ ઊતરવાના ભણકારા મને સંભાળાતા હતા; અને મારા પર ઊતરી રહેલા અરીષ્ટનો એ અરીષ્ટ સાથે સંબંધ હોય તેવી શંકા મને આવતી હતી.

પરિણામે મંડલીમાં પણ એકાદ દિવસથી વધુ સમય હું રોકાઈ શક્યો નહિ. મારા દિલની બેચેની વધતી જતી હતી અને

તેનું નિવારણ શોધવાને પાછો સત્વર ઘેર પહોંચી જઉં એમ મનમાં થવા લાગ્યું હતું. એટલે કેદારના આગ્રહને માન્ય રાખ્યા વિના માત્ર એક રાત્રિ ગાળીને બીજા દિવસના પ્રભાતમાં હું પાછો પાટણ તરફ વિદાય થઇ ગયો.

( ૫ )

હું મંડલી થઇને પાટણ આવ્યો, છતાં માતાને વાયદો આપી ગયો હતો તે કરતાં વહેલો પાછો ફર્યો હતો. માતાએ પૂછ્યું પણ ખરું: "કેમ બેટા, કાંઈ ઉતાવળે પાછો ઘેર આવતો રહ્યો?"

"કાંઇ ખાસ કામે ન ગયો હોઉં તો પછી પરગામ વધુ દિવસ ભાંગવાનો શો અર્થ?"

તે સમયે કળીની આંખો પૂછી રહી હતી કે 'ધવલક્કના રાણાએ કઇ કઇ વાતો કરી તે તો કહો,' પણ એ વાત કોઇને કહેવા જેવી નહોતી. કળી પાસે તો તે કહેતાં છોભીલા પડી જવાય તેમ હતું, એટલે મનની વાતને મેં મનમાં જ દાબી રાખી. મારા મ્હોં પરની રેખાઓ પરથી પણ કોઇ મારી નિરાશા કળી ન જાય તે માટે હું સાવધાનતાથી વર્તવા લાગ્યો.

બીજે જ દિવસે પંચાસરથી એક ઘોડેસવાર આવ્યો અને તેણે મારા હાથમાં એક પત્ર મૂક્યો. ભાતીગર ચુંદડીના વેષ્ટનવાળો એ પત્ર ભવાનીની પ્રેમપત્રિકા જ હોય એમ સમજતાં મને વાર ન લાગી.

હા, તે પ્રેમપત્રિકા હતી, દૈવી પ્રેમોદ્રેકથી ભરેલી પત્રિકા હતી. તેમાંના દુહાનું મને અત્યારે સ્મરણ નથી, તેમાંના પ્રેમોદ્‌ગારની વાણી આજે સાંભરતી નથી, પરન્તુ ભવાનીનો મારા પ્રતિનો પ્રેમ કસોટીની સરાણ પર ચડી ચૂક્યો હતો તેનો સાક્ષાત્કાર કરાવનારી ઘણી વીગતો તેમાં લખેલી હતી.

તેમાં લખ્યું હતું કે કેટલાક દિવસ ઉપર ધવલક્કના રાણા લવણપ્રસાદ અને તેમનો યુવરાજ પંસાયરના પ્રાસાદનું કામ જોવા

ગયા હતા ત્યારે રાણા લૂણપસાકે તેમનો સત્કાર કર્યો હતો. તે વખતે પ્રાસાદનું કામ તપાસી રહેલી ભવાની દૃષ્ટિએ પડતાં રાણાજીની મુખ-મુદ્રા એકદમ ચમત્કૃત બની ગઈ હતી. રાણાજીએ ભવાનીની મુખમુદ્રાનું અવલોકન અનેક મિષે અનેક વાર કર્યું હતું અને તેથી ભવાનીને કાંઈક ક્ષોભનો અનુભવ પણ કરવો પડ્યો હતો. બીજે દિવસે પિતા–પુત્ર બેઉ પાછા ધવલક્ક ગયા અને ત્યારપછી પંદરેક દિવસે રાણાએ યુવરાજ વીરધવલ માટે ભવાનીનું માંગું કર્યું હતું!

એ વાત શું સંભવિત હતી? વીરધવલના અંતઃપુરમાં તો સોરઠની જયતલદેવી વિરાજતી હતી, તો પછી ભવાનીનું માંગું તે શામાટે કરે?

પણ ભવાનીએ એ વાત પત્રમાં લખી હતી, તો તે કાંઈ ખોટી ન જ હોય. ધવલક્કના રાણાની આજ્ઞાથી રાશિજી અને આશા ભટ્ટ ભવાનીની હસ્તરેખાઓનું નિરીક્ષણ કરી આવ્યા હતા એ પણ ખોટું ન હોય. ભવાનીને પુત્રવધૂ બનાવવાનો લોભ રાણાજીમાં જાગ્યો હતો એમાં હવે શંકા જેવું ન હતું.

પરન્તુ જે વાત ભવાની જાણતી નહોતી તે વાત હું જાણતો હતો કે ભવાનીનો અને મારો પરસ્પરનો પ્રેમ લવણપ્રસાદને કાને પહોંચી ચૂક્યો હતો અને તેથી જ એ ચતુર રાણાએ મને મોઢરેકની લાલચ આપીને બીજી કન્યા વેરે પરણાવવાનો અને સોરઠના દેશપતિને પદે પાટણથી દૂર કાઢવાનો પ્રપંચ આદર્યો હતો!

ખરેખર, રાણા લવણપ્રસાદના હૈયાનો તાગ મેળવવો એ મારા જેવાને માટે દુષ્કર કાર્ય હતું. એ પ્રપંચલીલાનું ભાન થયા પછી મને રાણાનાં અનેક કાર્યોમાં કાંઈ ને કાંઈ ભેદલીલાનો ભાસ થવા લાગ્યો, તેમની અમૃતમીઠી વાણીમાં કેવળ જાદૂગરી દેખાવા લાગી, તેમની બધી પ્રવૃત્તિમાં કોઈ અનેરી સાવધાનતા સમજાવા લાગી.

અને આ લીલાનું રહસ્ય આટલું જ નહોતું. તેનું પૂરું ઉંડાણ તો હું ઘણું મોડું માપી શક્યો.

❁

# ઉલ્લાસ બારમો

## (૧)

એક મહિનો મને રાણા લવણપ્રસાદે વિચાર કરવા અને હિતચિંતકોની સલાહ લેવા આપ્યો હતો તે વીતી ગયો, એટલે મેં ધાર્યું કે હવે મને રાણાજી છેલ્લો ઉત્તર આપવા બોલાવશે; પરંતુ બીજો એક મહિનો ગયો, એટલી વારમાં રાણાજી બે ત્રણ વાર પાટણમાં આવ્યા અને ગયા, પણ મને તેમણે બોલાવ્યો નહિ કે કશું પૂછ્યું પણ નહિ. હું વણબોલાવ્યો મારી મેળે ઉત્તર આપવા તો જવાનો જ ન હોતો, કારણકે રાણાજીએ સૂચવેલું લગ્ન કરવા હું ઇચ્છતો નહોતો.

રાણાજી કેવા ચતુર પુરુષ! પાટણમાં મારું અને તેમનું મિલન થાય એવા અનેક પ્રસંગો આવ્યા હતા પણ તે વખતે તેમણે પોતાના મનમાં પડી ગએલી આંટીનું જરા પણ દર્શન થવા દીધું નહિ. તેમણે મને મારી બીલસેના વિષે એક વાર પૂછેલું અને મેં તેનો ઉત્તર આપેલો, પણ તેમણે ન તો મોઢરેક વિષે કશો ઉચ્ચાર કર્યો કે ન તો મને સોરઠ મોકલવા વિષેની વાત પુનઃ છેડી. મારી પ્રત્યેનો પહેલાંનો મમતાભાવ જરાએ ઓછો થયો નથી, એવું દર્શન તેમના વદન પરથી કે વાણી પરથી કોઇને થયા વિના રહે નહિ.

મને ભય હતો કે તે દાવ આવ્યે મારી સોગઠીને માર્યા વિના રહેશે નહિ, તેમના સૂચનનો મેં અસ્વીકાર કર્યો તેનો રોષ ઇતર કોઇ પણ રીતે તે પ્રકટ કર્યા વિના રહેશે નહિ; પણ મારો એ ભય સાચો પડવાનાં કોઈ ચિહ્નો જોવામાં આવતાં નહિ. મેં માન્યું કે તેમના મનમાં મારી પ્રત્યે રોષ તો પૂરો જન્મ્યો હશે, પરન્તુ એવા મોટા માણસને મારા જેવા નાના માણસ પર પ્રકટ દ્વેષ દાખવતાં સંક્ષોભ થતો હશે.

અને પાટણમાં મારું સ્થાન–સંમાન એવું હતું કે સહજમાં મને કોઇ મસળી નાંખી શકે નહિ. મહારાજ ભીમદેવની મારા પર કૃપા હતી. મહામંત્રી રત્નપાલ શેઠનો મારી પ્રત્યે પક્ષપાત હતો. સાંધિવિગ્રહિક બહુદેવ પહેલાં તો મારો કશો હિસાબ ગણતો નહિ,

પરન્તુ અર્જુનવર્માએ હાથ કરેલું દહિવદ હું પાછું મેળવીને આવ્યો ત્યારથી તેના મનમાં પણ મારું કાંઇક મૂલ્ય વસ્યું હતું. કેટલાક સેનાની ઠાકોરો મારા મિત્ર સમા હતા અને સેનાપતિ મને પોતાના હાથની દસ આંગળીઓમાંની એક આંગળી જેટલું મહત્ત્વ આપતા. રાણાજીનાં સંક્ષોભનું આ એક કારણ પણ હું મારા મનથી કલ્પતો હતો.

મેં સંકલ્પ કરી રાખ્યો હતો કે જ્યાંસુધી મહત્ત્વનું કારણ ઉપસ્થિત ન થાય, ત્યાંસુધી રાણાજીની પ્રપંચલીલા મારે કોઇને કહેવી નહિ. રાણાજીએ પોતે પોતાના મનનો રોષ જો મનમાં જ શમાવી લીધો હતો તો મારે તેમની કીર્તિને ઝાંખપ લાગે તેવું વર્તન શા માટે કરવું જોઇએ ?

રાણા લૂણપસાક મનમાં તો અકળાઈ ગયા હશે, પણ તેમણે સમજી વિચારીને ભવાનીના વીરધવલ માટેના માંગાની વાતને દાબી દીધી. તેમના કે ભવાનીના દુઃખમાં વધારો ન કરવાને મેં પણ રામપાલની બહેન વેરે મને પરણાવવાની રાણા લવણપ્રસાદની વાત તેમના કોઇના જાણવામાં આવવા દીધી નહિ.

આ સ્થિતિમાં કાળ વહન થયે જતો હતો. એવામાં મહારાજ ભીમદેવે સોમનાથની યાત્રાએ જવાનો સંકલ્પ પ્રકટ કર્યો અને બસો બસો સૈનિકોની પાંચ સેનાઓ પાંચ જુદા જુદા સેનાનીઓની સરદારી હેઠળ સાથે જવાની હતી તેમાંની ભીલોની પાયદળ સેના લઇને સાથે જવાની મને આજ્ઞા થઇ.

( ૨ )

સોમનાથની યાત્રાએ જવાનો મહારાજનો સંકલ્પ અનેક વાટાઘાટો અને બાંધછોડ પછી પ્રકટ થયો હતો.

લાટ ગયું અને રાણા લવણપ્રસાદના કથનથી જાણવામાં આવ્યું કે સોરઠ ઉપર પણ ભય હતો, ત્યારથી સાંધિવિગ્રહિક બહુદેવ ચિંતામાં પડી ગયો હતો. તત્કાળ તો રાણાજીએ એ ભય રહેવા

દીધો નહોતો, પણ સોરઠનું મંડળ જોઇએ તેવું મજબૂત નથી એમ તો તેને લાગ્યું હતું.

બહુદેવના સૂચનથી મહામંત્રીએ દૂત મોકલી દેશપતિ સામંતસિંહ પાસેથી સોરઠની મજબૂતીની વીગતો મંગાવી તો માલૂમ પડયું કે રાણા લવણપ્રસાદનાં સગાં અને આશ્રિત ઠાકોરો દેશપતિની ખૂબ પજવણી કર્યા કરે છે. તેઓ કોઈવાર ગામડાં ભાંગે છે, કોઇ વાર ખેડુતો પાસેથી રાજભાગ ઊઘરાવી જાય છે, કોઇ વાર ખેતીમાં ભંજવાડ કરે છે અને ધીરે ધીરે ગામડાં તેમના અંકુશ હેઠળ જતાં રહે છે એટલે તેઓ ગામેતી બની બેસે છે. દેશપતિ ઉપર રાણાજીની શેહ પડવાથી તે કશું બોલી શકે નહિ અને સોરઠમાંની ગુર્જરેશ્વરની આણ ઢીલી પડતી જાય એ સાંધિવિગ્રહિક અને મહામંત્રી બેઉને વસમું લાગવા માંડયું હતું. આનો ઉપાય કરવાને એક વાર સ્વયં ભીમદેવ મહારાજે પ્રવાસે જઇને આણ વર્તાવવી જોઇએ એવો એ બેઉનો અભિપ્રાય હતો.

એ અભિપ્રાયને બીજી દિશાએથી પુષ્ટિ મળી, તે રાજજ્યોતિષી સિંધુ ભટ્ટ તરફથી. મહારાજના જીવનમાં પુત્રયોગ સામેના અંતરાયો હજી પૂરા થએલા સિંધુ ભટ્ટને દેખાતા નહોતા, તેથી જો મહારાજ એક વાર સોમનાથની યાત્રા કરે અને ત્યાં પુત્રેષ્ટિ યજ્ઞ કરે તો બધા અંતરાયોનું વિદારણ થાય એમ સિંધુ ભટ્ટના કાનમાં આકાશના ભણકારા ... ના પડો કહી જતા હતા! આ પ્રસંગે તેમણે મહારાજને સ્મરણ કરાવ્યું: "પ્રભુ! હવે સોમનાથની યાત્રાનો અને યજ્ઞનો સમય પરિપક્વ થઇ ગયો છે, માટે તેમાં જરાએ પ્રમાદ કર્તવ્ય નથી."

પરંતુ એ સામે રાણા લવણપ્રસાદનો વિરોધ હતો. તેમનું કથન એ હતું કે મેવાડનો રાણો જૈત્રસિંહ ગુર્જરેશ્વરની આણ ન માનતો હોય એવી રીતે ચાલુ અવગણના કર્યા કરે છે, ચડ્રાવલિનો યુવરાજ પાટણનું વાંકું બોલ્યા કરે છે, ગોદહકના ઘુગ્ઘુલ ઉપર માળવાની શેહ પડે છે, અને ઝાલોર ઉપર મુસલમાનોએ હજી હમ-

ણું જ આક્રમણ કરીને લૂંટ ચલાવી હતી;* એવે સમયે મહારાજ પાટનગરથી દૂર રહે કે લાંબે પ્રવાસે જાય એ પાટણની સુરક્ષિતતા માટે જોખમભર્યું છે. અને પછી તો રાણાજીએ મને પોતાના કથનની પુષ્ટિમાં બોલાવ્યો. મેં રાણાજીને પાટણની નિર્બળતા વધતી જતી હોવાનાં જે દૃષ્ટાંતો આપ્યાં હતાં તે જ દૃષ્ટાંતો તેમણે મહારાજ સમક્ષ મૂક્યાં હતાં, એટલે સ્વાભાવિક રીતે જ એ બધી વાતો યથાર્થ હોવાનું મેં જણાવ્યું. પોતાના અભિપ્રાયને મહારાજની સમક્ષ એ રીતે મારી પુષ્ટિ મળી તેથી રાણાજી પ્રસન્ન પણ થયા હશે.

અને બીજો વિરોધ આવ્યો રાજવૈદ્ય શેખર શર્મા તરફથી. તેમણે મહારાજના શરીરની ચિકિત્સા કરીને કહ્યું કે સોરઠના લાંબા પ્રવાસનો શ્રમ જો મહારાજ ઉઠાવશે તો તેમનું શરીર ઊતરી જશે, આરોગ્ય કથળી જશે અને રક્તવિકાર થવાનો પૂરો ભય છે.

રાજ્યવહીવટ અંગેનાં કારણો તો બાજુએ રહી ગયાં અને મહારાજના આરોગ્ય ઉપર જ બધી વાત આવીને અટકી. શેખર શર્માના સ્વાસ્થ્યવિજ્ઞાનને પાછું પાડતાં સિંધુ ભટ્ટે ગ્રહોને પોતાની સહાયમાં બોલાવ્યા અને કહ્યું કે અત્યારે મહારાજના દેહભુવનમાં ઉત્તમ ગ્રહોનો યોગ છે અને રક્તવિકાર કરનાર ગ્રહ ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ હોવાથી તેનું કશું ચાલી શકે તેમ નથી.

એ વિવાદ ખૂબ લંબાયો અને હું બેઠોબેઠો હોઠની અંદર હસી રહ્યો. મંત્રીઓ રાજ્યનો વહીવટ સંભાળે, સેના રાજ્યને સુરક્ષિત રાખે, ત્યારે રાજ્યનો અધિપતિ એવો રાજા વૈદ્ય અને જોષીની સલાહ લઈને ડગલાં ભરે, એ વિધિની કેવી વિલક્ષણતા !

પરન્તુ સિંધુ ભટ્ટ કહેતા હતા એ પુત્રેષ્ટિ યજ્ઞનો યોગ મહારાજની છાતી ઉપર એવો ચડી બેઠો હતો કે મહારાજે સોમનાથની યાત્રા કરવાનો જ નિર્ણય જણાવ્યો અને શેખર શર્માને સર્વ પ્રકારની ઔષધસામગ્રી સમેત પોતાની સાથે યાત્રામાં આવવાનું ફરમાવ્યું.

* અલ્તમશે સં. ૧૨૭૨ માં ઝાલોર લૂંટેલું તે સંબંધી આ કથન હોય એમ જણાય છે.

શર્માનું મન તો કચવાયું, પરંતુ રાજાની આજ્ઞા થયા પછી તેમનું કશું ચાલ્યું નહિ. એ જ રીતે રાણા લવણપ્રસાદ ઘડીભર મહારાજ ઉપર રુષ્ટ થયા પણ તેમને ય છેવટે મૌન સાધી બેસી રહેવું પડ્યું.

( ૩ )

શુભ મુહૂર્તે મહારાજ ભીમદેવે સોમનાથની યાત્રા માટે પાટણમાંથી સૌરાષ્ટ્રની દિશામાં પ્રયાણ આરંભ્યું. નગરમાં ઉત્સવ ઊજવાયો. બ્રાહ્મણોએ મહારાજને મનઃકામનાની પૂર્તિના આશીર્વાદો આપ્યા અને મહારાજે તેમને સુવર્ણદાન આપ્યાં. રાજકોષમાં કેટલું સુવર્ણ હશે તે તો હું ક્યાંથી જાણું ? પણ પાટણની મલ્લશાળા, મંડલીની પાઠશાળા, પુરોહિત કુમારદેવનો વિદ્યામઠ, એ બધાંને રાજા તરફથી મળતાં દાન હવે બહુ ઘટી ગયાં હતાં, તે સમયે બ્રાહ્મણોને દાન આપવા માટે સુવર્ણ સુપ્રાપ્ય હતું એ હું નજરોનજર જોઈ શક્યો હતો.

પચીસ હાથી, પચીસ ઊંટ, બળદનાં સો ગાડાં, ચારસો હયદળ, અને બીજું પાયદળ મળી આશરે હજારેક સૈનિકો તથા બીજા પાંચસો સેવકો સાથે, રોજ સાત—આઠ કોસનો માર્ગ કાપતો અમારો સંઘ આગળ ચાલ્યો જતો હતો. બનતાંસુધી કોઈ ગ્રામ કે નગરની નિકટમાં અમારી શિબિર નંખાતી, તેવું ન બને ત્યાં જળાશયનું સાધન જોઈને અગ્રગામી સેવકો શિબિરસ્થાન નિશ્ચિત કરતા અને ત્યાં પડાવ નંખાતો. બે ઘડીની અંદર અમારા વહેતા સંઘનું જાણે નગર બની જતું, અને એ નગરમાં મહારાજની રાવટી એવી સારી જમીન જોઈને નંખાતી કે જેથી મહારાજના આરોગ્યને જરાએ ધક્કો લાગવા ન પામે.

ઉનાળાની ઋતુ હતી. વઢિયારના પ્રદેશમાંથી અમારો માર્ગ જતો હતો. કચ્છના રણ પરથી વાતો ઊનો વાયુ અંગોને દઝાડતો હતો, પરંતુ એની કશી અસર મહારાજના દેહને ન પહોંચે તેવી સગવડ કરવાનો ભાર શેખર શર્મા ઉપર હતો. મહારાણી રથમાં પ્રવાસ કરતાં હતાં, પણ મહારાજ પાલખીમાં પ્રવાસ કરતા

હતા. એ પાલખીને જવાસાનો ગૂંથેલો ઓઢો પહેરાવવામાં આવતો હતો, અને એક ઓઢો સુકાઈ જતાં બીજા ઓઢા માટે જવાસા જોઈએ, તેટલા માટે દરેક મુકામ પર તાજા જવાસાની ગાંસડી તૈયાર રાખવાની વ્યવસ્થા કરવા માણસોને ફરતા રાખવામાં આવતા હતા.

જ્યાં સંઘનો પડાવ નંખાતો ત્યાં આસપાસનાં ગામડાંના લોકો આકર્ષાઈ આવતા. ગામનો ગામેતી, મુખી કે ઠાકોર આવીને મહારાજને પગે ભેટ ધરી જતો અને મહારાજની કે સેનાપતિની આજ્ઞા થતાં જોઈતી વસ્તુ પૂરી પાડતો. એ વસ્તુના દામ આપવામાં આવતા, પણ સ્વયં ગુર્જરેશ્વર યાત્રાએ નીકળ્યા હોય ત્યારે તેમના સંઘને જોઈતી વસ્તુના દામ લોકો લે જ શાના? એવી વસ્તુઓ રાજાને ચરણે ધરતાં લોકોને રાજભક્તિ અને પ્રભુભક્તિની કમાણી કરવા જેટલો સંતોષ થતો.

એવા મુકામ પર કેટલીક વસ્તુઓમાં હાટડાં પણ નંખાઈ જતાં. ભૂંજેલા ચણા, જવ કે જુવારની ધાણી, તલના મોદક, એવા એવા ખાદ્ય પદાર્થો અને શાકભાજી, કેળાં, કોઠાં, તડબૂચ, ચીભડાં, કેરી, શેરડી, ખારેક, ટોપરું, ખજૂર જેવાં ફળ એ હાટડાંમાંથી મળતાં, તે સૈનિકો અને ગામડેથી આવેલા લોકો ખરીદીને ખાતા. દરેક મુકામ પર મને એવા નાનામોટા મેળા જોવા મળતા. એવા મેળામાં પુરુષો, બાળકો અને કોઈ કોઈ વાર સ્ત્રીઓ પણ જોવામાં આવતી.

વઢિયારના જ પ્રદેશમાં એક વાર એક મોટા તળાવની નજીક અમારો પડાવ હતો અને તળાવની સામી પાળે આંબાવાડિયું હતું, તે જોઈને કેટલાક સૈનિકો કેરીઓ ખાવા ઊપડ્યા. હું પણ સાથે ગયો, પણ જરા મોડો પડ્યો. પાંચસાત ભીલડીઓ કેરીઓના સુંડલા ભરીને બેઠી હતી, તેમની બધી કેરીઓ વેચાઈ ગયા પછી હું ત્યાં પહોંચ્યો એટલે મને કેરી મળી શકી નહિ. હું પણ બીજાઓની સાથે પાછો ફરતો હતો, પણ તળાવનું શાંત નિર્મળ જળ

જોઈને મને નહાવાનું મન થયું, એટલે હું એકલો ત્યાં રોકાયો. નહાવા જેવાં મોટાં જળાશયોનો જોગ એ પ્રવાસમાં કોઈ જ વાર મળતો, અને ઊનાળાની ઋતુ હતી; એટલે હું પાણીની લગોલગ બે મોટા ખડક હતા તે તરફ વળ્યો. બીજા સૈનિકો શિબિર તરફ પાછા ગયા. કપડાં ઉતારી, ઊપરણો પહેરી, હું તળાવમાં નહાવા પડયો અને ખૂબ આનંદથી નહાયો. નાહીને હું તળાવમાંથી બહાર નીકળ્યો ત્યારે મારા જોવામાં આવ્યું કે પાળ પરના એક આંબા ઉપરથી મારી એ જલક્રીડા કોઇ નિહાળી રહ્યું છે.

વસ્ત્રો પહેરી, ભીનો ઊપરણો નીચોવી, હું તળાવની પાળ ચડતો હતો, તે વખતે પેલા આંબા પરથી કોઇ નીચે ઊતરી રહ્યું હતું. એ એક મધ્યમ વયની ભીલડી હતી. હું તેની ભણી ધ્યાન આપ્યા વિના ચાલ્યો જતો હતો, એટલામાં તે બોલી: "એ દીકરા! લે, આ કેરીઓ ખા!" એમ કહેતાં તેણે મારી સામે બે મોટી પાકી કેરીઓવાળો હાથ લંબાવ્યો.

હું કેરીઓ લેવા તેની પાસે ગયો એટલે તે બોલી: "બેટા! પાટણનો છું કે પંચાહરનો?"

"હું પાટણનો છું, મા! કેમ પૂછવું પડયું?"

"તું ખોટું બોલછ. પંચાહરના રાણાનો દીકરો લાગછ."

હું હસ્યો. મેં માન્યું કે મને આ ભીલડી વીરમ સમજે છે અને ભુલાવામાં પડે છે.

મને હસતો જોઇને તે બોલી: "દાંત કાં કાઢછ દીકરા? તારે બાવડે બાંધેલું કાળું માદળિયું મંતર બોલે છે એ હું હાંભળું છું કે તું લુણશી રાણાનો પૂતર છું."

હવે મને સમજાયું કે હું નહાતો હતો ત્યારે મારા બાહુ પરનું પેલું માદળિયું તેણે આંબા પરથી જોએલું, તેથી તે મને પંચાસરનો રાજકુંવર માને છે. પણ એ માદળિયું પંચાસરના રાણાનું જ હોય એ વાત આ ભીલડીના મુખમાંથી નીકળેલી સાંભળીને હું ચમકી ગયો. તેની એ માહિતીનું મૂળ હું કલ્પી શકયો નહિ.

મેં તેના હાથમાંથી કેરીઓ લેતાં તેને કહ્યું: "એવાં તો બહુ માદળિયાં લોકો પહેરે છે, બાઇ!"

"મને જોવા તો દે દીકરા!"

તેને માદળિયું બતાવવામાં આનાકાની કરવાથી તે વધુ વહેમાશે એમ સમજીને મેં બંડીની બાંહ્ય ઊંચી ચડાવી. તેણે માદળિયાને આંગળીઓ લગાડી બરાબર ધારી ધારીને જોયું, દબાવ્યું અને પછી મને પૂછ્યું: "પરણ્યો છું કે કુંવારો, બેટા?"

તેના કુતૂહલ પ્રતિ વધારે હસીને મેં ઉત્તર આપ્યો: "કુંવારો છું મા!"

પણ મારી એક્કે વાત તે સાચી માનતી હોય એમ હું તેના વદનના ભાવ ઉપરથી માની શક્યો નહિ.

મેં બંડીના ગુંજામાંથી મૂઠી ભરી કોડીઓ કાઢી અને કેરીનું મૂલ્ય આપવા હાથ લંબાવ્યો. તેણે મૂલ્ય લેવા ના કહી.

મેં કહ્યું: "તો લે તારી કેરીઓ પાછી, મારે વણમૂલ્યે કેરીઓ નથી જોઇતી."

એટલે તેણે મારા હાથમાંથી કોડીઓ તો લીધી, પણ તુરત મારા માથા પરથી ત્રણ વાર ઓળઘોળ ઉતારીને બધી કોડીઓ તળાવના પાણીમાં ફેંકી દીધી અને ત્યાંથી ચાલવા માંડ્યું.

હું તેને આશ્ચર્યથી જોઈ રહ્યો અને પછી શિબિર તરફ પાછો ફર્યો.

(૪)

વઢિયાર વીંધીને અમે ઝાલાવાડમાં પ્રવેશ કર્યો, ત્યારે હવે પ્રવાસ વધારે આકરો આવ્યો એવી અમારી માન્યતા હતી. જળાશયો ઓછાં, ઝાડપાન ઓછાં અને ઉનાળાનો સમય, પછી પૂછવું શું? પરન્તુ અમારી એ મુશ્કેલી ટાળી એક દીર્ઘદર્શી વણિકે. રત્નપાલ શેઠે પોતાની પાસે લેખક તરીકે કામ કરતા વસ્તુપાળને કોઠારી સ્થાપીને અમારી સાથે મોકલ્યો હતો તે એવા આશયથી કે

તે સોરઠના પ્રદેશનો કાંઈક ભોમીઓ હતો અને સંઘના કોઠારી તરીકેનું કામ કરવા ઉપરાંત કયા કયા પ્રદેશમાં કઈ કઈ વિશિષ્ટ વ્યવસ્થા જોઈશે તેનો પણ તે જાણકાર હોઈ વધારે ઉપયોગી બને તેવો હતો. વસ્તુપાળે વઢિયાર છોડતાંની સાથે જ સોરઠના દેશપતિને સૂચના લખી મોકલી હતી કે પ્રવાસમાર્ગમાં કયે કયે સ્થળે કેવી કેવી વ્યવસ્થા સંઘ માટે અગાઉથી કરી મૂકવી.

એ સૂચનાનુસાર સોરઠના દેશપતિએ અમને માર્ગ બતાવવા માટે થોડા ભોમિયા મોકલ્યા હતા, તેમને વર્ધમાન મંડલનો દંડાધિપ અમારી પાસે તેડી લાવ્યો એટલે પ્રવાસ અમારે માટે કાંઈક સરળ બનવા પામ્યો. આગળ વધતાં પંચાલના દેશપતિએ અમારા પ્રવાસ-માર્ગ પર નવા કૂવા ખોદાવી રાખેલા જણાયા. માર્ગમાં ઠેર ઠેર ગામડાંના લોકોનાં રાવણાં આવતાં, તેઓ મહારાજને ચરણે ભેટો મૂકતાં, અને મહારાજ માની લેતા કે સૌરાષ્ટ્રમાં પોતાનો પ્રતાપ અખંડ જ રહેવા પામ્યો છે. વંથળીના ઠાકોરો માથાભારે હતા એવી ફરિયાદ મહારાજને કાને આવેલી; સોમનાથના જાત્રાળુઓ પરનો કર મહારાજ મૂળરાજદેવના સમયથી બંધ થયો હતો અને મહારાજ સિદ્ધરાજ તથા કુમારપાળે સોમનાથની યાત્રા કરી ત્યારે તો યાત્રાળુઓને માટે ઠેર ઠેર ધર્મશાળાઓ બંધાવેલી, એ જ ધર્મશાળાઓને કેટલાક ઠાકોરોએ જાત્રાળુઓ પાસેથી કર લેવાનાં થાણાં રૂપ બનાવી દીધી હતી; પરંતુ મહારાજ ભીમ-દેવના જોવામાં એવાં કોઈ થાણાં આવ્યાં નહિ. ઠાકોરોને કદાચ અગાઉથી ચેતવણી મળી ગઈ હશે. તેઓએ તો મહારાજ સમીપે આવી ભેટો ધરી, પોતાની રાજનિષ્ઠાનું દર્શન અનેક રીતે કરાવ્યું અને મહારાજને પ્રસન્ન કર્યા.

મહારાજ ભીમદેવે પ્રભાસમાં વાજતેગાજતે પ્રવેશ કર્યો, અને લોકોએ મોટો ઉત્સવ કર્યો. પ્રભાસના દંડાધિપ સિરિધરે સામૈયું કરી મહારાજને સત્કાર્યા. સોમનાથના આચાર્ય વીરભદ્રે મંગળ તિલક કરી મહારાજ તથા મહારાણીને આશીર્વાદ આપ્યા.

ભગવાન સોમનાથનું મંદિર મને જેટલું ભવ્ય ન લાગ્યું

તેટલી ભવ્ય મને પ્રભાસક્ષેત્રના યાત્રિકોની પ્રભુભક્તિ લાગી. વર્ષાઋતુ બેસવાની તૈયારી હતી એટલે યાત્રિકોના સંઘો રોજરોજ આવતા અને ભક્તિની જાણે રેલ ચાલતી. સિદ્ધપુરમાં ભગવાન રુદ્રની આરતી મેં જોએલી, તે કરતાં સોમનાથની આરતી બહુ જ ભવ્ય અને હૃદયમાં ભક્તિનાં પૂર વહાવે તેવી લાગી; છતાં મારા અંતરમાં એમ થયાં કરતું હતું કે એ જ સોમનાથ ભગવાન ઉપર યવનોના કોહાડાના ઘા પડ્યા હતા, મંદિરના સ્થંભો અને શિખર તૂટ્યાં હતાં, અને ધર્મનું રક્ષણ કરનારનું રક્ષણ ધર્મ કરે છે એ ઋષિવાક્ય અર્થહીન નીવડ્યું હતું! કોણ કહી શકે કે એ બધા યાત્રિકો ધર્મિષ્ઠ નહોતા? પરંતુ મારું અંતર કહેતું હતું કે તેઓ જેને ધર્મ સમજતા હતા તેમાં ઘણી ઊણપો રહેલી હતી. નહિ તો ધર્માચરણ કરનારનું રક્ષણ ધર્મ ન કરે એમ કદાપિ બને જ નહિ. બ્રાહ્મણ બ્રાહ્મણનો, ક્ષત્રિય ક્ષત્રિયનો, વૈશ્ય વૈશ્યનો અને શૂદ્ર શૂદ્રનો ધર્મ બરાબર આચરે નહિ, બધાય માત્ર ભગવાનના બાણની પૂજા કરીને સ્વધર્માચરણ કરેલું માની લે, ત્યારે જ યવનો આક્રમણ કરવામાં ફાવી જાય અને આપણા ધર્માચરણની ઠેકડી કરે ને! શક્તિની સાચી ઉપાસના કર્યા વિના જેમ આપણા હાથમાંનું ખડ્ગ આપણું જ માથું વાઢનારું બને છે, તેમ સ્વધર્મનું પાલન કર્યા વિનાનું ભગવાનના પ્રતીકનું પૂજન કદાપિ કલ્યાણકારી બની શકે નહિ. બ્રાહ્મણો વેદ ભણે, વૈશ્યો વેપાર કરે, ખેડૂતો ખેતી કરે, પણ એ વિદ્યા–વેપાર–ખેતીનું રક્ષણ કરવા માટે ખડ્ગ વીંઝી જાણનાર ક્ષત્રિય ન હોય તો બધા વર્ગોની કરી કમાણી ધૂળમાં મળી જાય; તેથી જ ક્ષત્રિય સર્વોપરિ પદનો અધિકારી બન્યો અને બધાએ તેને રાજાનું પદ આપ્યું; પણ રાજા જો શક્તિની ઉપાસના કરવાને બદલે લોકોની ભક્તિ માણવા નીકળે, કીર્તિગાનો સાંભળવા દાનો કરે, વંશવેલો ચઢાવવા આગમાં ઘી રેડીને જગન કરે, તો તેના રાજમુકુટ પર અને તેના ભગવાનના મંદિરો પર શત્રુના હથોડા પડ્યાં કરે તેમાં શી નવાઈ? હા, અમારા ભીમદેવ મહારાજા શક્તિની ઉપાસના કરતા હતા, રોજ રોજ શેખર શર્માએ આપેલી શક્તિની

માત્રાઓ મધ અને ઘીની સાથે આરોગી આરોગીને !

એ વિચારથી મને હસવું આવ્યું. એટલામાં પાછળથી મારા ખભા પર કોઇએ હાથ મૂકી કહ્યું : "અરે સુભટ જયંતસિંહ! અહીં ઊભા ઊભા શા વિચારે ચડ્યા છો ? મંદિરમાં નૃત્યપૂજાનો આરંભ થયો છે તેની ખબર છે કે નહિ ?"

મેં પાછું વાળીને જોયું તો દંડાધિપ સિરિધર ભટ્ટ ઊભેલા અને મને કુતૂહલપૂર્વક જોઈ રહેલા. મેં કહ્યું: "નૃત્યપૂજાની મને ખબર તો છે, પણ તે જોવાને પેલા વૃક્ષ પર ચડું કે આ પરશાળના છાપરા પર ચડીને બેસું તેનો હું વિચાર કરતો હતો."

"ઓહો! તમને ક્યાંય બેસવાની જગ્યા ન મળી કે જેથી આવો વિચાર આવ્યો ?"

"જોતા નથી, કેટલા બધા માણસોનું વૃંદ મંડપને ઘેરી વળ્યું છે! એ મેદનીને વીંધીને આગળ વધવાની મારી તો હિંમત ચાલી નહિ, ભાઇ !"

"ચાલો, ચાલો મારી સાથે, હું તમને બેસવાની જગ્યા કરી આપું; બાકી, આ તીર્થક્ષેત્રના માહાત્મ્યના પ્રમાણમાં નૃત્યપૂજા માટે જોઇતો મંડપ ઘણો નાનો છે એ સાચી વાત." એમ કહી સિરિધરે મારું બાવડું પકડીને મને દોર્યો અને હું તેની સાથે સાથે ચાલ્યો.

વાદિત્રો વાગતાં હતાં, સ્તોત્ર ગવાતું હતું અને તેના સૂર સાથે સંવાદ સાધીને ચાર નર્તિકાઓ મંડપની વચ્ચે નૃત્ય કરી રહી હતી. મને તેમાં કાંઇ રસ પડ્યો નહિ, સંગીતના સૂરમાં મને સમજ પડતી નહિ, સ્તોત્ર મને સમજાતું નહિ, તાલ–બેતાલ શું કહેવાય તે હું જાણતો નહિ, એટલે મારી પાસે બેઠેલો સિરિધર નૃત્યના તાલની સાથે મસ્તક આંદોલિત કરતો, તેવું કશું કરીને નૃત્યપૂજામાં પડતા રસનું બીજાઓને દર્શન પણ હું કરાવી શકતો નહિ.

બીજે દિવસે મહારાજના આવાસમાં એક વાત વહેતી થએલી મારા સાંભળવામાં આવી તે એ હતી કે નૃત્યપૂજા માટે મંડપ ઘણો

નાનો પડે છે તો મહારાજ ભીમદેવ બીજો વિસ્તૃત મંડપ બંધાવીને પોતાની યાત્રાને અમર કરે તો બહુ સારું. કદાચ એ વાતનું ઉદ્દ્ગમસ્થાન સિરિધર ભટ્ટ જ હશે એમ મેં ધાર્યું. પછી તો એ વાત મહારાજને કાને ગઇ અને મહારાજે સંકલ્પ કર્યો કે એક વિશાળ મંડપ પોતે જરૂર બંધાવશે, એટલું જ નહિ પણ એ મંડપ પૂરો થાય અને તેમાં નૃત્યપૂજા થએલી પોતે જુએ ત્યાંસુધી પોતે ભગવાન સોમનાથના ચરણમાં જ વાસ કરશે. રાજાએ સંકલ્પ કર્યો, પછી તેની પૂર્તિ કરવામાં કાંઇ વિલંબ થાય?

મંડપ પૂરો કરાવવા માટે મહારાજ આખું ચાતુર્માસ ત્યાં જ રહ્યા. તે રોજરોજ ભગવાનની યથાવિધિ પૂજા કરતા, નૃત્યપૂજાઓ જોતા, કથાવાર્તા સાંભળતા, ઉત્સવો નિહાળતા અને દિવસો નિર્ગમન કરતા. મંડપ તૈયાર થયો એટલે 'મેઘનાદ મંડપ' એવા નામકરણનો વિધિ પણ થયો.

પછી મહારાજા અને મહારાણીએ વિધિપૂર્વક પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો. યજ્ઞપ્રસંગે યાત્રિકોનો મોટો મેળો જામ્યો, તેમને એક સપ્તાહ સુધી મહારાજે મોદક જમાડ્યા. મનઃકામનાની પૂર્તિના આશીર્વાદ ભણતા બ્રાહ્મણોના જૂથની જ્યારે ગર્જના થતી ત્યારે હું ભડકી જતો, પરંતુ મહારાજ અને મહારાણીનાં વદનોની પ્રસન્નતા બોલી ઊઠતી કે તમારા આશીર્વાદ ફળો!

શરદ્ઋતુ પૂરી થઇ અને શિશિરનો વાયુ શરૂ થયો. શરદ્ઋતુ મનુષ્યના આરોગ્ય માટે બહુ ભયંકર હોય છે. એ ઋતુમાં દરવર્ષે મહારાજનું આરોગ્ય જાળવવાને શેખર શર્માને બહુ ચિંતા વેઠવી પડતી; આ વર્ષે તો મહારાજને સોરઠની અજાણી હવામાં એ ઋતુ ગાળવાની હતી તેથી શર્માનો જીવ તાળવે ચોંટી રહેલો હતો; પરંતુ એ ઋતુ પૂરી થઇ એટલે તેમના જીવમાં જીવ આવ્યો અને તેમણે મારી પાસે હૈયું હળવું કરતાં કહ્યું: "જયંત! મહારાજ ઉપર ભગવાન સોમનાથની કૃપા થવાની હોય ત્યારે થાય, પરંતુ મારા પર તો સોમનાથે જરૂર કૃપા કરી છે અને મહારાજને ખીલી ખટકો

થવા દીધો નથી. અરે, મારા મનની ચિંતાની તને શી વાત કહું! રોજરોજ હું સાગરતટે જઈને પહેલાં તો વાયુની દિશા અને વેગનું પરીક્ષણ કરતો, તેની અસર મહારાજ પર કેવી થશે તેનો નિર્ણય કરતો અને એ અસરથી ઉત્પન્ન થતા રોગોનું નિવારણ કયા ઔષધથી કરી શકાય તેનો વિચાર કરીને અગાઉથી ઓષધ તૈયાર કરી રાખતો. એ શરદ્ ગઈ એટલે હવે મને નિરાંત થઈ."

મેં એ પ્રશંસાપ્રિય પંડિતને કહ્યું : "તમારા રોગનિવારણના જ્ઞાન ઉપર મારા જેવાને પણ શ્રદ્ધા હતી, ત્યારે તમે પોતે ચિંતાતુર રહેતા હતા એ તો નવાઈની વાત. તમે કોઈ દૈવી પુરુષ છો, એમ જો તમે ન જાણતા હો તો મારે તમને એ કહેવું પડશે."

શર્મા મંદ સ્મિત કરીને બોલ્યા: "એ બધી ભગવાનની કૃપા છે."

એ વાત મેં જ્યારે જ્યોતિષી સિંધુ ભટ્ટને કહી ત્યારે તે બોલ્યા: "શર્માજી નકામા ભયભીત થતા'તા અને બીજાને ભયભીત કરતા'તા; મહારાજની પ્રવાસસમયની કુંડળી જ જોઈ લે, તેમાં જરા જેટલોય અપયોગ છે કે જેથી મહારાજના અસ્વાસ્થ્યની સહેજ પણ સંભાવના રહેવા પામે?"

એમ કહીને તેમણે મારા હાથમાં એક નાનું સરખું ટીપણું મૂક્યું, પણ મેં કહ્યું : "મને કુંડળીમાં ગ્રહો જોતાં અને તેમનો ફલાદેશ પારખતાં આવડતું નથી." એમ કહી મેં ટીપણું તેમને પાછું આપ્યું.

એ રીતે સોમનાથની યાત્રા અને સોરઠનો પ્રવાસ પૂરો કરીને અમારો સંઘ દસ મહિને પાટણમાં પાછો આવ્યો.



## ઉલ્લાસ તેરમો

### ( ૧ )

હું લાંબે સમયે ઘેર આવ્યો અને મેં માતાનું શરીર જીર્ણ થઈ ગયેલું જોયું એટલે મને શંકા પડી. જરાએ માતાને ઘેરી

નહોતી કારણકે એ અવસ્થા તેનાથી હજી દૂર હતી, પરન્તુ તેના જીવનમાં રસ પૂરે એવી એક આશા પણ હવે વિલાતી જતી હતી અને તેથી જીવનનો ભાર વહેવાનું તેને જાણે ગમતું ન હોય, તેથી તેનો દેહ સુકાતો જતો હતો. એ આશા હતી મને પરણેલો જોવાની, પણ મોઢેરેક ન મળે ત્યાંસુધી હું કાંઇ પરણવાનો નહોતો.

રાણા લવણપ્રસાદ સાથેના પ્રસંગની વાત મેં જાણી જોઇને માતાથી છુપાવી હતી. મોઢેરક મેળવવા સંબંધી મારા મનની નિરાશા તો ઘણી ભયંકર હતી, એ નિરાશા માતાને ઘેરી ન વળે તે માટે હું સાવધાન રહેતો હતો; પરંતુ મેં છુપાવેલી એ વાત માતાને કાને ક્યારની પહોંચી ચૂકી હતી. હું મહારાજ સાથે યાત્રાએ ગયો, પાછળ રાણાજીએ પોતે એક વિશ્વાસુ માણસ દ્વારા માતાને આગ્રહ કર્યો કે માતા મને અંબા વેરે લગ્ન કરવાને સમજાવે અને તેના બદલામાં મોઢેરક મંડલ પાછું મેળવવી લે ! માતાને એ વાતની પણ જાણ થઇ હતી કે હું આ સાટાનો અસ્વીકાર કરી ચૂક્યો છું અને તે સાથે જ મોઢેરક પાછું મેળવવાની આશા દૂર ચાલી ગઈ છે. આથી ઊપજેલી નિરાશાએ માતાના શરીરને ભાંગી નાંખ્યું હતું. તેને હવે જીવવામાં કાંઇ જ રસ રહ્યો નહોતો. તેના રસનાં સ્થળો બે હતાં : એક તો મારા પિતા અને બીજો હું. પિતાના મૃત્યુ પછી તે મારા ભણી આશાની મીટ માંડી બેઠી હતી, અને હવે તો તેને મારું સુખી જીવન જોવાની પણ આશા રહી નહોતી, પછી સુકાઇ જતો રસ કેવી રીતે પ્રવાહિત થઇ શકે ?

હું ઘેર પહોંચ્યો તે જ વખતે માતાનો જીર્ણ દેહ જોઇને ચિંતાતુર થઇ મેં જે કાંઈ પૂછેલું તેના ઉત્તરમાં મને તેની પાસેથી જે જાણવા મળ્યું તે પરથી એ બધું હું જાણી શક્યો.

" બેટા ! તારા પિતા ગયા પછી તને પૂરો સુખી થએલો જોવાની આશા પર આજસુધી હું ટકી રહી હતી, પણ મારી એ આશા પર હવે પાણી ફરી વળ્યું છે. તું નિરાશ નહિ થયો હોય, પણ હું નિરાશ થઇ ચૂકી છું. રાણાજીએ તને દાઢમાં ઘાલ્યો એટલે

તને એ મોઢેરક હાથ કરવા નહિ જ દે; અને બેટા જેતુ! મોઢેરક માટે તું તારી ઇચ્છાની વિરુદ્ધ રાણાજી કહે તે લગ્ન કરી લે એવું હું તને કહેતી પણ નથી. તારા મનની જે કાંઇ ટેક હોય, તારો જે કાંઇ પવિત્ર મનોભાવ હોય, તે છોડીને તું મને સંતોષ આપે એવું હું નથી ઇચ્છતી હોં બેટા!" એમ કહીને તેણે ઊલટું મારા મનનું સાંત્વન કર્યું.

અને ખરેખર, હું મારી ટેક છોડું કે મનોભાવની વિરુદ્ધ વર્તું એવી માતાની રજભાર પણ ઇચ્છા હોય, તો પુત્રને પરણેલો જોવાને અધીરી માતા એમ જ કહે કે "મોઢેરક ન મળ્યું તો કાંઇ નહિ; પ્રતિજ્ઞાને નાંખ પાણીમાં અને તું પરણી લે, એટલે મારી આંખો ટાઢી થાય!" અથવા તો એમ કહે છે કે "મોઢેરક માટેની ટેક જળવાય છે, પરણી શકાય છે અને રાણાજીની કૃપા પણ મળે તો હવે ભવાનીને રઝળતી જ મૂકી દે!" પરન્તુ માતાને તો સ્વપ્નમાં પણ એ એકકે વાત નહોતી.

( ૨ )

એક દિવસ ગયો અને બીજે દિવસે ભવાનીની પત્રિકા લઇને એક ઊંટસવાર આવી પહોંચ્યો.

કોઇક વાર પંચાસર જવાનું ભવાનીને આપેલું વચન હું હજી પાળી શક્યો નહોતો. સોરઠની યાત્રાએ અને મારા મનની એક મૂંઝવણે એ વચનની પૂર્તિને અટકાવી દીધી હતી.

ભવાની કહેતી હતી: "હે પ્રીતમ! ભગવાન સોમનાથે તારા ચિત્તમાંથી મારું સ્થાન લઇ લીધું કે શું? તું ગયો તે પાછો આવ્યો નહિ અને બબ્બે વર્ષનાં વહાણાં વાઇ ગયાં!"

મારું દિલ પોકારી ઊઠ્યું: "ભવાનિ! હું લાચાર બની ગયો છું. હું શું કરું જેથી તારી અને મારી મનોભાવના પાર પડે, તે મને સમજાતું નથી."

ખરેખર હું મુંઝાઇ ગયો હતો. એક વાર મનમાં એમ થતું કે હું ભવાનીને વળતી પત્રિકા લખીને જણાવી દઉં કે તું

'મારી આશા છોડી દે,' પરન્તુ તેની અડગતાની મને પિછાણ હતી. પિતાને બહારવટું છોડાવનાર હું હતો અને મારે જ મોઢેરક માટે પાછું બહારવટું લેવું પડે એવો સંભવ હું ભવાનીને જણાવી ચૂક્યો હતો, તોપણ તેણે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહોતો. મારી આસપાસ ધવલક્કના રાણાએ ગૂંથેલી જાળની હું તેને ખબર આપું તો તે કદાચ પોતાનો નિશ્ચય ફેરવે એવો વિચાર મને આવ્યો અને મેં ભવાનીને સંબોધીને એ મતલબનો પત્ર લખ્યો, પત્રને થેલીમાં બંધ કર્યો અને પછી ભવાની તરફથી આવેલા સંદેશવાહકને હાક મારી.

સંદેશવાહકને બદલે કળી મારી સમક્ષ આવીને બોલી: "પંચાસરનો ખેપિયો જમવા બેઠો છે, શું કામ છે?"

"કશું બીજું કામ નથી, આ થેલી તેને આપી દે, તે પંચાસર સાથે લેતો જાય."

એ પ્રમાણે ભવાનીને પ્રત્યુત્તર પાઠવીને હું બહાર નીકળી ગયો.

વારોવાર એક સપ્તાહ પછી એકાએક સલખણદેવી રથમાં બેસી પાટણ આવ્યાં અને શેષશાયીના મંદિરમાં ઊતર્યાં. તેમણે મને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું: "જો બેટા જેતુ! તું મુંઝાઇશ નહિ અને નિરાશ પણ થઇશ નહિ. ધવલક્કનો રાણો ગમે તેમ ધારતો હોય પણ એ એના મનમાં ખાણુ ખાય છે. જો, હું મહારાણીને મળવા આવી છું, એમને મળીને પછી હું મહારાજને મળીશ, તને મોઢેરક મંડલ મળે એવું વચન લઇને જ હું પાછી જઇશ, સમજ્યો?"

હું એ વૃદ્ધ દેવીને આંખોમાં આંસુ લાવી પગે લાગ્યો અને બોલ્યો: "માજી! મારા માટે તમે આટલો બધો શ્રમ લીધો, પણ કદાચ તે સફળ નહિ થાય. રાણા લવણપ્રસાદજીની ઇચ્છાની વિરુદ્ધ મહારાજ પણ કંઇ કરે એમ મને લાગતું નથી."

"તો હું કાંઈ મારી એકની એક પોતરીનું મન દૂભવીને તેને ધવલક્કને ખીલે બાંધવાની નથી, એ વાત પણ હું રાણાને સંભળાવી દઇશ; પછી તો એ તારો પીછો છોડશે કે નહિ?"

"કોણ જાણે!" મેં નિઃશ્વાસ નાંખતાં કહ્યું.

લવણપ્રસાદની જાળ માજીની જાણમાં આવી ગઇ હતી એ હું જોઈ શક્યો. ભવાની પ્રત્યેનું અપરિમિત વાત્સલ્ય પંચાસરના આખા રાજકુટુંબને આપત્તિમાં લાવી રહ્યું હોવાના ભણકારા મારા કાનમાં વાગી રહ્યા.

સાંજે સલખણદેવી મહારાજના અંતઃપુરમાં રાણી સુમલ્લદેવીને મળવા ગયાં હતાં ખરાં. પરંતુ અંતઃપુરમાં ચાર દિવસ સુધી રોકાઇને પણ તેમણે લીધેલો શ્રમ સફળ થયો હોય એવાં કાંઈ ચિહ્નો મારા જોવામાં આવ્યાં નહિ. પાંચમે દિવસે તે પાટણ છોડી પંચાસર પાછાં ગયાં હોવાના સમાચાર મેં સાંભળ્યા; જતી વખતે તેમણે મને મળવા બોલાવ્યો નહિ; જે નિરાશાની મેં કલ્પના કરી હતી તે નિરાશા જ તેમને સાંપડી હશે એમાં મને શંકા રહી નહિ.

રાણા લવણપ્રસાદ પાટણમાં જ હતા એટલે સલખણદેવીએ રાણાને પણ જે કહેવાનું હતું તે કહ્યું હશે, પરંતુ એ ઊંડા મનનો ચતુર પુરુષ કાંઇ એક ડોસીથી લીધો લેવાય તેવો નહોતો.

( ૩ )

આશા જ દુઃખનું કારણ બને છે; આશારહિત બનેલું મન દુઃખ અનુભવતું નથી અને દુઃખ થતું હોય તો તેને ભૂલી જઈ શકે છે. મને અને ભવાનીને—ઉભયને જાણે એ આશારહિતતા જ સાંત્વન આપનારી બની હોય, તેમ ભવાનીની પ્રેમપત્રિકાઓ આવતી બંધ થઇ અને મને એના ચિંતનથી ઉદ્ભવતી વ્યગ્રતા છોડવા લાગી.

મહિનાઓ ગયા છતાં વીરધવલનું લગ્ન ભવાની સાથે થવાનું હોવાનાં કાંઇ ચિહ્નો જણાયાં નહિ. ભવાનીના મનની સ્થિતિ જાણવાનું કાંઇ સાધન પણ મને મળવા પામ્યું નહિ. હું તેને ભૂલવા મથી રહ્યો, પણ એમ તો તે કેવી રીતે ભુલાય? મારું દિલ ડંખ્યા કરતું હતું કે ભવાનીની દુઃસ્થિતિ માટે હું પોતે જ નિમિત્તરૂપ બન્યો છું.

બીજી બાજુએ માતાનું શરીર વધારે લથડતું હતું અને મને વધુ ચિંતામાં ડુબાવતું હતું.

એક વાર માતાએ કળીને પોતાની પાસે બોલાવી અને મને પણ બોલાવ્યો. અમે બેઉ માતાની પથારી પાસે જઈ બેઠાં એટલે માતાએ કહ્યું : "જેતુ! હવે મને મારા દેહનો ભરોસો નથી. તને સુખી જોવાની મારી આશા પાર પડી નથી, પરન્તુ મારા મૃત્યુ પછી પણ જ્યારે તું મોઢેરક મેળવીશ અને પરણીશ, ત્યારે પરલોકમાંય હું આનંદના ઓડકાર ખાઈશ."

મેં ગળગળા થઈને કહ્યું: "બા ! મોઢેરક મેળવવાની મારી પ્રતિજ્ઞા હું કદાપિ ચૂકવાનો નથી. અને હું પરણું તો જ સુખી થએલો લેખાઉં, એમ તું શાથી માને છે? મેં મારા પૂર્વજોની કીર્તિને ઝાંખી પાડવા જેવું કશું કર્યું નથી, એ કીર્તિનું તેજ મેં જાળવી રાખ્યું છે, એમ જો તને લાગતું હોય તો હું મને પૂરો સુખી માનું છું. ... ..."

"હા, બેટા! એવો અસંતોષ મને જરાએ નથી. તું નાનો હતો ત્યારે મને દુ:ખના નિસાસા આવતા, એવું દુ:ખ હવે મને નથી પીડતું."

"તો પછી કૃષ્ણદેવ નાડોલાની ઊજળી કીર્તિ ભવિષ્યમાં કોઈ કુપાત્ર વંશજથી જ કાળી પડે તે પહેલાં એ વંશનો વેલો મારાથી જ કપાઈ જાય એ શું વધારે સારું નહિ, બા ?"

એ સાંભળીને માતાની આંખોમાં જળ ભરાઈ આવ્યું અને તે કશું બોલી નહિ.

થોડી વાર કળીની સામે જોઈને માતાએ કહ્યું: "કળી! હું મરીશ પછી તું શું કરીશ દીકરી ? જેતુ! કળીને પરણાવવા તેં કશુંય કર્યું નહિ."

કળી તુરત બોલી: "હું પરણવાની નથી, બા ! "

"તો જેતુ! તું તેને નાગદે હીરાદેવી પાસે મૂકી આવજે. તે બિચારી એકલીને અહીં ઘરમાં નહિ ગોઠે."

હું કશું બોલી શક્યો નહિ. કળી એમ કરવાની હા કહે તો હું તેને પુષ્ટિ આપવા ઇચ્છતો હતો, પણ તે કશું બોલી નહિ.

માતાએ કહ્યું: "કળી! મારે તને એક વસ્તુ સોંપવાની છે. તારા બાપે મરતાં પહેલાં એ વસ્તુ તને આપવાને મને સોંપેલી, પણ તું પાકી ઉંમરની ને સમજણી થાય ત્યારપછી જ તને એ આપવાની હતી."

"એવું શું છે આ?" કળીએ આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"પેલો તાંબાનો દાબડો લાવ."

કળીએ ઊઠીને પેટી ઉઘાડી. પેટીમાં એક પોટલું હતું તે બહાર કાઢ્યું. પોટલામાં એક તાંબાનો દાબડો હતો તે તેણે ઊંચકીને માતા પાસે આણ્યો. દાબડાને તાળું હતું તેની કુંચી પેટીમાંના બીજા પોટલામાં હતી, તે પોટલું પણ તેણે માતા પાસે લાવી મૂક્યું. એ તાળું ઉઘાડતાં નહોતું આવડતું કળીને કે નહોતું આવડતું મને. મેં તો એ દાબડો જ પહેલી વાર જોયો. માતાએ પથારીમાં બેઠા થઇને તાળું ઉઘાડ્યું. દાબડામાં એક નાની કટારી હતી, મૂઠી ભરાય તેટલી સોના મહોરો હતી, એક નાનું તામ્રપત્ર હતું અને એક ગાંઠ વાળેલી ચીંથરી હતી. માતાએ તે ચીંથરી લઇને કળીના હાથમાં મૂકતાં કહ્યું: "જો કળી! આ ચીંથરીમાં એક માદળિયું છે તે તારી માતાનું છે; તારા બાપે મને કહ્યું હતું કે એ માદળિયું તમે કળી મોટી અને સમજણી થાય ત્યારે તેને આપજો અને કહેજો કે એ તું તારા શરીર પર પહેરજે એટલે તેના પ્રભાવથી તારું અકાળે મૃત્યુ નહિ થાય."

એ ચમત્કારિક વસ્તુ જોવાને કળીએ ઉત્સાહપૂર્વક ચીંથરીની ગાંઠ છોડી અને માદળિયું કાઢ્યું. કળી શાંત કુતૂહલપૂર્વક માદળિયું જોઇ રહી, પણ હું તો આભો બની ગયો.

કાળા રેશમથી મઢેલું જેવું માદળિયું મારી પાસે હતું તેવું જ આ માદળિયું હતું; જેવો પ્રભાવ મારી પાસેના માદળિયાનો હતો તેવો જ પ્રભાવ આ માદળિયાનો હોવાની વાત માતાએ કળીને કહી હતી; અને માદળિયાનો આકાર બદામના આકારનો હતો! રાણા

લૂણપસાક સિવાય બીજા કોઈની પાસેથી આ માદળિયું સાંગા માળી પાસે આવ્યું ન હોય!

મેં કળીના હાથમાંથી માદળિયું લઈને તેને દાબી જોયું, અને મને હવે જરાયે શંકા રહી નહિ કે મારી પાસેના માદળિયામાં જેવાં નવ રત્નો હતાં, તેવાં જ એ માદળિયામાંના લોલકમાં જડેલાં રત્નો હતાં. હું સ્પર્શ પરથી ગણીને એ જાણી શક્યો.

હું વિચારમાં પડી ગયો. કેટલીક વાર સુધી મેં તર્કવિતર્ક કર્યા. સાંગા માળી પાસે આ માદળિયું કેવી રીતે આવ્યું હોય તેની હું કલ્પના કરી શક્યો નહિ.

પછી કળીએ દાબડામાંથી પેલી નાની કટારી બહાર કાઢીને માતાને પૂછ્યું : "આ કટારી કોની છે બા?"

માતાએ કહ્યું : "જેતુ! આ કટારી તારાં વડદાદીમા પ્રેમલ-દેવીની છે; એ સંભારણું મેં બહુ કાળજીથી જાળવી રાખ્યું છે, અને બેટા! આ તાંબાનું પતરું જો, મહારાજ સિદ્ધરાજે મોઢેરકના મંડલેશ્વરપદે તારા વડદાદાને સ્થાપ્યા, તેનું આ દાનપત્ર છે."

માદળિયાના જ વિચારમાં હું દટાઈ ગયો હતો, તે માતાની વાત સાંભળતાં જાગ્રત થઈ ગયો. કટારી નાજૂક હતી, સોને મઢેલા હાથાવાળી હતી અને તેની ઉપર પ્રેમલદેવીનું નામ કોતરેલું હતું. એ કટારી પ્રેમલદેવી પોતાના દેહ પર ધારણ કરીને ફરતાં હશે, તેથી અમારા કુળના એક સંભારણા તરીકે તેને વંશપરંપરાથી રત્નની પેઠે જાળવી રાખવામાં આવી હશે.

એ આખી રાત મને પેલા માદળિયાના જ વિચારો આવ્યા કર્યા.

સવારમાં જ્યારે કળી પાણી ભરવા ગઈ હતી, ત્યારે બરાબર એકાંત જોઈને માતાને મેં પૂછ્યું : "બા! તેં જે માદળિયું કળીને આપ્યું છે તે સાંગાની વહુનું હતું શું?"

"ના, બેટા! મેં એમ ક્યાં કહ્યું છે? કળીની માતાનું હતું!"

"હઅ!" હવે મારી સમજમાં આવ્યું. એ માદળિયું સાંગાની વહુનું નહિ પણ કળીની માતાનું હતું! અને કળી એક ભીલકન્યાની

પુત્રી હતી એ વાત મને માતાએ પૂર્વે કહેલી જ હતી.

" જો જેતુ ! " માતાએ મને ચેતવણી આપી: " કળી પોતાની માતા વિષે કાંઇ જાણે નહિ એવી સાંગાની ઇચ્છા હતી; પોતે સાંગાની જ દીકરી છે એથી કશું વધારે તે જાણતી નથી."

" હું સમજ્યો. " એમ કહીને તે વખતે મેં માતાના કાનમાં એક વાત કહી તે સાંભળીને માતાની આંખો ક્ષણભર આશ્ચર્યથી સ્થિર થઈ રહી.

( ૪ )

ત્યારપછી માતાએ વધુ દિવસો કાઢ્યા નહિ. તેના દેહની શક્તિ ધીરે ધીરે ઓછી થવા લાગી અને એક દિવસ તે મારા શિર પર આશીર્વાદ આપતો હાથ મૂકી, એ જ અવસ્થામાં છેલ્લો શ્વાસ લઇ પરલોકના પ્રવાસે ચાલી નીકળી.

કળી પરણવા ઇચ્છતી નહોતી, એટલે માતાની આજ્ઞા પ્રમાણે મેં તેને નાગદા પહોંચાડવા માટે જૈત્રસિંહની પાસે જવાનો વિચાર કરવા માંડ્યો. કળીએ તે જાણ્યું એટલે મને પૂછ્યું: " તમે મને હીરાદેવી પાસે પહોંચાડવા ઇચ્છો છો, પણ પછી તમને રસોઇ કરીને કોણ ખવડાવશે ? "

" હા, એ મુશ્કેલી છે ખરી, પરંતુ મને હાથે રસોઈ કરતાં આવડે છે; એમ નહિ ફાવે તો પાટણમાં રંધવારીઓ ક્યાં મળતી નથી. ? "

" એવી રંધવારી હું ક્યાં નથી કે આવો વિચાર કરો છો ? "

હું ક્ષણભર વિચારમાં પડી ગયો. મને ગંધ પણ આવી કે કળી નાગદે જવા ઇચ્છતી નહિ હોય. મેં કહ્યું: " કળી ! રંધવારી તરીકે તું હવે મારી સાથે ન રહી શકે. માતા હવે ઘરમાં નથી, તું અને હું જુવાન છીએ, લોકાપવાદ આપણા શિરે ચડે અને કોઇ વાર..."

" તમે મારા ઉદ્ધાર માટે કેટલું બધું કર્યું છે ! તેનો બદલો વાળવાની તક આવી ત્યારે તમે મને કાઢી મૂકો છો; શું જુવાની એટલી ભયંકર હશે ? "

"હશે ત્યારે જ લોકો એમ માનતા હશે ને ? તને હું કાઢી મૂકવા નથી ઇચ્છતો. તારું મન ન હોય અને હું તને હીરાદેવી પાસે મૂકીને ચાલી નીકળું તો તેથી પણ મને દુઃખ જ થાય. માતાને તેં જે સુખ ઉપજાવ્યું છે તે ઉપકારનો બદલો પણ હું તને આપી શકતો નથી, ઊલટો તારી ઇચ્છા વિરુદ્ધ તને અન્યત્ર મોકલવા હું તત્પર થયો છું." એ વખતે હું લાગણીવશ બની ગયો અને બોલ્યો: "કળી ! મેં તને પહેલાં પેલી પરબમાં જોઈ, ત્યારથી જ તારી કોઇ અપ્રતિમ નિર્મળતા મને આકર્ષી રહી હતી, અને એ આકર્ષણ આટલા સહવાસ પછી પણ ઓછું થયું નથી. તારી દેહાકૃતિમાં એક પ્રકારનું દેવાંશીપણું હોય, કોઇ ગહન શક્તિ હોય, તું કોઇ અવતારી બાળા હોય, એવો જ મને ભાસ થયા કર્યો છે; અને તારું સાંનિધ્ય કે તારું દર્શન મને કોઈ વાર અણગમતું લાગ્યું નથી. એમ છતાં હું તને દૂર કરવા ઇચ્છી રહ્યો છું, કારણકે હવે સહનિવાસને યોગ્ય આપણે નથી રહ્યાં."

"જો તમારે મને અહીંથી ક્યાંય દૂર જ રાખવી હોય તો મારી એક વિનંતિ માન્ય કરશો ?"

"શું છે તે ?"

"મને પંચાસરમાં ભવાની પાસે મોકલી આપશો ?"

હું ચોંકી ઊઠ્યો અને મારાથી પૂછી જવાયું: "રાણા લુણપસાકની કુંવરી ભવાની ? એ નામ તને ક્યાંથી સાંભળ્યું ?"

"હું બધું જાણું છું... તેના અને તમારા પ્રેમની મને ખબર છે...તેની સેવા દ્વારા પણ હું તમને મારી સેવા પહોંચાડી શકીશ એવી મને આશા છે ..."

આશ્ચર્યથી મારું મ્હોં ફાટી રહ્યું. મારી આશ્ચર્યચકિતતા જોઈને કળી મૂગી બની ગઇ. ભવાની અને મારી વચ્ચેનો કોમળ પ્રસંગ મેં કેવળ ગુપ્ત રાખ્યો હતો, કળીને તેની ગંધ આવવી પણ સંભવિત નહોતી, છતાં કળી ભવાનીની સેવાદ્વારા મને પોતાની સેવા પહોંચાડીને કૃતકૃત્ય થવાની વાત કરતી હતી.

તે મને તાકી રહી, હું તેને નિરખી રહ્યો. છેવટે મેં તેને કહ્યું: "કળી! મને કહે તો ખરી, તું બીજું શું જાણે છે?"

"હું જાણું છું કે ભવાનીનો અને તમારો પરસ્પર પ્રેમ છે, પરન્તુ એ પ્રેમની વચ્ચે ધવલક્કના રાણાએ વિઘ્ન નાંખ્યું છે...... તમને રાણાએ ધવલક્કમાં મળવા બોલાવેલા તે પોતાની જાળમાં સપડાવવાને જ ને?"

"હા, કળી! એ સાચી વાત; તેં તે વખતે કહેલું કે રાણાનો પોતાનો સ્વાર્થ મારા સ્વાર્થ કરતાં વધુ હશે એ વાત ખરી હતી. પણ તેં એ કેવી રીતે જાણ્યું?"

"એવું મને ન પૂછો તો સારું. એમાં મારી ભૂલ થતી હોય તો ભલે સુધારો, કાંઇ છાનું જ રાખવાનું હોય તો મને તેમ કહો, એટલે વાયુને પણ એ વાત નહિં જાણવા દઉં."

"તું એમ કેમ કહે છે કળી? એમાં કાંઇ રહસ્ય છે? કાંઈ જાદૂ છે? કાંઇ અપાર્થિવ ભેદ છે?"

તે મંદ હસી અને બોલી: "એવું કશું નથી, કુંવરજી! તમે ખરું જ કહ્યું હતું કે મારા પેટમાં જૈત્રસિંહનું લૂણ ખદબદે છે. જૈત્રસિંહના રાજગઢમાં રહીને હું ધવલક્કના રાણાનાં બધાં કાર્યોનો જે મર્મ જાણી શકી છું, તે પરથી હું માનતી થઇ છું કે એ ચતુર રાણો પાટણની સત્તા કરતાં ધવલક્કની સત્તા વધારવા–વિસ્તારવાની જ ચાલ વધુ ચાલ્યા કરે છે, અને બધાં કાર્યોમાં આદિથી અંત સુધી સીધી કે વાંકી રીતે એ જ ચાલ છુપાઈ રહી હોય છે. બીજા મંડલેશ્વરો કરતાં જૈત્રસિંહ ધવલક્કના રાણાની ચાલને વધારે ઝીણવટથી નિરખી રહ્યો છે અને તેને એ વધારે ઉંડાણથી ઓળખી શક્યો છે. એવી ચાલ ચાલતો બાજીગર તમને પોતાની જાળમાં ગૂંચવે, અને એમ કરતાં ધવલક્કના સ્વાર્થ સિવાય બીજી કોઈ દૃષ્ટિ ન રાખે તો તેમાં કાંઇ નવાઈ નથી."

કળીનું એ કથન સાંભળીને મારું અંતર જાણે ઊંડું ઊંડું ઊતરવા લાગ્યું. રાણા લવણપ્રસાદને હું પહેલવહેલો મળ્યો ત્યારથી

માંડીને અત્યારસુધીના બધા પ્રસંગો હું સંભારી ગયો અને તે બધામાં કળી કહેતી હતી તેવો મર્મ જ હવે મને દેખાવા લાગ્યો. પહેલાં મને જે સૂઝતું નહોતું તે હવે સૂઝવા લાગ્યું. માળવા સામે ઝૂઝવાના બે પ્રસંગો ઉપસ્થિત થયા અને એ બેઉ પ્રસંગે સેના સાથે પોતે આવવાનાં વચનો રાણાએ આપેલાં તે તેમણે પાળ્યાં નહોતાં, તેમાં પોતાની સેનાનું પાટણને માટે બલિદાન નહિ આપવાની સ્વાર્થ-વૃત્તિ જ હશે ને? મને કળીએ જે કહેલું કે તમે રાણાજીની પહેલાં નહિ પણ તેમની સાથે જ જાઓ તો સારું, તેનું પણ આ જ કારણ હશે. તે વખતે તેને જે સૂઝ પડી હતી તે કાંઇ મને પડે તેમ નહોતું. કળીની એ બધી સમજમાં અપાર્થિવ કે દિવ્ય એવો કશો ભેદ નહોતો. તે ઘણી વાર કહેતી: "કાન હોય તે સાંભળે અને આંખ હોય તે જુએ જ ને?"

મેં સહજ પૂછ્યું: "કળી! પાટણમાં દોડાદોડ કરતો અને ગુર્જરેશ્વરની સેવા માટે ધવલક્કને પણ ભૂલી જનારો લવણપ્રસાદ એવો સ્વાર્થી હોય તે જૈત્રસિંહ માને, તું માને, મને મનાવે, પણ બીજા તો કોઇ નહિ માને, હોં!"

"તમે ભૂલ કરો છો કુંવર! ધવલક્કના રાણાને ગુજરાતના મંડલેશ્વરો નથી ઓળખતા એમ ન સમજશો, એકલા જૈત્રસિંહજીને જ તેમના પર અવિશ્વાસ છે એમ માનશો નહિ; એટલું ખરું કે જૈત્રસિંહજી જેટલી લાંબી દૃષ્ટિ બીજાઓની નહિ પહોંચતી હોય; પણ તેઓ લવણપ્રસાદને જરૂર ઓળખે છે અને કોઇ વાર તેઓ તેમને ચમત્કાર બતાવ્યા વિના રહેવાના નથી...અરે, રાણાજી પોતે પણ એ બધું સમજે છે!"

"ઓહો કળી! આટલી બધી ઊંડી તારી દૃષ્ટિ ખૂંપી ગઈ છે!...હવે તો મને પણ રાણાજી ઉપર વહેમ પડે છે, પણ શું એ વહેમ સાચો હશે એવી શંકા પણ મનમાં ઊપજે છે.....પણ હવે કહે, ભવાની અને મારી વચ્ચેના પ્રેમપ્રસંગની વાત તેં કેવી રીતે જાણી? તને એ વિષે બાએ તો કશું કહ્યું નહોતું?"

"ના, બાએ કશું કહ્યું નથી. તમે પંચાસર જઈ આવ્યા ત્યારે જ તમારા મનની સ્થિતિ જોઈને મને શંકા પડી હતી. તમે કાંઈ વળગાડ લઈ આવ્યા છો એમ મને તમારા વદનની રેખાઓ પરથી જ દેખાતું હતું...."

"હા, અને તેં મને એમ કહ્યું પણ હતું...."

"પણ તમે એ વાત હસી કાઢી હતી, છતાં મારો વહેમ ગયો નહોતો. એ વહેમ સાચો હતો તેની મેં ખાતરી કરી લીધી છે, પણ તે કેવી રીતે, તે હું તમને નહિ કહું...તે માટે મેં તમારો મોટો અપરાધ કર્યો છે..."

એમ કહી વાત અધૂરી જ છોડીને કળી મારી સમીપેથી નાસી ગઈ.

મેં તેને પાછી બોલાવી નહિ, પરંતુ મને બહુ બહુ વિચાર થયો કે મારે કળીને ક્યાંય મોકલી દેવી જોઈએ એમ લાગતું હોવા છતાં એ વિચક્ષણ અને મારી સેવામાં આનંદ માનનારી બાળા મારાથી દૂર ન જાય તો ઠીક એમ પણ મનમાં થતું હતું.

અને તે હીરાદેવી પાસે નહિ પણ ભવાની પાસે રહેવા ઇચ્છતી હતી! તેને ભવાની પાસે તો કદાપિ જવા દેવાય નહિ. કળીને જોતાં, કળી અને ભવાનીનું આકૃતિસામ્ય દેખાતાં અને કળી પાસેનું પેલું કાળું માદળિયું નજરે પડતાં કદાચ રાણા લૂણપસાકનું જ હૈયું બેસી જાય!



## ઉલ્લાસ ચૌદમો

### (૧)

મોઢેરકનો જાપ જપવા છતાં મોઢેરક મારાથી દૂર ને દૂર જતું જોઈને એક વાર હું અકળાઈ ગયો, અને તુરત મહામંત્રી પાસે તેમને નિવાસસ્થાને ગયો. સદ્દભાગ્યે મહામંત્રી એકલા જ બેઠા હતા. તેમના કર્મચારીઓ તો બાજુના ખંડમાં બેઠા હતા એટલે ત્યાં મહા-

મંત્રીને વાત કરવા માટે મને જે એકાંત જોઈતી હતી તે મળી ગઈ.

"કેમ જેતુ! તારી માતા બિચારી મૃત્યુ પામી અને તું એકલો બની ગયો." મહામંત્રી મને જોતાં જ બોલ્યા.

"હા દેવ! દરેક માણુસ મૃત્યુ તો પામવાનું જ છે ને. પરંતુ મારી માતા મને મોઢેરક મળેલું જોવા બહુ આતુર હતી, અને મને તે મળે તે પહેલાં તેનું મૃત્યું થયું એ અસંતોષ મને બહુ સાલે છે."

શેઠ ક્ષણભર મૂગા રહ્યા અને પછી બોલ્યા: "તારું ભાગ્ય એવું છે કે વચ્ચે વિઘ્નો નડે છે."

"આપે મહારાજને કહેલું ખરું?" મેં આતુરતાપૂર્વક પૂછ્યું.

"હા, મેં મહારાજને કહ્યું ત્યારે બહુદેવ આડે આવ્યા અને સલખણદેવીએ મહારાજને માંડમાંડ મનાવેલા એવામાં ધવલકના રાણાએ વાત ફેરવી નાંખી. સલખણદેવી તો રાણાની ઉપર બહુ ક્રોધે ભરાઈને પંચાસર પાછાં ગયાં."

"ખરેખર, દેવ! મારું ભાગ્ય જ વાંકું છે. હવે હું ખૂબ અકળાયો છું......"

"એમ અકળાયે ચાલે? ગાંડા! આ તો રાજાની વાતો છે; આજસુધી ન બન્યું તે કોઈ વાર એક ઘડીમાં બની જાય......"

"પણ પ્રભુ! મારી ધીરજનો હવે અંત આવ્યો છે. પિતાજીનું બહારવટું મેં છોડાવ્યું ત્યારે મેં તેમને વિનંતિ કરી હતી કે પિતાજી! જેવી રીતે તમે દસ વરસ બહારવટામાં ગાળ્યાં તેવી રીતે મને ગુર્જરેશ્વર અને પાટણની સેવા કરવાને દસ વરસ આપો, હું મહારાજને પ્રસન્ન કરીને મોઢેરક પાછું મેળવીશ, અને તેટલા સમયમાં જો હું મોઢેરક નહિ મેળવી શકું, તો પછી હું તમારા કરતાંય દોઢો બહારવટિયો થઈશ..."

મારી વાત ચાલતી જ હતી એવામાં સીડીનાં પગથિયાં કોઈ ચડતું હોય એવો અવાજ કાને આવ્યો, શેઠ અન્યમનસ્ક બનતા સીડી તરફ તાકી રહ્યા, એટલે હું પણ 'કોણ આવે છે' તે જોવા સીડી

તરફ દૃષ્ટિ ફેરવતો આગળ વાત કરતો અટકી ગયો.

હાબુ ઠક્કરનો લેખક શ્રીશ આવ્યો હતો, તેની સાથે ચાર પાંચ પટકીલો હતા, તેઓ કાંઇ રાજકાર્ય અંગે આવ્યા હશે એટલે હવે અત્યારે વધુ વાતચીત નહિ થઈ શકે એમ મેં માન્યું. શ્રીશ અને પટકીલો નમન કરીને ગાદીને છેડે બેઠા એટલે હું ઊઠયો. "પછી કોઇ વાર આપની પાસે આવીશ" એમ કહી, શેઠને નમન કરી, હું ચાલતો થયો; પણ સીડી તરફ જતાં જતાં મેં જોયું કે બાજુના ખંડના કર્મચારીઓમાંનો એક વસ્તુપાલ મલકાતે મ્હોંએ મારા ભણી જોઇ રહ્યો હતો. મને લાગ્યું કે મેં શેઠને કહેલી વાત કદાચ તેના કાન સુધી પહોંચી હોય.

બીજે જ દિવસે મને વસ્તુપાલ રાજગઢમાં મળી ગયો. તેને મેં બાજુએ ખેંચી જઇને ઊભો રાખી પૂછ્યું: "કાલે તમે મારા ભણી જોઇને મ્હોં કેમ મલકાવ્યું, તે કહો."

"અમસ્થું." વસ્તુપાલે પુનઃ મ્હોં મલકાવતાં કહ્યું.

"એમ નહિ, મારા શપથ, ખરી વાત કહો, મેં મહામંત્રીને કહેલી વાત તમારા સાંભળવામાં આવેલી ?"

વસ્તુપાલે ગરવે મ્હોંએ ધીરેધીરે ડોકું હલાવી હકાર સૂચવ્યો.

મેં કહ્યું : "વસ્તુપાલભાઇ ! હું ખરું કહું છું; હું એટલો અકળાયો છું કે હવે મોઢેરક માટે બહારવટું ખેડવા સિવાય બીજો કોઇ જ માર્ગ કદાચ મને નહિ સૂઝે."

"આવું જેને તેને મ્હોંએ ન બોલાય, જયંતસિંહ !"

"શેઠ સિવાય મેં આ ઉદ્‌ગાર બીજા કોઇની પાસે કાઢ્યો નથી. તમે તે વાત સાંભળી ગએલા, એટલે જ અત્યારે મેં તમને એ વાત કહી."

"એમ બહારવટું ખેડ્યે મંડલ ન મળે, ભટવર્ય !"

હું કેવું બહારવટું ખેડવાનો હતો તેની વસ્તુપાલને ક્યાંથી કલ્પના હોય ? મારું બહારવટું મારા પિતા જેવું રાજ્યને રંજાડવાનું

નહિ હોય, હું જુદી રીતે જ બહારવટું ખેડીશ, એવું કાંઈ વસ્તુપાલને કહેવાનો મને વિચાર આવ્યો, પરંતુ તુરત તે શમી ગયો; વસ્તુપાલે જ મને શિખામણ આપી હતી કે આવી વાત જ્યાં ત્યાં કહેતાં ફરાય નહિ; એટલે પછી મેં સહજ પ્રશ્ન કર્યો : "તો મોઢેરક મેળવવા માટે કેવો પ્રયાસ કરવાની તમે મને સલાહ આપો ?"

"તમારો પ્રયાસ તો સાચી દિશાનો છે, પણ એક જ ખામી છે. સાંભળો, અમારા આચાર્ય ભગવાન કહી ગયા છે કે

आपणपइ प्रभु होइयई कइ प्रभु कीजइ हत्थि,
कज्ज करेवा माणुसह त्रीजउ मग्गु न अत्थि.

એટલે કાર્યસિદ્ધિ કરવા કાંતો તમારે પ્રભુ થવું જોઈએ અથવાતો પ્રભુને કોઈ ઉપાયે હાથમાં લેવો જોઈએ. પાટણના પ્રભુ —રાજા થવાની વાત તો છે જ નહિ, પણ રાજાને હાથ કરવાની જરૂર છે, તે દિશામાં દૃષ્ટિ દોડાવો, બીજું બધું જવા દો, એટલે તમારો પ્રયાસ ફળ ધારણ કરવા લાગશે."

એ શાણા વાણીઆએ એ પણ ઠીક વાત કહી એમ મને લાગ્યું. એની સલાહનો મર્મ એ હતો કે હું પ્રયાસ તો બરાબર કરું છું, પણ મહારાજને હાથમાં લઇ શકતો નથી એટલી ખામી છે. એટલે એમ કરવાને મારે કોઈ રીતે મહારાજની નિકટમાં ગોઠવાઈ જવું જોઈએ. મારી અને મહારાજની વચ્ચેના અંતરને લીધે મારું ધ્યેય સિદ્ધ થતું નહોતું એ વાત સાચી હતી.

બીજી વાર હું મહામંત્રી પાસે ગયો ત્યારે મેં જૂની વાતના અનુસંધાનમાં એટલું જ કહ્યું કે "હું મહારાજની નિકટમાં રહી શકું એવા કોઈ સ્થાને આપ મને ગોઠવી આપો તો મને મહારાજને સમજાવવાની તક ઠીક મળે."

તે વખતે તો મહામંત્રીએ મને 'ઠીક, ધ્યાનમાં રાખીશું' એમ કહીને મને રજા આપી, પણ એક મહિના પછી મારી એ વિનંતિ બરાબર ધ્યાનમાં લેવાઈ. મહારાજની સંમતિથી જ મહામંત્રીએ મને મહાપ્રતિહારનું સ્થાન આપ્યું, એટલે હું મહારાજના

અંગરક્ષકો, રાજગઢના સંરક્ષકો, દ્વારપાલો અને પુરરક્ષક સૈનિકોનો ઉપરી અધિકારી થયો.

( ૨ )

મહારાજ સાથે મને વધુ સંપર્ક જોઈતો હતો તે હવે મને મળી ગયો અને એ સંપર્ક ઈષ્ટસિદ્ધિ માટે કેવી રીતે ઉપયોગી નીવડે તે તરફ જ મારી દૃષ્ટિ રહેવા લાગી. એક સમય એવો હતો કે જ્યારે સુભટ થવાનો, યુદ્ધો લડવાનો, ગુર્જરરાષ્ટ્રનો ધ્વજ બીજાં બધાં રાષ્ટ્રોથી વધુ ઉચ્ચ રહીને ફરકે તેવું કાંઈ કરવાનો મારા મનનો અભિલાષ હતો; બીજો સમય એવો હતો કે જ્યારે પાટણની-ગુજરાતની અને ગુર્જરેશ્વરની સેવા બજાવીને કે પરાક્રમ ગજાવીને એ સેવા કે પરાક્રમના પારિતોષિકમાં મોઢેરક મંડલ લેવું એવો મારો મનોભાવ હતો; હવે મનમાં એમ જ થયા કરતું હતું કે કોઈ પણ રીતે મહારાજને રીઝવીને મોઢેરક મેળવી લઉં અને એ રીતે અસંતોષમાં પરલોકમાં જઈ વસેલાં માતાપિતાને સંતોષ ઉપજાવું. હું મહારાજને રીઝવવાની તક શોધવા જ તેમનો સંપર્ક ઈચ્છતો હતો. બાકી, મહારાજની બુદ્ધિ, વૃત્તિ કે શક્તિ માટે મને જે કાંઈ થોડું માન રહ્યું હતું તે નાશ પામી ચૂક્યું હતું.

સાચા દિલનો માણસ ગુર્જરેશ્વરની ચાકરી કરી શકે તેવી રાજ્યતંત્રની સ્થિતિ જ રહી નહોતી; છતાં ગુર્જરેશ્વરને સદ્‌ભાગ્યે નહિ તો ગુજરાતને સદ્‌ભાગ્યે કેટલાક રાજકર્મચારીઓ એવા હતા કે જેઓ યથાશક્તિ રાજ્યકાર્ય કર્યે જતા હતા, અને તેટલા પ્રમાણમાં પ્રજાના હિતની સાધના કરતા હતા, કટાયલા યંત્રને ઊંજીઊંજીને જેમતેમ કામ કરતું રાખ્યા કરતા હતા અને રાજ્યની શિથિલતા માટે મનમાં ને મનમાં મુંઝાતા-કચવાતા-શરમાતા હતા. કેટલાકો રાજ્યકાર્ય કરતાં અવશિષ્ટ રહેલા ઉત્સાહનું ધીરે ધીરે વિસર્જન કરી રહ્યા હતા. આવા બધા કર્મચારીઓમાંથી ધવલક્કના યુવરાજે રત્નપારખુના જેવી દક્ષતાથી એક વાર વસ્તુપાલ અને તેના નાના ભાઈ તેજપાલને ધવલક્કના

કાર્યભાર માટે મહારાજ પાસેથી માંગી લીધા અને મહારાજે તેમને વીરધવલને સોંપ્યા. જ્યારે એ બેઉ જુવાન ભાઈઓ મહારાજની સમક્ષ આવ્યા અને મહારાજે બેઉના માથે હાથ મૂકીને તેમને આશીર્વાદ આપ્યા ત્યારે હું મહારાજની સેવામાં મંત્રણાખંડના દ્વાર પર જ ઊભો હતો. બેઉ ભાઇઓ જ્યારે ખંડમાંથી બહાર નીકળ્યા ત્યારે મેં વસ્તુપાલને અભિનંદીને ધીરેથી કહ્યું: "જ્યાં કાચના કાંકરાની સાથે વસીને રત્નો પણ કંકરત્વને પામે છે ત્યાંથી પુરુષ-રત્નો પ્રયાણ કરી જાય છે અને તે જ ઇષ્ટ છે."

એ બેઉ ભાઇઓ સાચાં રત્નો જ હતા. વયે જુવાન હતા તેથી પાટણના પ્રૌઢ વયના અધિકારીઓ તેમનું મૂલ્ય સમજી શકતા નહિ, પણ ધવલક્કનો રાણો તે બરાબર સમજી ગયો. બેઉ શાણા, દીર્ઘ-દર્શી, લખવે-વાંચવે પંડિત જેવા, શરીરે પહોંચતા અને યુદ્ધકળાના પણ સારા જાણકાર હતા.

ધવલક્કમાં જઇ રહ્યાને એ બેઉ ભાઇઓને એકાદ માસ પણ નહિ થયો હોય એવામાં રાણાએ ધારી રાખેલી મુલકગીરી કરવા વસ્તુપાલ અને વીરધવલ સોરઠમાં નીકળી પડ્યા. મહારાજ ભીમદેવ સોમનાથની યાત્રા કરી પાછા આવ્યા ત્યારે માનતા હતા કે આખા સૌરાષ્ટ્ર મહામંડલમાં પોતાની આણ વર્તે છે, પરંતુ તેમને ખબર નહોતી કે એ મહામંડલમાં પગ પેસાડવાને ધવલક્કના રાણાની ચંચલ દૃષ્ટિ કેટલાય વખતથી બધી દિશામાં ફરી રહી હતી. સૌરાષ્ટ્રનો દેશપતિ પ્રભાસમાં બેઠોબેઠો રાજકર એકઠો કરતો હતો પરંતુ એ કર પૂરેપાધરો તેના હાથમાં આવતો જ નહિ. ગામેતીઓ ખેડૂતો પાસેથી બધો કર ઊઘરાવીને ખાઈ જતા, રાજભાગ પહોં-ચાડતા નહિ અને મનસ્વીપણે વર્તતા. ધવલક્કના રાણાએ એ વસ્તુસ્થિતિ ક્યારની જોઇ લીધી હતી એટલે વસ્તુપાલ જેવો ચતુર મંત્રી અને યુદ્ધકલાવિશારદ મળતાં તેમણે પોતાના હાથપગ હલાવવા માંડ્યા.

ઝાલાવાડના ગામેતીઓ અને ગીરાસિયા વીરધવલની આક્રમણ

કરતી સેનાનો પ્રતિકાર કરવા વઢવાણ આગળ એકઠા થયા હતા એટલે વીરધવલે પડેલું યુદ્ધ ત્યાં જ લડવાનું શરુ કર્યું. ભદ્રેશ્વરનો ભીમસિંહ તેમનો આગેવાન હતો તેને યુદ્ધને બીજે દિવસે વસ્તુપાલે પોતાની પાસે એકલો બોલાવ્યો અને સમજાવી લીધો. તે ફૂટયો એટલે બીજા ગામેતીઓ ઠંડા થઈ ગયા. તેમની પાસેથી વીરધવલે રાજભાગ અને યુદ્ધનો દંડ બેઉ પડાવ્યાં. રાજભાગ વર્ધમાન મંડલના દંડપતિને સોંપવો જોઈએ, પરન્તુ દંડપતિ તે માંગવાની હિંમત કરી શકે તો ને?

પછી ભીમસિંહનો વારો આવ્યો. વસ્તુપાલે તેને ફોસલાવ્યો હતો, પરંતુ વીરધવલે તો તેને ભદ્રેશ્વરમાંથી જ નસાડીને તેનાં બધાં ગામ ઉપર પોતાનું થાણું બેસાડયું. ભીમસિંહ કચ્છના રણ તરફથી નાસી ગયો હોવાના વાવડ તે વખતે સાંભળેલા પણ પછી તેના કશા સમાચાર સાંભળવામાં આવેલા નહિ.

વીરધવલ અને વસ્તુપાલ ગોહીલવાડમાં આગળ વધ્યા પણ ત્યાંનાં ગામો તો વગરવિરોધે રાજભાગ અને દંડ આપી દેવા લાગ્યાં એટલે વીરધવલની સેનાને ત્યાં કશી રંજાડ કરવી પડી નહિ. પરંતુ સોરઠમાં આગળ વધતાં વનસ્થલીના ગામેતીઓ અને ગીરાસિયા સામા થયા.

લાંબા સમય સુધી સોરઠનાં ગામડાં લૂંટીને પુષ્ટ થએલા ત્યાંના ક્ષત્રિયો વીરધવલના શ્વસુરપક્ષના સગા હતા એટલે તેઓ પોતાને નિર્ભય માનતા હતા. વીરધવલ અને વસ્તુપાલ જ્યારે એ પ્રદેશમાં પહોંચીને રાજભાગ માંગવા લાગ્યા ત્યારે વીરધવલના બે સાળા ચમકી ગયા અને લડવા તૈયાર થઇ ગયા. ધવલકક્કમાં રાણી જયતલદેવીને એ સમાચાર વસ્તુપાલે સાંઢણીસવાર મોકલીને પહોંચાડયા કે તુરત જયતલદેવી વનસ્થલી આવી અને ભાઇઓને સમજાવી ચૂકી, પણ તેઓ માન્યા નહિ તથા લડવા ઊતર્યા. પરિણામે તેઓ મરાયા અને વનસ્થલીમાંથી કેટલાંય ગાડાં ભરીને ધન વસ્તુપાલે ધવલકક્કમાં આણ્યું. ઘરડા લવણપ્રસાદની નિસ્તેજ બનતી આંખોમાં તેથી તેજના અંબાર જરૂર પ્રકટયા હશે.

વીરધવલ અને વસ્તુપાલની સોરઠમાંની મુલકગીરીની આવી બધી વાતો પાટણમાં આવતી અને મંત્રીઓ તથા મહારાજને કાને પહોંચતી.

એક વાર શેખર શર્મા સાથે વાતો કરતા મહારાજ બેઠા હતા. સોરઠના દેશપતિ તરફથી આવેલો પત્ર રત્નપાલ શેઠે મહારાજને વાંચવા મોકલેલો તે મહારાજે મારા હાથમાં મૂકીને કહ્યું : " વાંચ જોઈએ, સામંતસિંહ શું લખે છે ? "

મેં પત્ર વાંચવા માંડ્યો. તેમાં વીરધવલ અને વસ્તુપાલનાં પરાક્રમોની વાતો હતી તે બધી હું વાંચી રહ્યો એટલે મહારાજ બોલ્યા : " જેતુ ! સોરઠનું તંત્ર ઢીલું હતું તે સાચી વાત હોં ! વીરધવલ અને વસ્તુપાલે બધાની ઠીક ખબર લઈ નાંખી. હવે ત્યાં બધું સુવ્યવસ્થિત ચાલશે. "

મેં કહ્યું : " પણ મહારાજ ! સામંતસિંહ તો લખે છે કે બધા પ્રદેશમાં વીરધવલે પોતાનાં થાણાં બેસાડ્યાં છે. "

મહારાજ વચ્ચે બોલી ઊઠ્યા : " ભલેને બેસાડ્યાં, ધવલક્કનું મહામંડલ પણ આપણું જ છે ને ? વીરધવલ બધો રાજભાગ પાટણ મોકલી આપશે. "

હું તેનો પ્રતિકાર કર્યા વિના મૂગો જ બેસી રહ્યો. ધવલક્કના યુવરાજે ઊઘરાવેલું ધન પાટણમાં આવે એવી આશા મને આકાશનાં ફૂલ જેવી લાગતી હતી. અને થોડા દિવસ પછી એ વાતના સમાચાર પણ રત્નપાલ શેઠે મારી ઉપસ્થિતિમાં મહારાજને ક્રોધપૂર્વક સુણાવ્યા, ત્યારે મહારાજ મૂગા જ બેસી રહ્યા, અને શેઠ ગયા પછી મહારાજે મને કહ્યું: " જેતુ ! મહામંત્રીને રાણા ઉપર માઠું લાગ્યું જણાય છે, પરન્તુ તેમાં રાણાનો શો વાંક ? તેણે જે શ્રમ ઉઠાવ્યો તેનું ફળ આપણે ઇચ્છીએ તે કાંઈ ગુર્જરેશ્વર માટે સારું ન કહેવાય. "

મેં હોઠ દાબીને કહ્યું: " સાચું છે, મહારાજ ! "

(૩)

સોરઠમાંથી મેળવેલા ધન વડે ધવલક્કનો ભંડાર ભરીને તુરત વીરધવલ સેના સાથે ખંભાત ઊપડ્યો. લાટ ઉપર વિજય મેળવ્યા પછી અર્જુનવર્માએ એ મંડલનો કારભાર માંડલિક શંખ-રાજને સોંપ્યો હતો. તે ભૃગુકચ્છથી ખંભાત પરનું આક્રમણ અટકાવવા સમયસર પહોંચી શક્યો નહિ. તે કોંકણના સિંઘણ સામે ભૃગુકચ્છમાં લડતો હતો. એ તક સાધીને જ વીરધવલે ખંભાત ઉપર આક્રમણ કરેલું, એટલે ખંભાત તેના હાથમાં પડતાં વાર લાગી નહિ, અને શંખરાજ ભૃગુકચ્છમાં હાથ ઘસતો બેસી રહ્યો. વીરધવલ ખંભાતના બારાનું અને નગરનું પૂરી રીતે રક્ષણ થાય એટલી સેના તથા સામગ્રી મૂકી ધવલક્ક તરફ પાછો ફર્યો અને બાકીની મુલકી વ્યવસ્થા કરવા માટે તુરત વસ્તુપાલને ખંભાત તરફ રવાના કર્યો. વસ્તુપાલની દક્ષતા અને નિષ્ઠાએ ધવલક્કના પિતાપુત્રની મહત્ત્વાકાંક્ષાને પાર પાડવામાં ઊણપ રહેવા દીધી નહિ. શંખરાજે વસ્તુપાલને ખંભાતનું રાજપદ આપવાની અને લાટમાં જોડાવાની લાલચ સુદ્ધાં આપેલી, પણ વસ્તુપાલ એ લાલચને વશ થયો નહિ, એટલું જ નહિ પણ શંખરાજ જ્યારે ખંભાત ઉપર આક્રમણ લાવ્યો ત્યારે તેને સ્વપરાક્રમે કરીને હરાવ્યો અને નસાડી મૂક્યો. પાટણમાં વસ્તુપાલનું તેજ શાન્ત હતું તે ધવલક્કમાં ગયા પછી ભભૂકી ઊઠેલું જોઈને પાટણવાસીઓ દાંતમાં આંગળાં ઘાલી રહ્યા.

પરન્તુ સોરઠમાંની વીરધવલ તથા વસ્તુપાલની મુલકગીરીથી અને ખંભાત પરના વિજયથી ગુજરાતના મંડલેશ્વરો ચોંકી ઊઠ્યા. લવણપ્રસાદ વહેલોમોડો પાટણ ઉપર જ પોતાનો હાથ ઉગામીને ગુર્જરેશ્વર થઈ બેસશે એવી શંકા લાંબા સમયથી એ મંડલેશ્વરો સેવ્યા કરતા હતા. પાટણની નબળાઈનો તે બધાને ખયાલ હતો. લવણપ્રસાદ પાટણની સેવા કરે છે કે પોતાનો દાવ સાધવાની તક શોધવા પાટણમાં મહિનાઓ સુધી પડ્યો પાથર્યો રહે છે એવા પ્રશ્નો તેમના મનમાં ઊઠ્યા કરતા હતા; તેમણે જ્યારે ગુજરાતનો

સૌરાષ્ટ્રમંડલરૂપી બાહુ કપાયલો જોયો, લાટમંડલરૂપી બીજો બાહુ અર્જુનવર્માએ કાપ્યો ત્યારે પાટણ કે ધવલક્ક કાંઈ કરી શક્યાં નહિ અને સમય વર્તીને ધવલક્કે જ લાટને પોતાની ચૂડમાં લીધું એ પણ જોયું, ત્યારે તેમને લાગ્યું કે રાણો હવે પાટણને પોતાની ચૂડમાં લીધા વિના રહેવાનો નથી. પાટણના નિર્બળ થતા જતા રાજ્યના મંડલેશ્વરો તરીકે રહેવામાં તેમને કશો વાંધો નહોતો, પણ ધવલક્કના પરાક્રમી રાણાની આ ચાલ તેમને ભયંકર લાગવા માંડી.

કળીએ સાચું જ કહ્યું હતું કે ગુજરાતના મંડલેશ્વરો જ એક વાર ધવલક્કના રાણાને ચમત્કાર બતાવ્યા વિના રહેવાના નથી. તેનું એ કથન જૈત્રસિંહના રાજગઢમાંથી પીધેલી પ્રેરણાના ફળરૂપ હતું; પરંતુ જૈત્રસિંહે તો લવણપ્રસાદની એ ચાલની દરકાર કરી નહિ. ચંદ્રાવતિના ધારાવર્ષદેવના મૃત્યુ પછી તેનો પુત્ર સોમસિંહ અર્બુદેશ્વર બન્યો હતો તેણે ઝાલોરના ઉદયસિંહ ચોહાણ સાથે મંત્રણા કરી, ઉદયસિંહે પોતાના ભાઈ માહણસિંહને બોલાવ્યો અને તેનો અભિપ્રાય લીધો, ગોડવાડનો ધાંધલદેવ પણ સોમસિંહને પોતાને અનુકૂળ જણાયો, એટલે એ ચારેયે મળીને સંયુક્ત સેનાને ધવલક્ક ઉપર આક્રમણ લઈ જવાને દોરી.

આ સમાચાર સાંભળીને મહારાજ ભીમદેવ ચિંતાતુર બની ગયા. મહામંત્રી કે બીજા મંત્રીઓ પણ તેમની ચિંતા ટાળવાની સ્થિતિમાં નહોતા. પાટણ પાસે સેના તૈયાર હતી, પરંતુ મહારાજ કે મંત્રીમંડળ નક્કી જ કરી શકતા નહોતા કે પાટણના મિત્રો કોણ છે અને શત્રુઓ કોણ છે. પાટણની સેના કોના પક્ષમાં રહીને કોની સામે લડી શકે તે સમજી શકાતું નહોતું. એક વાર રાત્રે મહારાજની સમક્ષ બધા મંત્રીઓ મંત્રણા કરીને ગયા ત્યારપછી મને મહારાજે પોતાના શય્યાખંડની એકાંતમાં બોલાવ્યો.

મહારાજે મને પૂછ્યું : " હે જેતુ ! આ મારવાડના ઠાકોરો એકઠા થઈને ઊપડચા છે અને આપણી હદમાં સેના દોરી લાવે છે તેઓ પાટણ ઉપર હુમલો કરશે ખરા ? "

મેં કહ્યું : "ના મહારાજ! હું એમ નથી માનતો."

"ત્યારે લવણપ્રસાદ એવું કાંઈ કરે ખરો ?"

"એમના પેટમાં શું હશે તે હું ન કહી શકું, મહારાજ! પણ મારવાડવાળાઓ જરૂર વહેમાયા છે."

"તો શું તેઓ લવણપ્રસાદ સાથે લડે ત્યારે આપણે જોયા જ કરવું ?"

મેં કહ્યું : "મહારાજ! હું એક વાત કહું તે સાંભળો. એક વાર એક ઘરડો સિંહ માંદો પડ્યો એટલે વગડામાં રહેલાં શિયાળિયાં અને ગામમાં ભટકતાં કૂતરાં તેની આસપાસ એકઠાં થયાં. સિંહ ક્યારે મરે અને પોતે તેને ફાડી ખાય એવા મનોભાવે તેમને અધીરા બનાવ્યા. કૂતરાંના મનમાં હતું કે સિંહ મરે કે તુરત તેઓ એના મુડદાને ગામ ભણી ખેંચી જાય, અને શિયાળિયાંના મનમાં એમ હતું કે સિંહનું મુડદું કૂતરાને હાથ પડવા ન દેતાં તેઓ જ તેને ખાઈ જાય. આવો એક બીજાનો મનોભાવ જાણીને કૂતરાં અને શિયાળિયાંમાં પરસ્પર દ્વેષ પ્રકટ્યો અને તેઓ માંહોમાંહે લડવા લાગી ગયાં. સિંહ તો પડ્યો પડ્યો જોતો જ રહ્યો કે આ બેઉ હું વૃદ્ધના શત્રુઓ છે તો તેઓ માંહોમાંહે લડી મરે એ જ મારા હિતની વાત છે. એમ વિચારીને સિંહે એ બેઉ જાનવરોનાં ટોળાંને નહિ લડવા માટે કશી શિખામણ આપી નહિ."

વાત સાંભળીને મહારાજ પ્રસન્નતાથી ખડખડાટ હસી પડ્યા અને મારી પીઠ થાબડીને બોલ્યા: "ધન્ય તારી વાત, જેતુ! બેઉને આપણે માંહોમાંહે લડતા જોયા જ કરવા અને કશું બોલવું નહિ એ વાત બરાબર છે. પણ તારી વાતમાં એક દોષ છે. એ સિંહ તો ઘરડો થયો હતો અને મરવા પડ્યો હતો, પણ આ સિંહ નથી ઘરડો કે નથી મરવા પડ્યો, તે જો ધારે તો શિયાળિયાં અને કૂતરાં બધાંયને જીવતાં કરડી ખાય એટલો શક્તિમાન છે."

મેં જોઈ લીધું કે આ સમયે મારે મહારાજના એ મિથ્યાભિમાનનો પ્રતિકાર કરવો એ યોગ્ય નથી, એટલે તુરત હું બોલ્યો:

"પણ મહારાજ! મારી વાત હજી અધૂરી છે. એ શિયાળિયાં-કૂતરાં પોતાના મનમાં માનતાં હતાં કે સિંહ ઘરડો થયો છે અને મરવા પડ્યો છે, પરન્તુ ખરી વાત એ હતી કે સિંહે એકી સાથે બે હરણિયાંને મારીને તેમનો આહાર કર્યો હતો એટલે તે પચાવવાને મૂગો મૂગો સૂઈ રહ્યો હતો, પરન્તુ શિયાળિયાં-કૂતરાંને એ ખબર નહોતી, તેમની આશા કેવળ ભ્રમ રૂપ હતી, અને સિંહ આહાર પચાવીને જ્યારે ત્રાડ મારી ઊભો થશે ત્યારે પોતાને ઊભી પૂછડીએ નાસવું પડશે તેનું એ મૂર્ખ પ્રાણીઓને સ્વપ્ન પણ નહોતું!"

મહારાજ બોલ્યા: "હા, હવે તારું દૃષ્ટાંત દોષરહિત રીતે ઘટે છે; એટલે હવે આપણે મૂગા બેસી રહીને શક્તિસંચય કર્યાં કરવો જોઈએ એ વાત બરાબર."

પછી મહારાજે મને જવાની રજા આપી અને પોતે નિરાંતે સૂઈ ગયા.



# ઉલ્લાસ પંદરમો

## (૧)

થોડા દિવસ પછી પંચાસરથી રાણા ભૂણપસાક પાટણમાં આવ્યા અને તેમણે મહારાજને વિનંતિ કરી: "મહારાજ! મેં પંચાસરમાં એક રાજપ્રાસાદ બંધાવવા માંડેલો તે ઘણાં વર્ષે પૂરો થયો છે. આપ આપનાં પવિત્ર પગલાં કરવા ત્યાં એક વાર આવો, પછી હું તેમાં નિવાસ કરવા જઉં એવી મારી ઇચ્છા છે."

વર્ષાઋતુ પૂરી થઈ હતી પણ હજી શરદની નિર્મળતા દૃષ્ટિગોચર થતી નહોતી. મહારાજે શેખર શર્માને પૂછ્યું, તેણે એવી ઋતુમાં નાનો પણ પ્રવાસ કરવાની સંમતિ આપી નહિ, એટલે મહારાજે પંચાસર જવાની ઇચ્છા કરી નહિ, પણ રાણાને નિરાશ નહિ કરવાને કહ્યું: "રાણા! અમે અત્યારે તો નહિ, પણ દશેરાનું શમી-પૂજન કર્યાં પછી તમારો પ્રાસાદ જોવા આવવાનો વિચાર કરીશું.

અત્યારે તો તમારી સાથે અમારા થોડા માણસોને લઈ જાઓ, તેમને પ્રાસાદ બતાવો અને જો તેમને એની રચના ગમી જશે તો પછી અમે પણ તેવો પ્રાસાદ પાટણમાં બંધાવીશું. મેં તમારા પ્રાસાદની ઘણી પ્રશંસા સાંભળી છે એટલે મારે તે જોવો તો છે, પણ પછીથી વાત. ”

અને પછી મહારાજે સારંગ તથા અર્જુન નામના પાટણના બે વિખ્યાત શિલ્પીઓને, શેખર શર્માને, ધન્ના કોટવાલને અને મને એમ પાંચ જણને પંચાસર જવાની આજ્ઞા કરી.

મને પ્રાસાદ જોવાની તો ઉત્કંઠા હતી, પરંતુ ત્યાં પુનઃ ભવાનીનું દર્શન થશે, જૂનું દુઃખ તાજું થશે, એ વિચાર મૂંઝવતો હતો. મહારાજની આજ્ઞા થવાથી એ મૂંઝવણને દાબી દઈને મારે બીજાઓની સંગાથે પંચાસર જવું પડ્યું.

જે સ્થળે મેં એક વાર પત્થર–ચૂનાના ઢગલા પડેલા જોયા હતા તે સ્થળે હવે ત્રણ માળનો અને વિશાળ આકાશિકાવાળો પ્રાસાદ ઊભો થઈ ચૂકેલો જોયો, એટલું જ નહિ પણ તેની બે દિશાએ ઉદ્યાન અને બે દિશાએ સ્વચ્છ પ્રાંગણ પથરાઈ રહેલાં જોયાં.

પ્રાસાદની રચના વિલક્ષણ હતી. સુંદર શિલ્પ કે નકસીદાર ગવાક્ષો, વિવિધરંગી પત્થરોની ફરસબંધી કે વિવિધ ભાવદર્શક પૂતળીઓથી મંડિત આરસના સ્તંભો, એ જ પ્રાસાદની મુખ્ય કે આકર્ષક વસ્તુઓ નહોતી; તેનું આકર્ષણ તો હતું પ્રાસાદના માળો અને ખંડોમાં પ્રવેશ કર્યા પછી તેમાં જ અનુભવાતી જુદા જુદા પ્રકારની હવા. એ હવાના પ્રકારોની જ યોજના માટે પ્રાસાદના જુદા જુદા ખંડોનાં બારણાં અને બારીઓની વિચિત્ર યોજના પ્રથમ દૃષ્ટિએ જ જોવામાં આવતી હતી. સારંગ અને અર્જુન તો એ રચના જોઈને હસતા હતા અને વિસ્મય પામતા હતા. શિલ્પશાસ્ત્રના સિદ્ધાંતોનો તરેહવાર રીતે ભંગ કરીને એ રચના કરવામાં આવેલી જોઈને તેમના મનમાં થતું હતું: ‘ આવા પ્રાસાદ પાછળ રાણાએ ધનનો નિરર્થક વ્યય કેમ કર્યો હશે?’ પરંતુ શેખર શર્માને લાગ્યું કે પ્રાસાદની રચનામાં

કોઈ અદ્ભુત સંકેત જરૂર રહેલો છે.

અમે ત્રણે માળના બધા ખંડો ફરી વળ્યા, ઠંડ, સમશીતોષ્ણ તથા ઠંડી હવાનો સ્વાદ લઈ ચૂક્યા, પછી આકાશિકા પર ચડીને ઊભા અને ચોપાસ દૃષ્ટિપાત કર્યો; તે ક્ષણે શેખર શર્માથી બોલી જવાયું: "ધન્ય છે આવા પ્રાસાદના રચનારને! અશ્વિનીકુમારો જો આ પ્રાસાદ જુએ તો તેઓને પણ હમેશાં અહીં જ નિવાસ કરવાનું મન થાય!"

જે મને, શિલ્પીઓને અને બીજાઓને નહોતું સમજાયું તે શેખર શર્માને સમજાયું હતું કે બધી ઋતુઓમાં આરોગ્ય પ્રાપ્ત કરાવનારી સુખદ હવા મળ્યા કરે તે જ સંકેત એની રચનાની પાછળ રહેલો છે. શિશિરમાં રહેવા માટે ભોંયતળિયાના ખંડો પૂરા અનુકૂળ હતા કારણકે એ ખંડોનાં બારણાં અને બારીઓ ઉદ્યાન ભણી નહિ પણ પ્રાંગણ ભણી પડતાં હતાં અને બારીબારણાંને બંધ રાખવા છતાં તેમાં જરૂર પૂરતો વાયુ ને પ્રકાશ આવતાં હતાં. અભ્રકનાં આભલાં ગૂંથીને બનાવેલા રંગીન ઊનના પડદાથી બારીબારણાં ઢંકાયેલાં હતાં. શિશિરકાળના વાયુની દિશા ધ્યાનમાં રાખીને તેની ગોઠવણ કરવામાં આવી હતી, એટલે આરામથી વસી શકાય છતાં શૈત્યનું નિવારણ થાય એવી પૂરી સગવડ એ ખંડોમાં નિર્માણ કરવામાં આવી હતી. તેથી ઊલટી સગવડ ત્રીજા માળમાં હતી. એ માળ ઉનાળામાં વસવાને યોગ્ય ખંડોવાળો હતો. ઉદ્યાનમાં વિહરતો શીતળ સુગંધી વાયુ ગવાક્ષમાં બેસાડેલા ફુલરોપોને સ્પર્શીને બારીઓ વાટે પ્રાસાદમાં પ્રવેશી શીતળતાનો અનુભવ કરાવતો હતો. ઉનાળાના વાયુની દિશાનો વિચાર એ માળનાં બારીબારણાંની યોજના પાછળ રહેલો હતો. કચ્છના રણમાં ઉદ્ભવતો ઉષ્ણ વાયુ સીધો પ્રાસાદમાં ન આવે, પણ દિશા બદલીને ઉદ્યાન ઉપર થઈને ઉષ્ણતા શોષાયા પછી જ પ્રાસાદમાં પ્રવેશ કરી શકે તેમ હતું. વચલા માળમાં રહીને વર્ષા ઋતુ ગાળવાથી જરાએ ભીની હવા, ભેજ કે વાછંટ ન આવે

એવી જોગવાઈ કરી હતી. વિશેષમાં શિશિરમાં સૂર્યતાપનું સેવન કરવાની, ઉષ્ણ કાળમાં જળલીલા કરવાની, વસંતમાં રાત્રિએ ચંદ્રિકાવિહાર કરવાની અને ઇચ્છા હોય તો વર્ષાની વૃષ્ટિમાં સ્નાન કરવાની સગવડ પણ પ્રાસાદમાંથી બહાર નીકળ્યા વિના કરી શકાય તેમ હતું. નૌકાવિહાર માટે તો વિશાળ તળાવ દૃષ્ટિની સમીપે જ હતું.

એક જ પ્રાસાદમાં વસીને ત્રણે ઋતુઓમાં અનુકૂળ હવામાં આરોગ્ય જાળવી શકાય એ દૃષ્ટિએ કરાયલી રચના જોઈને સૌથી વિશેષ આનંદાનુભવ તો શેખર શર્માને થયો; એટલું જ નહિ પણ તેમણે ભવાનીને અભિનંદન આપવા ઉપરાંત એમ પણ કહ્યું કે "હું પાટણ જઈને મહારાજને જરૂર કહેવાનો છું કે આપને વસવા માટે તો આવો જ મહાલય બંધાવવો જોઈએ."

મારા મનમાં થયું કે વર્ષો સુધી મનમાં સેવી રાખેલા સ્વપ્નનો સાક્ષાત્કાર ભવાનીએ છેવટે આ અદ્‌ભુત પ્રાસાદ દ્વારા કર્યો; પણ પોતાના જીવનના સ્વપ્નનો સાક્ષાત્કાર શું તે કરી શકશે? હા, તે અખંડ કૌમાર્યના પાલનની તપશ્ચર્યા જ કરી રહી હતી, હજી મૂગી મૂગી મારી જ ભજના કરી રહી હતી, જરાએ અધીરાઈ દાખવ્યા વિના શાન્ત જળની પેઠે યૌવનના દિવસો વહાવ્યે જતી હતી.

આકાશિકામાં અનેક શિલાસનો હતાં તે ઉપર અમે બધાં બેઠાં. રાણા લૂણપસાક પોતાની પુત્રીની આ અભિનવ રચનાને મળતા અભિનંદનથી અતિપ્રસન્ન થઈ રહ્યા હતા અને ભવાની પણ જાણે કૃતકૃત્યતાનો સંતોષ અનુભવી રહી હતી. મેં કહ્યું: "આવા સુંદર પ્રાસાદનું કાંઈ નામ તો હોવું જોઈએ."

ભવાની મૃદુ સ્મિત કરીને બોલી: "એ નામકરણ તમે કરો."

હું બોલ્યો: "હું તો એને નિત્યવસંત પ્રાસાદ કહું."

"યથાર્થ છે, જયંતસિંહ! એ જ નામ યથાર્થ છે." શેખર શર્મા તુરત બોલી ઊઠયા.

( ૨ )

મને ખરેખર દેખાતું હતું કે ભવાની પોતાની યૌવનશ્રીને નિરર્થક બનાવી રહી હતી. કલાચાતુર્ય અને કલ્પનાવિભવને પ્રાસાદની રચનામાં સાર્થક કર્યાં છતાં તે પોતાના જીવનને નીરસતાના રણ તરફ હાંકી રહી હતી અને પરિણામે જીવન તથા યૌવન અકાળે કરમાઇ ગયા વિના થોડાં જ રહેવાનાં હતાં! આવી આકરી તપશ્ચર્યા કોઈ સ્ત્રી કરતી હશે ખરી? અને તે પણ મારા જેવા એક ક્ષુદ્ર સૈનિકને માટે!

બીજે દિવસે મધ્યાહ્ને જ્યારે મારા સાથીઓ મિષ્ટ ભોજન જમીને નિરાંતે ઊંઘતા હતા, ત્યારે હું ભવાનીને શોધતો તેની ચિત્રશાળામાં જઇ પહોંચ્યો. ચિત્રશાળાની સમૃદ્ધિ પહેલાં કરતાં હવે સારી પેઠે વધી ગયેલી મેં જોઈ. મને આવેલો જોતાં જ ભવાનીએ પોતાના હાથમાંની ચિત્રપાટીને બાજુએ મૂકી દીધી. મેં તે ઊંચકીને જોઈ: મારા જ વદનની રેખાઓ ભવાનીએ તેમાં દોરી હતી!

મારી આંખોમાં જળ ભરાઈ આવ્યું. હું બોલ્યો: "ભવાનિ! આ દુર્ભાગી જુવાનને શું તું હજી ભજ્યા જ કરે છે? શામાટે તું તારા મૂલ્યવાન જીવનને આમ વેડફે છે?"

"મારી મૂલ્યાંકનવૃત્તિને મારી બુદ્ધિ પણ સમજી શકતી નથી, જેતુ! હૃદયના માર્ગને અવરોધવા કોઈ કોઈ વાર બુદ્ધિ મથે છે, પણ હારીને હેઠે બેસે છે."

"તું જાણે છે ખરી ને કે હું કેટલો દુર્ભાગી છું? મારા, તમારા, હિતસ્વીઓના બધા પ્રયત્નો છતાં આજની ઘડી સુધી તો મોહેરક હું મેળવી શક્યો નથી; મારું ભાવિ અંધકારમય છે, કદાચ હું બહારવટિયો થઇને વગડે-વગડે કે ડુંગરે-ડુંગરે રખડતો થઇ જઇશ!"

"હા, તે મારા ધ્યાનમાં છે, છતાં મારા મનની દિશા બદલાતી નથી; હવે તો ગુરુજનો પણ તે જાણી ચૂક્યાં છે અને મારા તરફ કરુણ દૃષ્ટિથી જોઇ રહીને કશું બોલતાં નથી."

"હું તને એક નવી વાત કહેવા આવ્યો છું, ભવાનિ!"

"એવું શું છે?"

"તું જાણે છે કે તારું ભાગ્ય કોઈ ચક્રવર્તી રાજવી સાથે વિધાતાએ જોડી રાખ્યું છે?"

"એવું કહેનારો વળી કયો ભવિષ્યવેત્તા જાગ્યો છે?"

"આચાર્ય વેદગર્ભરાશિ તારી હસ્તરેખાઓ એક વાર જોઈ ગએલા, તે વાત સાચી?"

"હા! તું અહીં પહેલી વાર આવેલો, ત્યારપછી થોડા વખતે તે આવેલા, પણ તે મારી હસ્તરેખાઓ જોવા જ આવ્યા હશે તેની મને ખબર નહિ."

"તો રાશિજી જ તારી હસ્તરેખાઓ ઉપરથી એ ભવિષ્ય જાણી ચૂકયા છે. એ કથન સાચું નીવડવાનું હોય તો તું મારા માટે નિરર્થક તપશ્ચર્યા કરે છે; અને ભવિષ્યમાં ચક્રવર્તી રાજા થાય એવો તો વીરધવલ જ છે, હું નહિ."

નીચી દૃષ્ટિ ઢાળીને મારી સાથે વાત કરી રહેલી ભવાનીએ તત્ક્ષણ દૃષ્ટિને ઊંચી કરીને મારી સામે જોયું. તેની આંખોમાં રક્તિમા હતી. તેને મેં તે ક્ષણે ક્રોધવશ જોઈ. પણ મારી ને તેની આંખો મળી, બીજી જ ક્ષણે તેની વદનચર્યા પ્રસન્ન થઈ ગઇ અને તે ધીરેથી બોલી: "પણ જેતુ! મને તો તારા વદનની રેખામાં જ ચક્રવર્તીપદ દેખાય છે!"

હું અવાક્ બની ગયો. મને ભવાનીની બુદ્ધિમાં કાંઇ વિકૃતિ જન્મી હોય એવો ભાસ થયો.

"ત્યારે હવે હું જઉં છું, ભવાનિ! અમે કાલે પ્રભાતમાં પાટણ તરફ પ્રયાણ આરંભવાના છીએ."

"અસ્તુ, ફરી કોઇ [illegible] તું આવીશ જેતુ?"

મેં મારા લલાટ ભણી આંગળી કરી. ત્યાંથી પગ ઉપાડતાં મારાથી છૂપું ડુસકું ભરાઇ ગયું.

(૩)

'નિત્યવસંત પ્રાસાદ' નો નિવાસ કેવો આરામ-પ્રદાયક, આરોગ્યસંવર્ધક, શક્તિસંચારક અને સર્વ રીતે સુખદાયક અને તેનું જે વર્ણન શેખર શર્માએ પાટણ પહોંચીને મહારાજ ભીમદેવ સમક્ષ કર્યું, તેથી મહારાજને એવો પ્રાસાદ પોતાના નિવાસ માટે પાટણમાં પણ જોઇએ એવી અભિલાષા ઉત્પન્ન થઈ.

જેવી રીતે પંચાસરમાં તળાવને કિનારે પ્રાસાદ હતો તેવી રીતે પાટણમાં સહસ્રલિંગને કિનારે નવો પ્રાસાદ બંધાવવો એવો વિચાર કરીને મહારાજ એક વાર તળાવની આસપાસની ભૂમિ જોઇ આવ્યા અને સારંગ તથા અર્જુનને બોલાવીને સ્થાન નિશ્ચિત કરવા સૂચવ્યું.

પછી કોષાધ્યક્ષને બોલાવી ધનની વીગત પૂછી તો તેણે મહારાજ નાસીપાસ થાય એવો પ્રત્યુત્તર આપ્યો.

દામૂ ઠક્કરને બોલાવીને રાજકોષમાં બહુ થોડો ધનસંચય કેમ છે તે વિષે પૂછ્યું તો ઠક્કરે સીધો જ ઉત્તર આપી દીધો કે મંડલેમાંથી રાજભાગ પૂરેપાધરો આવતો નથી અને સોરઠનો ઝરો તો સુકાઇ જ ગયો છે.

છેવટે મહામંત્રીએ મહારાજને સમજાવ્યું: "મહારાજ ! હમણાં તો ઠાકોરો માંહોમાંહે લડે છે, દેશમાં શાન્તિ ફેલાશે એટલે પાછો રાજકોષ ભરાઈ જશે, તે સમયે નવા રાજપ્રાસાદનું કામ પ્રારંભીશું."

તે વખતે યુદ્ધ ખરેખર પ્રારંભાયું નહોતું, પણ બેઉ પક્ષો યુદ્ધ માટે સજ્જ થઇને સામસામાં આક્રમણ કરવાને આગળ વધી રહ્યા હતા.

મારવાડના ઠાકોરોની સેનાને ધવલક્ક સુધી પહોંચવા દેવાનું લવણપ્રસાદને ઇષ્ટ લાગ્યું નહોતું, એટલે તેમણે પોતાને અનુકૂળ માલૂમ પડયા એવા ઠાકોરોની સેના પોતાના પક્ષે બોલાવી હતી અને ધવલક્કમાં મોટી સેના એકઠી કરીને કૂચ આરંભી દીધી હતી.

સાબ્રમતીને આથમણે કિનારે બેઉ પક્ષોની સેના સામસામી

આગળ વધતી હતી, તે *વિજ્જુપુર પાસે પહોંચતાં નિકટ આવી પહોંચી. લવણપ્રસાદે વીરધવલ અને તેજપાલને સેનાની સાથે લીધા હતા.

રાણાએ વિજ્જુપુરની નિકટમાં અનુકૂળ સ્થાન જોઇને છાવણી નાંખી. લાટમાંથી સેના આવી હતી અને ગોદ્રહકથી ઘુઘુલ લવણ-પ્રસાદની સહાય માટે ગયો હતો પરંતુ વિજ્જુપુર પહોંચ્યા પછી તેણે પોતાની ચાલ બદલી અને લવણપ્રસાદની છાવણીમાં જવાને બદલે તે મારવાડી ઠાકોરોમાં ભળી ગયો !

બેઉ પક્ષોની સેનાનાં થાણાં નંખાયા પછી લવણપ્રસાદ અને સોમસિંહ પરમાર વચ્ચે સંદેશાની આવજા થવા લાગી, તથા દિવસો જવા લાગ્યા. તે દિવસોમાં કોઈ કોઈ વાર એક બીજા પક્ષોના સૈનિકોની ટોળીઓ આથડી પડતી અને મારામારી થતી એટલુંજ. એ સ્થિતિ બહુ દિવસ ચાલી નહિ. રાણા લવણપ્રસાદને પોતાના સંયોગોની ખબર હતી. તેમણે થોડા સમયમાં ખૂબ ખાધું હતું અને તે પચાવવા માટે સમયની જરૂર હતી. વળી તાજું હાથમાં આવેલું લાટ કોંકણના રાજા તરફના આક્રમણના ભયથી મુક્ત નહોતું. આવાં કારણોથી બનતાં સુધી તેમને ગુર્જરેશ્વરના જ તાબાના મંડલેશ્વરો કે ઠાકોરો સાથે લડવાની ઇચ્છા નહોતી. રાણાએ જયારે હાથમાં જળ લઇને સોમસિંહની સમક્ષ વચન આપ્યું કે પોતાને ગુર્જરેશ્વરનો રાજમુકુટ શિવનિર્માલ્ય છે ત્યારે સોમસિંહનો રોષ તથા દ્વેષ શમ્યા, અને વિનાયુદ્ધે બેઉ પક્ષો વચ્ચે સમાધાની થઈ ગઈ; એટલે બેઉ પક્ષોની સેનાઓ પાછી વળી. પરન્તુ ઘુઘુલે કરેલા દ્રોહનો બદલો લેવા તેજપાલ નાની સેના સાથે ગોદ્રહક પહોંચ્યો અને તેણે ઘુઘુલને દબાવીને લાખો સોનૈયા ઓકાવ્યા.

આમ યુદ્ધ નિવર્ત્યું અને મહારાજને પણ કાંઇક શાન્તિ થઇ એટલે તેમને પાછા ' નિત્યવસંત પ્રાસાદ 'નાં સ્વપ્નાં આવવા લાગ્યાં.

મેં કહ્યું: " મહારાજ! પંચાસરના રાણાને એ પ્રાસાદ બંધા-

* વિદ્યુત્પુર-હાલનું વિજાપુર.

થતાં કાંઈ નહિ તો દસેક વર્ષ લાગ્યાં. આપણે ઉતાવળ કરીએ તો પણ ચાર–પાંચ વર્ષ થાય, ત્યાંસુધી અહીં રાહ જોવાને બદલે આપ પંચાસરના એ જ પ્રાસાદમાં જઈ બે વર્ષ નિવાસ કરો, તો ભૂણ-પસાક રાણા કાંઈ ના કહેવાના છે?"

મારું એ સૂચન સાંભળીને મહારાજ વિચારમાં પડી ગયા અને બોલ્યા: "એ વાત ખરી છે, જેતુ! પણ એથી રાણા પર ભાર પડે ને?"

મેં કહ્યું: "રાણાજી એટલા રાજનિષ્ઠ છે કે એ ભાર તેમને લાગે જ નહિ. એ તો એમ જ માને કે આપનાં પુનિત પગલાં એમના પ્રાસાદમાં ક્યાંથી! આપ કહો તો હું પુછાવી જોઉં."

"હા, એમ જ કર, જેતુ!" વળી ક્ષણ રહીને મહારાજ બોલ્યા: "પણ હું લાંબો સમય પાટણથી દૂર રહું તે કેમ ચાલે? અધિકારીઓ અને ઠાકોરો મનસ્વી બની જાય, કારભાર વણસી જાય. વળી ધવલક્કના રાણાજી પોતાના જ વહીવટમાં એટલા બધા ગુંથાઈ ગયા છે કે હમણાં કેટલાય વખતથી પાટણમાં આવી શકતા નથી, એટલે પાટણના કારભાર ઉપર તે પણ દૃષ્ટિ રાખી શકે નહિ; પાટનગર છોડીને દીર્ઘ કાળ સુધી રાજા બીજે સ્થળે રહેવા જાય તે તો રાજધર્મનો ભંગ થયો લેખાય."

શેખર શર્મા કોઈ સંસ્કૃત ભાષાની ઉક્તિ ઉચ્ચારીને બોલ્યા: "મહારાજ! શરીરસ્વાસ્થ્યનું રક્ષણ કરવામાં ઉદ્યુક્ત રહેવું એ પણ ધર્મસાધના જ છે એમ શાસ્ત્રમાં કહ્યું છે."

મહારાજે મહામંત્રીનો અને બીજા મંત્રીઓનો અભિપ્રાય પૂછ્યો. રત્નપાલ શેઠને એ વાત ગમી નહિ, પરન્તુ બીજા મંત્રીઓએ મહારાજની ઇચ્છાને અનુકૂળ જ અભિપ્રાય આપ્યો. તેમનો અભિપ્રાય સહેતુક હતો. તેઓ જાણતા હતા કે મહારાજ પાટણમાં હોય કે ન હોય, એ બેઉ સ્થિતિ રાજ્યકારભાર અંગે તો સમાન પ્રકારની જ હતી. રાજધાનીમાં મહારાજની ઉપસ્થિતિનું સાચું મૂલ્ય તેઓ બધા સમજતા હતા અને કશો યુદ્ધપ્રસંગ દેખાતો નહોતો, પછી મહારાજના

મનને અનુકૂળ બનવામાં તેમનો વિરોધ શામાટે હોય ? સૌરાષ્ટ્રની યાત્રા જ્યોતિષીના જ આગ્રહથી થઈ હતી, તો પંચાસરમાં જઈ રહેવાના રાજવૈદ્યના આગ્રહ પાસે પોતાનું કશું ચાલવાનું નથી એવું સમજનારા મંત્રીઓ મહારાજને અનુકૂળ થયા વિના કેમ રહે ? રાણા લવણપ્રસાદ જો યુદ્ધની ઉપાધિમાં ન પડ્યા હોત અને પહેલાંની પેઠે પાટણ આવતા જતા હોત તો મહારાજ તેમનોય અભિપ્રાય પૂછત, પરન્તુ રાણા તો મારવાડના ઠાકોરની સમીપેથી પાછા ફરીને હજી ધવલક્ક પહોંચ્યા પણ નહોતા.

સિંધુ ભટ્ટે પંચાસર જવા માટે પાટણથી પ્રસ્થાન કરવાનું મુહૂર્ત કાઢી આપ્યું તે દસ દિવસ પછીનું આવ્યું. મહારાજે મને તે જણાવ્યું એટલે હું સમજી ગયો કે પંચાસર જઇને તેમના નિવાસ માટેની વ્યવસ્થા મારે જ કરવાની છે. મેં કહ્યું: “ મહારાજ ! જો પંચાસર માટેની બધી વ્યવસ્થા મારે જ કરવાની હોય તો મને રાણાજી ઉપર આજ્ઞાપત્ર લખાવી આપો.”

મહારાજે લેખકને બોલાવી, તેની પાસે આજ્ઞાપત્ર લખાવીને પોતાની મહોર કરી અને પછી તે મને સોંપ્યો.

મેં પંચાસર પહોંચીને રાણાના હાથમાં એ આજ્ઞાપત્ર મૂક્યો. પહેલાં તો રાણા લૂણપસાકને વિચાર થઈ પડ્યો. પણ મેં કહ્યું : “ રાણાજી ! મેં સૂચવ્યું તે પરથી જ મહારાજ પ્રાસાદમાં રહેવા આવવા ઇચ્છે છે. આપને ગમે કે ન ગમે પણ તેમની કૃપા મારા પર ઊતરે અને મારી દીર્ઘ સમયની અભિલાષા પાર પડે તેટલા માટે પણ તમારે મહારાજ માટે પ્રાસાદમાં વ્યવસ્થા કરવાની છે.”

ભવાનીની તપશ્ચર્યાનો અંત રાણાને આ યોજનામાં ભાસ્યો, એટલે તેમણે તત્ક્ષણ મહારાજની આજ્ઞા અને મારી વિનંતિને સ્વીકારી લીધી.

અને મુહૂર્તને દિવસે પ્રસ્થાન કરી મહારાજ તથા મહારાણી પોતાના સેવકો, અંગરક્ષકો, જ્યોતિષી, રાજવૈદ્ય અને બીજા પરિવારની સાથે પંચાસરના પ્રાસાદમાં નિત્યવસંત માણવા માટે પહોંચી ગયાં. મેં પાછળથી પંચાસર જવાનું રાખ્યું.

❀

# ઉલ્લાસ સોળમો

( ૧ )

મહારાજના સંપર્કમાં જ રહેવાની મારી ઇચ્છા હતી, પરંતુ પાછળથી મને એક વિચાર થવા લાગ્યો. મહારાજને તો પંચાસરમાં નિત્ય વસંતવિલાસ માણવાનો મળે, પરંતુ મારે તો ભવાનીને જોઇને નિત્ય મનોવહ્નિથી દાઝવાનું જ હતું; તેથી બીજા અંગરક્ષકોને મેં મહારાજની સાથે મોકલ્યા પણ હું ન ગયો.

કળીએ પૂછ્યું : " આપણે શું ત્યારે પંચાસર નહિ જ જઇએ ?"

મેં ભ્રૂકુટિ ચઢાવીને કહ્યું : " એટલે ? શું તું એમ માને છે કે હું પંચાસર જવાનો હોઉં તો તને સાથે લઈ જઉં ? "

" કેમ નહિ વળી ? "

એ વળી બીજી ઉપાધિ. હું કોઇ રીતે કળીને ત્યાં લઇ જવા ઇચ્છતો નહોતો. એક તો ભવાનીને કારણે મારું દિલ બળ્યા કરે, અને પાછી પંચાસરમાં કળીની ઉપસ્થિતિથી મારી ગભરામણનો પાર ન રહે.

મેં ગંભીર બનીને કહ્યું : " જો કળી! હું તને કોઇ રીતે પંચાસર લઈ જવાનો નથી. હું પોતે જ ત્યાં જઈ શકીશ નહિ, જઇશ તો ક્યારે જઇશ એ નિશ્ચિત નથી. ત્યાં ભવાનીને મારે માટે કૌમાર્ય સેવતી જોઇને મારું દિલ પ્રજળી જાય. "

" એ તપસ્વિનીનું દર્શન કરવા તો મને એક વાર સાથે તેડી જાઓ ! "

" એ કદાપિ બનવાનું નથી, કળી! તને માઠું લાગતું હશે, પણ તને દુભવવાનો મારો જરાએ મનોભાવ નથી. "

" તો પછી વાંધો શો છે, તે તો મને કહો. "

" તે તને કહેવાય તેમ નથી. "

"હું, તો વાતમાં કાંઈક ભેદ છે. મારા દેહના કાળા વર્ણથી ભવાનીને સૂગ ચડશે તે માટે?"

"ના."

"તો શું મારે કારણે તમારા શીલ પર કોઈ શંકા લાવશે એવો તમને ભય છે?"

"તારા પરના સદ્‌ભાવથી તો લોકાપવાદને મેં ઘોળી પીધો છે તે તું ક્યાં નથી જાણતી?"

"તો પછી તમે કેમ કાંઇ સ્પષ્ટતા કરતા નથી? તમે આમ કરશો તો મારે કદાચ ફરીથી ચોરી કરવી પડશે."

હું ચમક્યો અને આંખો વિસ્ફારીને પૂછી રહ્યો: "એમ? ત્યારે તું કોઈ વાર ચોરી કરે છે ખરી..."

"હા, એક વાર ચોરી કરી'તી, પણ મેં તેની ચોખવટ તમારી પાસે નથી કરી."

"તો આજે ચોખવટ કર."

"તમે ભવાની પર લખેલી એક પત્રિકા મેં થેલી ખોલીને છાની રીતે વાંચી લીધી હતી."

"એ વળી ક્યારે?"

"પેલો ખેપિયો ઊંટ ચડીને આવેલો અને તે જમવા બેઠેલો તેથી તેને આપવા માટે તમે મને થેલી આપેલી તે સાંભરે છે?"

"હા, સાંભર્યું...પણ એ ચોરીની હું તને ક્ષમા આપું છું, ફરીથી કોઇ વાર એવું કરીને મને છેતરીશ નહિ."

"તમે ભેદની વાત કરો પણ જો તેની ચોખવટ ન કરો તો કોઈ વાર ચોરી કરવી પડે અને તમને છેતરવાય પડે."

"એવું કુતૂહલ મનમાં બહુ ઘૂંટ્યા કરીએ નહિ..."

"પણ નાનપણથી જ મારા મનનો એવો સ્વભાવ છે તે કેમ જાય?"

"હા, એ સાચું...પણ કળી! કૃપા કરીને તું મને આ વાતમાં સતાવીશ નહિ, હું તને કશું કહી શકું તેમ નથી."

મેં ગંભીર બનીને એવો જવાબ આપ્યો, તેથી કળી નર્મ ભાવમાંથી તત્ક્ષણ ગંભીર ભાવમાં સરી પડી. મને પછી લાગ્યું કે આમ કરીને મેં તેના કુતૂહલને વધારે જ્વલંત બનાવી મૂકવાની ભૂલ કરી હતી.

હું જમીને જરા આરામ કરતો પડ્યો હતો, એટલામાં તો પંચાસરથી મારા નામનો જ મહારાજનો આજ્ઞાપત્ર લઇને એક બેપિયો આવ્યો. તે આજ્ઞાપત્રમાં કાંઇ વિશેષ નહોતું, માત્ર એટલી જ આજ્ઞા હતી કે મારે વિનાવિલંબે મહારાજની સેવામાં ઉપસ્થિત થવું.

શા કારણે મને આવી ત્વરાથી મહારાજે પંચાસર બોલાવ્યો હતો તે મેં ત્યાં ગયા પછી જાણ્યું.

મહારાજને નિત્યવસંત પ્રાસાદમાં ખૂબ આનંદ પડતો હતો અને મહારાજ તથા મહારાણીનું આરોગ્ય સરસ રીતે જળવાતું હતું. આનંદ–વિનોદનાં સ્થાન તથા સાધનોની કશી ન્યૂનતા નહોતી. ગાયક–ગાયિકાનું વૃંદ તો મહારાજની સાથે જ ગયું હતું. પરંતુ આ પૂર્ણ આરામના સ્થાનમાંય રાજ્યના અધિકારીઓ અને લોકો આવીને તેમને જાણે પજવી રહ્યા હતા. રાજ્યવહીવટનો બધો અધિકાર મહામંત્રીને સોંપ્યા છતાં લોકોએ પાટણની પેઠે પંચાસરમાં પણ પોતાની સમક્ષ શામાટે આવવું જોઇએ, તે મહારાજને સમજાતું નહોતું. મેં કહ્યું: "મહારાજ! રાજા તો પ્રજાનો પાલક છે, તે જ્યાં જાય ત્યાં પ્રજા પોતાનાં દુઃખ રડવા આવ્યા જ કરે; અને તેમના કામને અંગે નાનામોટા અધિકારીઓ પણ આપની આજ્ઞા કે સૂચના લેવા આવે જ."

"પણ તેઓ રત્નપાલ શેઠ પાસે કેમ જતા નથી અને મારી પાસે દોડી આવે છે?'

"આપ એમને શેઠ પાસે જવાનું કહો."

"એ લોકો ન સમજે એટલે તેમને એવું કહેવાનું કામ મારે શા માટે કરવું?"

"તો હવે આપની શી આજ્ઞા છે?"

"પ્રાસાદની ચારે દિશામાં ચોકી પહેરો બેસાડી દે; કોઇને તેઓ મારી પાસે જ ન આવવા દે એવી તેમને મારી આજ્ઞા જણાવ. કોઇ ગમે તેવું અગત્યનું કામ હોવાનું કહે તોપણ તેને આવવા દેવો જ નહિ."

મને મનમાં હસવું આવ્યું : મહારાજને વસંતવિલાસ જોઇતો હતો કે બંધીવાસ?

મેં પ્રકટ જવાબ આપ્યો : "આપની આજ્ઞા પ્રમાણે જ બધી વ્યવસ્થા કરું છું. કહો તો ચોકીઆતોમાં રાણાજીના સૈનિકોને ગોઠવું કે જેઓ પાટણથી કોઈ આવે તો તેમને ઓળખે નહિ અને કોઇને રોકતાં શરમાય–સંકોચાય નહિ."

"હા, એ જ ઠીક છે, જેતુ! અને હવે તારે અહીં જ રહેવાનું છે. ત્યાંનું તારું બીજું કાંઈ કામ હશે તે માટેની વ્યવસ્થા શું કરી લેવી તે તું જ રત્નપાલ શેઠ ઉપર લખી મોકલજે, હું મહોર મારી આપીશ."

મહારાજના વિશ્વાસને પાત્ર હું બનતો જતો હતો તેમ જ હવે મહારાજ મારા હાથમાં આવતા જતા હતા, અને તેમના સંપર્કનો લાભ પ્રત્યક્ષ રીતે મેળવવાનો અવસર નજીક આવતો જતો હતો તેથી હું ખૂબ ઉત્સાહિત બન્યો.

(૨)

મહારાજનો સેવક પરિવાર હજી બરાબર ઠેકાણે પડ્યો નહોતો. પ્રાસાદમાં તો મહારાજ–મહારાણી ઉપરાંત ગણ્યાં ગાંઠ્યાં સેવક–સેવિકાઓ રહેતાં, બાકીના બધા પરિવારને જુદેજુદે સ્થાને નિવાસ આપવાનું કામ ચાલી રહ્યું હતું. એ નિવાસ કાંઇ થોડા દિવસ કે મહિના માટેનો નહોતો. કોણ જાણે, મહારાજ અહીં વરસ રહે, બે વરસ રહે કે પાંચ વરસ પણ રહે! એટલે બધી વ્યવસ્થા લાંબા સમય માટે કરવાની હતી.

હું જોતો હતો કે તેમ કરતાં રાણાજીને ગૂંચવણ પડતી હતી. નગરજનો અને પથિકોને નિત્ય ઉપયોગમાં આવતાં હોય તેવાં સ્થાનો તો ખાલી થઈ શકે તેમ નહોતાં. દેવમંદિરો અને અપાશરામાં કાંઈ સૈનિકોને કે પાર્શ્વકોને નિવાસ આપી શકાય નહિ. એટલે મહારાજ સાથેના નર્તિકામંડળને એક શિવાલયની સાથેની ધર્મશાળામાં ગોઠવ્યું હતું, સૈનિકોને બેએક પાંથશાળાઓ ખાલી કરીને સોંપવામાં આવી હતી, નગરના પાધરમાં એક જુનો બૌધ્ધવિહાર અણુવપરાયલો રહેતો હતો તેમાં રાણાનાં ઘોડાં માટે ઘાસ ભરવામાં આવતું તે ખાલી કરાવીને તેમાં વધારાના સેવકો–પાર્શ્વકોને રાખ્યા હતા, છતાં હજી મહારાણીની સેવિકાઓ માટે સ્થાન શોધવાનું બાકી રહ્યું હતું; એટલામાં હું આવ્યો એટલે રાણાજી વિશેષ મુંઝાયા.

સૈનિકોની સાથે રહીને હું દિવસો ગાળતો હતો અને વધુ સમય પણ હું તેમની સાથે રહી શકત, પરંતુ રાણાજીનો મારા પ્રતિનો પક્ષપાત કહેતો હતો કે ગુર્જરેશ્વરના મહાપ્રતિહારને તો કોઈ સારા સ્થાને નિવાસ આપવો જોઈએ. એક વાર તેમણે મને કહ્યું પણ ખરું કે મારે નગરમાંના રાજગઢમાં રહેવા આવવું, પણ પ્રાસાદથી એ સ્થળ બહુ દૂર પડે એવું બહાનું કાઢીને મેં ના કહી. રાજગઢમાંથી ઘોડે બેસીને મહારાજની સેવામાં જવાથી દૂરત્વનું નિવારણ થઇ શકે તેમ હતું, પરંતુ રોજરોજ ભવાની દૃષ્ટિએ પડે અને દિલ બળ્યા કરે એ કેમ વેઠાય ?

નગરના કોટની બહાર રાજ્યનું એક અતિથિગૃહ હતું તે ખાલી કરવું કઠીન હતું, છતાં છેવટે રાણાજીએ મહારાણીની સેવિકાઓ માટે તે ખાલી કરાવ્યું, કારણકે હજી વધુ સેવિકાઓ આવવાની છે એમ મહારાણીએ કહાવ્યું હતું. રાણાજી મને એક વાર એ સ્થાન બતાવવા લઇ ગયા. અતિથિગૃહની વચ્ચે ખુલ્લો ચોક હતો, ચોકમાં કૂવો હતો, ચારે દિશાએ ઓરડા ઉતાર્યા હતા, એક બાજુએ ઘોડા કે વાહન રહી શકે તેવી સગવડ હતી અને પ્રવેશદ્વાર ઉપર માઢમેડી હતી. એ મેડીને જો હું પસંદ કરું તો રાણાજી મને તે સોંપી દેવા તૈયાર હતા. મેં એ સ્થાન બરાબર જોયું. સ્થાન તો મને ગમતું હતું,

પરન્તુ આ ઓરડાઓમાં મહારાણીની સેવિકાઓ—દાસીઓ રહે અને હું એકલો જ મેડીમાં રહું તે વાત મને ખૂંચતી હતી, એટલે હું હા પાડતાં અચકાતો હતો.

હું ઓરડાઓ અને મેડી ભણી દૃષ્ટિ કરતો અને રાણાજી સાથે વાત કરતો ઊભો હતો, એટલામાં પાટણનાં વેલડાં ચોકમાં આવતાં દેખાયાં. ચાર વેલડાં આવીને ઊભાં અને તેમાંથી એક પછી એક દાસીઓ ઊતરવા લાગી. ઓહ! કળીને પણ મેં તેમની સાથે આવેલી જોઈ! હું ચમકી ગયો.

મારી ચમક વિરમે તે પહેલાં તો મને ચોકમાં જ ઊભેલો જોઈને કળી મારી સમક્ષ દોડતી આવતી સ્મિત કરીને બોલી: "કુંવરજી! હું આવી છું!"

હું ચમક્યો હતો અને મને રોષ પણ ચડ્યો હતો. રોષની રેખાઓ મારા વદન પર પથરાઈ હતી. મારી ઇચ્છાની અવગણના કરીને કળી આવી હતી એટલે એકાએક ઉદ્ગમેલા રોષનો આવિષ્કાર કોઈક રીતે પ્રકટ કર્યા વિના મારાથી રહેવાય તેમ નહોતું. મેં મ્હોં ચડાવીને કહ્યું: "ભલે આવી, પણ તારામાં કાંઈ વિનય છે કે નહિ? આ રાણાજી ઊભા છે, તેમને પહેલાં પગે લાગ, પછી જે કાંઈ કહેવું હોય તે કહે."

"ક્ષમા કરજો, રાણાજી! આજે પહેલી જ વાર મને આપનું દર્શન થયું છે." એમ કહેતાં કળીએ બે હાથ જોડયા, મસ્તક નીચું નમાવ્યું અને પછી ઊંચું કર્યું. તે વખતે મેં જોયું કે પેલું કાળું માદળિયું તેણે ડોકમાં પહેર્યું હતું તે રાણાજીની દૃષ્ટિમાં આવ્યા વિના રહ્યું નહિ હોય.

"બસ, હવે જા!" મેં કળીને એમ કહીને રજા આપી, પણ જોયું કે કળીના વદનદર્શને રાણાજીને સ્તબ્ધ કરી મૂક્યા હતા. હું ધારતો જ હતો કે કળીને જોતાં રાણાજીને એવું કાંઈક થશે અને તેથી હું તેને પંચાસર આવેલી જોવા ઇચ્છતો નહોતો, પણ તે આવી અને બરાબર તેમ બન્યું.

સ્તબ્ધતાનો ઊભરો શમતાં સુધી રાણાજી અવાક્ રહ્યા. હું તેમની વદનરેખાઓ પરથી તેમના મનમાં ચાલી રહેલો વિચાર-પ્રવાહ જાણી લેવા તીક્ષ્ણ પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇ રહ્યો.

થોડી ક્ષણો મૌનમાં વીતી અને તે બોલ્યા: "એ બાઇ કોણ છે?"

"મારી માતા પાસે દાસી તરીકે રહેતી હતી. મેવાડથી સાથે આવેલી."

"મેવાડથી સાથે આવેલી?" રાણાએ ચમત્કારિક મુદ્રાથી પૂછ્યું: "રજપૂતની છોકરી છે?"

"ના, ના, માળીની છોકરી છે; મૂળે તેનો બાપ ધવલક્ક પાસે ક્યાંક રહેતો હતો." રાણાજીની ઉત્સુકતાનું કારણ જાણે હું અટકળતો હોઉં તેમ હું બોલ્યો: "એના દેહનો વર્ણ વિચિત્ર લાગે એટલો કાળો છે, નહિ વારુ?"

"હા, એમ છે તો ખરું..." રાણાજી કાંઇ વધુ બોલ્યા નહિ, પણ તેમના મનનો ચમત્કાર હજી શમ્યો નહોતો તે હું જાણતો હતો. ભવિષ્યમાં કળી સંબંધે રાણાજી મને કાંઇ વધુ પૂછ્યા વિના નહિ રહે એમ મને મારી મનોદેવતા કહેતી હતી.

મહારાણીની દાસીઓની સાથે કળી એ અતિથિગૃહમાં રહેવાની હતી. તેના સંબંધમાં રાણાજીના મનમાં જન્મેલું કુતૂહલ એ મારા મનના કુતૂહલનો વિષય બન્યો હતો, એટલે મેં પછી રાણાજીને કહ્યું: "ત્યારે હવે હું આ માઢમેડીમાં જ રહેવાનું રાખીશ. અહીંથી પ્રાસાદ બહુ દૂર નહિ પડે."

"ભલે તેમ રાખો. તમારો ઘોડો અને એકાદ ચાકર પણ અહીં રહી શકે તેમ છે." એમ કહી રાણાજી અતિથિગૃહ છોડી ગયા, પણ જતાંજતાંય તેમની આંખો પેલી દાસીઓમાંથી કળીને શોધવા ચોગરદમ ફરી રહી હતી એ મેં જોયું.

([illegible])

બે દિવસ પહેલાં પાટણથી નીકળેલી કળી ત્યાંથી ક્યા નવા

સમાચાર લાવી નહોતી, પરન્તુ બીજા દિવસનો મધ્યાહ્ન થતાં તો પાટણનું આખું મંત્રીમંડળ મારતે ઘોડે પંચાસર આવી પહોંચ્યું અને મહારાજને મળવા પ્રાસાદ ભણી ધસ્યું!

પહેલાં તો પહેરેગીરોએ તે બધાને રોક્યા, પણ પછી જ્યારે તેમને ખબર પડી કે તે બધા પાટણના મોટા અધિકારીઓ છે, ત્યારે તેમણે તેમને પ્રાસાદમાં જવા દીધા. મને એ વિષેના સમાચાર મળ્યા એટલે કાંઈ અવનવું બન્યું હોવાનું અનુમાન કરતો હું પણ દોડતો પ્રાસાદમાં પહોંચ્યો.

સિંધમાંથી સુરત્રાણ *શમસુદ્દીનનું મોટું લશ્કર કચ્છનું રણ ઓળંગી રહ્યું હોવાના સમાચાર મળતાં તુરત મંત્રીઓ અહીં આવ્યા હતા. લશ્કર કઈ દિશામાં વળશે તે સંબંધે હજી કશા સમાચાર પાટણના ગુપ્તચરો લાવ્યા નહોતા, પરંતુ તે કદાચ પાટણ તરફ વળે એવો ભય સ્વાભાવિક હતો, અને એ જ મોટી ચિંતાનું કારણ હતું.

મહારાજે બધી વીગત સાંભળી રહીને કહ્યું: "જુઓ, સુરત્રાણનું લશ્કર કદાચ પાટણ તરફ વળે તો પાટણ સંભાળવાનો અધિકાર તો મેં તમને આપેલો જ છે. તમે મારી પાસે ન આવ્યા હોત અને તમે બધી વ્યવસ્થા કરી હોત તો શો વાંધો હતો?"

મહામંત્રીએ કહ્યું: "એ સાચું, પણ મહારાજ! પાટણ ઉપર શત્રુની સેના આવે ત્યારે આપ અહીં રહો તે કાંઈ ઉચિત ન લેખાય."

"ઉચિત લેખાય કે ન લેખાય, પણ હું તો અહીંથી ક્યાંય ખસવાનો નથી. મને અહીં બરાબર ગોઠી ગયું છે. તમે તમારે પાટણનું રક્ષણ કરવું હોય તે રીતે કરો." એ મહારાજનો ઉત્તર હતો.

મહામંત્રી વિમાસણમાં પડ્યા હોય તેમ થોડી ક્ષણો મૌન સેવીને બોલ્યા: "મહારાજ! પાટણમાં જે સેના છે તેથી કાંઈ

* અલ્તમશ.

નગરનું રક્ષણ નહિ થાય. તે માટે તો મંડલેશ્વરો પાસેથી સૈનિકોને બોલાવવા પડશે, તેનાં આજ્ઞાપત્રો આપે મોકલવાં જોઈશે, તે માટે મોકલવા જેવા દૂતોની પસંદગી કરવી પડશે; આપ પાટણમાં હો તો જ એવું બધું મહત્ત્વનું કામ બની શકે."

"એ બધું તમે જે કરો તેમાં મારી સંમતિ છે. આજ્ઞાપત્રો તમે લખજો અને મારી મહોર મારજો; પછી કાંઈ છે ? છતાં જરૂર હોય તો ધવલકકથી લવણપ્રસાદ રાણાને બોલાવજો, મારી આજ્ઞા છે."

"રાણાજી તો પોતાના કારભારમાં ગળાબૂડ થઈ રહ્યા છે, તે આપ જાણો છો. હજી વિંજુપુરથી સેના સાથે પાછા ફર્યાને બહુ વખત થયો નથી. ખંભાત લઈને બેઠા છે પણ કોંકણ તરફથી ખંભાત ઉપર ભય ઝઝૂમે છે, ત્યાં પાટણ માટે રાણાજી શું કરી શકશે ?"

"કેમ નહિ કરી શકે ? આવડી મોટી સેના લઈને ચાર ઠાકોરોની સામે ચડેલો રાણો પાટણ માટે કશું નહિ કરે ? એમ ઢીલું ઢીલું ન બોલો. જેતુ ! તું જ આજ્ઞાપત્ર લઈને ધવલકક જજે, અને રાણાને બોલાવી લાવજે, પછી કાંઈ છે ?"

બધા મંત્રીઓ મહારાજની વાત સાંભળીને સ્તબ્ધ બની ગયા. તેમણે પણ મહારાજને સમજાવવા યત્ન કર્યું પણ કશું ન વળ્યું. યૌવનમાં જે રણરંગી જીવડો હતો, તે હવે વિલાસી બની ગયો હતો, તેને પુનઃ રણરંગ ચડાવવા કોઈ સમર્થ બની શક્યું નહિ.

મંત્રીમંડળ વીલે મ્હોંએ પાટણ તરફ પાછું ઊપડ્યું. મહારાજની આજ્ઞાથી મારે હવે પાટણ જવાનું હતું.

પ્રાસાદમાં મહારાજના સંરક્ષણની પાકી વ્યવસ્થા કરવાની હતી એટલે હું તુરત રાણા લૂણપસાકને મળવા દોડ્યો. જતાં જતાં અધીરું મન રાણાજીને આપવાની સૂચના ગોઠવતું હતું: "જુઓ રાણાજી ! મહારાજ હવે તમારા સંરક્ષણ હેઠળ છે. શત્રુનું આક્રમણ

આવે તે વખતે મિત્ર કોણ અને શત્રુ કોણ તે સમજવું કઠીન બની જાય છે; તેટલા માટે મારી વિનંતિ છે કે આપ પ્રાસાદ ઉપર અત્યારે છે તે કરતાં દસગણા પહેરેગીરો ગોઠવજો, અને કોઇને મહારાજને મળવા દેશો નહિ. શત્રુ ઘણું કરીને પાટણ તરફ જ આવશે, છતાં શત્રુસેનાનું એકાદ ટોળું આ તરફ પણ ધસી આવે એવો સંભવ ખરો, તે વખતે મહારાજનું સંરક્ષણ કરવા તમારે વધારે સાવધાન રહેવું જોઇશે. સૈનિકો લઇને તમે પાટણના રક્ષણ માટે નહિ આવો તો ચાલશે, પણ આ મહત્ત્વનું કામ કર્યા વિના છૂટકો નથી અને પાટણની સાચી સેવા તમારે માટે તે જ છે. મહારાજને પણ તમે કહેજો કે બનતાંસુધી રાત્રે કે દિવસે પ્રાસાદની બહાર નીકળશો નહિ; ખાસ કરીને શત્રુનું આક્રમણ હઠી જાય ત્યાંસુધી તો નહિ જ..."

આમ મનમાં ને મનમાં વાણીને ગોઠવતો હું રાણાજી પાસે રાજગઢમાં પહોંચ્યો ત્યારે મેં કેવું વિલક્ષણ દૃશ્ય જોયું! એક બાજુએ કળી બેઠી હતી, બીજી બાજુએ રાણી વિજ્જુલ્લાદેવી બેઠાં હતાં અને વચ્ચે રાણાજી વિરાજ્યા હતા. રાણા કળીને કાંઈ પૂછી રહ્યા હતા અને કળીની વાત રાણા અને રાણી ઉત્સુકતાથી સાંભળી રહ્યાં હતાં.

હું ખમચાયો, પણ મારા વદન ઉપર અધીરાઈ જોઇને રાણાજી તુરત ઊઠીને મારી પાસે આવ્યા. મેં તેમને બધી વાત સંક્ષેપમાં કહી અને છેવટે મારે પાટણ જવાનું હોવાથી પાછળ મહારાજના સંરક્ષણ માટેની વ્યવસ્થાને અંગે મેં ધારી રાખેલી સૂચના તેમને કરી. તે બધું સાંભળીને રાણાજીના વદન પર ગંભીરતા છવાઈ ગઇ.

હું ત્યાંથી તત્ક્ષણ પાછો ફરત, પણ એક બીજી વાત રાણાજીને કહેવાની મને સાંભરી. મેં ધીરેથી કહ્યું: "રાણાજી! આપની કૃપા-પ્રસાદીવાળું માદળિયું મેં મારા બાહુ પર બાંધ્યું છે હોં! કળી પાસેનું માદળિયું જોઇને કાંઈ શંકામાં પડશો નહિ."

"તમે નિશ્ચિંત રહો, મારી આંખો આડેથી બધો પડદો હઠી ગયો છે."

રાણાજીની આંખો આડેથી જે પડદો હઠી ગયો તે મારી આંખો

આડેથી તો ઘણો વહેલો હઠી ગયો હતો. ભવાની અને કળીનું દેહ-વર્ણ સિવાયનું બીજું બધું આકૃતિસામ્ય કોઇની પણ દષ્ટિમાં આવી જાય તેવું હતું, તો રાણાજીની દૃષ્ટિમાં તે આવ્યા વિના કેમ રહે? એ બેઉ આકૃતિઓમાં રાણાની પોતાની આકૃતિ ઊતરી હતી, અને દેહવર્ણ બેઉની માતાઓએ પુત્રીઓને આપ્યો હતો. વગડામાં ઊછરેલા ફૂલ જેવી ભીલકન્યા ઉપર જુવાન રાણાનો અનુરાગ જે ઘડીએ ઊતર્યો હશે, તેને અકાળ મૃત્યુથી નિવારનારું ચમત્કારિક માદળિયું તેમણે આપ્યું હશે, તે સમયે તે જ માદળિયું કોઈ વાર પોતાની બીજી પુત્રીનો પરિચય કરાવનારું બની જશે એવી તેમને કલ્પના પણ આવી નહિ હોય. પતિપરાયણા વિજ્જુલાદેવીને કદાચ હવે પછી સમજાવાનું હતું કે પુરુષો કેવા નરભ્રમર હોય છે!

તે સમયે કળીના વદન પરની રેખાઓ મેં પારખી હતી. તેને હજી રાણાજીની પૃચ્છાના હેતુની કલ્પના નહોતી; માત્ર એ પૃચ્છા તેને કુતૂહલ ઊપજાવતી હતી. હું તો તેને હવે ત્યાં જ મૂકીને પાટણ જવાનો હતો, એટલે પાછળ કળીને જ્યારે ભવાનીનું દર્શન અને પરિચય થશે ત્યારે તે ચતુર યુવતીને અત્યારે નહિ સમજાતું બધું સમજાશે એમ મેં માની લીધું.

અને તત્ક્ષણ રાણાજીને નમન કરીને હું ત્યાંથી ચાલી નીકળ્યો.



## ઉલ્લાસ સત્તરમો

### (૧)

પાટણમાં ધમાલ મચી રહી હતી. વચ્ચે જે બે દિવસ ગયા હતા, તેમાં એવા સમાચાર આવ્યા હતા કે શમસુદ્દીનના લશ્કરને તેના સેનાપતિ ખવાસખાંએ ખરેખર પાટણની દિશામાં જ દોડાવવા માંડ્યું છે!

એટલે મહામંત્રી, સેનાપતિ અને સેનાનીઓ દોડાદોડમાં પડી

ગયા. મંડલેશ્વરો પરનાં મહારાજની મહોર સાથેનાં આજ્ઞાપત્રો તૈયાર થવા લાગ્યાં. મારી ભીલસેનાને કોઈ પણ ક્ષણે કૂચ કરવાને સાબદા થવાની મેં આજ્ઞા કરી. મહાલોમાંથી સૈનિકોનાં ઝુંડ સાથે નાયકો પાટણમાં આવવા લાગ્યાં. કટાયલાં શસ્ત્રો સજાવા લાગ્યાં. તીરનાં ભારોટિયાં ઊતરવા લાગ્યાં. અનાજનાં અને ઈતર ખાદ્ય વસ્તુઓનાં ગાડાં ગામડેથી આવવા લાગ્યાં. તો બીજી બાજુએ વણિકો પોતાના ધન–માલ સંતાડવા લાગ્યા. સ્ત્રી–બાળકો તથા વૃદ્ધો પાટણ છોડવા લાગ્યાં અને બ્રાહ્મણો અરીષ્ટનિવારક યજ્ઞો મહેલ્લે મહેલ્લે કરવા લાગ્યા.

આ ધમસાણની વચ્ચે મહામંત્રીએ રાણા લવણપ્રસાદ ઉપરનું આજ્ઞાપત્ર મારી સામે મૂકતાં કહ્યું : " સુભટ જયંતસિંહ! આ કામ તમારે કરવાનું છે, અને રાણાજીને મહારાજે જે આજ્ઞા કરી છે તે તમે તમારે કાને સાંભળી છે એટલે તમે રાણાજીને બધી વાતથી પૂરેપૂરા જ્ઞાત કરી દેજો, સમજ્યા? "

'જેતુ' ને 'સુભટ જયંતસિંહ' નું પદ પહેલી જ વાર આપનાર મહામંત્રી સમક્ષ મસ્તક નમાવીને આજ્ઞાપત્ર હાથમાં લેતાં મેં કહ્યું : " જેવી આજ્ઞા."

રાણા લવણપ્રસાદ અને મારી વચ્ચે ખટક ઉત્પન્ન થઈ હતી, એટલે આ કામે ધવલક્ક જતાં મને કાંઈ ઉત્સાહ ઊપજે તેમ નહોતું; પરન્તુ સૌથી વધારે મહત્ત્વનું એવું આ કાર્ય જ્યારે મહારાજે મારી પ્રત્યેના વિશ્વાસપૂર્વક મને સોંપ્યું હતું અને મહામંત્રીએ પણ મને જ તે માટે યોગ્ય માન્યો હતો, ત્યારે મારે એ કાર્યમાં હા–ના કરવી એ મને છાજતું નહોતું. એ જ મનોભાવે મને ધવલક્ક જવા પ્રેર્યો, એટલે પછી જરાએ વિલંબ કર્યા વિના હું વિદાય થયો.

( ૨ )

પાટણમાં જેવી અસ્વસ્થતા વ્યાપી હતી, તેવી અસ્વસ્થતા ધવલક્કમાં નહોતી, જોકે ત્યાં શમસુદ્દીનનું લશ્કર પાટણ તરફ આવતું હોવાના સમાચાર તો ફરી વળ્યા હતા.

ધવલક્કની આસપાસ બધી દિશાઓમાં સેનાના માંડવા પથરાઈ ગયા હતા અને હજારો સૈનિકો તેમાં પડાવ નાંખી રહેલા હતા. આવું કશું પહેલાં ધવલક્કમાં મેં જોએલું નહિ, પરન્તુ વીરધવલ અને વસ્તુપાલની જોડી સંધાઇ ત્યારપછી ધવલક્કને લડવાનો જે રંગ લાગ્યો હતો તેનું એ ચિહ્ન હતું. મારવાડના રાજાઓના આક્રમણ વખતે ધવલક્કને સુરક્ષિત રાખવા જે યુદ્ધસામગ્રી ખડકવામાં આવી હતી તે પણ ચોમેર પથરાયેલી દેખાતી હતી.

આવતાં વાંત મેં રાણાજીને કહાવ્યું કે મહારાજનું આજ્ઞાપત્ર લઇને હું આવ્યો છું એટલે આપને હું મળવા ઇચ્છું છું.

પછી જ્યારે મને મળવા બોલાવવામાં આવ્યો, ત્યારે રાણાજી, યુવરાજ વીરધવલ અને મંત્રી તેજપાલની ત્રિપુટિ સમક્ષ હું જઇને ઊભો અને એક પછી એક ત્રણેને મેં નમન કર્યાં. નીચે બેસીને મેં આજ્ઞાપત્ર રાણાજીની સમીપે મૂક્યું, તે યુવરાજે ફોડીને રાણાજીને વાંચી સંભળાવ્યું.

થોડી ક્ષણો મૌનમાં વીત્યા પછી રાણાજી બોલ્યા : “ કહો, જયંતસિંહ ! એકંદરે પાટણની સ્થિતિ કેવી છે ? હું તો બીજી ઉપાધિઓથી ઘેરાઈ રહ્યા હોવાથી લાંબા સમયથી પાટણ આવી શક્યો નથી તે તમે જાણો છો. ”

રાણાએ મને માનભર્યું સંબોધન કર્યું તેથી હું પ્રસન્ન થયો નહિ. આત્મીયતા ઓછી અને ઔપચારિકતા વિશેષ હોય ત્યારે જ એવું બને એ મારા ધ્યાનમાં હતું. મેં કહ્યું : “ રાણાજી ! આપ જાણતા હશો કે મહારાજ તો પંચાસરમાં ત્યાંના રાણાના નવા પ્રાસાદમાં રહેવા ગયા છે અને રત્નપાલ શેઠ તથા બધા મંત્રીઓએ આગ્રહ કર્યો છતાં પાટણમાં આવવા તે તત્પર થયા નથી. શમસુદ્દીનનું લશ્કર પાટણ તરફ જ આવે છે એમાં હવે શંકા નથી. પાટણના રક્ષણ માટે બીજાં મંડલો પર પણ આજ્ઞાપત્રો મોકલીને સૈનિકોને તેડાવ્યા છે. પાટણમાં પણ સેના છે, સામગ્રી છે અને બીજી આવ્યે જાય છે, પરંતુ શત્રુનું લશ્કર કેવડું હશે તેનો હજી ખયાલ આવી

શકતો નથી. આ કારણે મહારાજે ખાસ કહ્યું છે કે રાણાજીને સેના સાથે ધવલક્કથી પાટણ જરૂર બોલાવી લાવજો અને રક્ષણનો બધો વ્યૂહ તેમને જ સોંપજો."

રાણાજી તુરત બોલ્યા : "હું તો હવે બહુ ઘરડો થઈ ગયો છું, જયંતસિંહ ! એટલે વીરધવલને અને વસ્તુપાલને હું સેના સાથે પાટણ મોકલીશ. વસ્તુપાલ ખંભાતથી નીકળી ચૂક્યા છે તે હવે એક–બે દિવસમાં અહિં આવી પહોંચશે, ત્યાંસુધી તમે રોકાઇ જાઓ; પછી બધું નિશ્ચિત કરીને હું તમને ઉત્તર આપીશ."

"એક બે દિવસ થોભી જવામાં તો મને કશો વાંધો નથી, પણ સેનાને પાટણ મોકલવાની વરધી તો વેળાસર આપી દેશો ને ? ભલે, વસ્તુપાલ શેઠ આવ્યા પછી સેના પાટણ તરફ પ્રસ્થાન કરે, પણ તૈયારીમાં વિલંબ ન થાય તો વધારે સારું."

વીરધવલે કહ્યું : "તૈયારીમાં કશો જ વિલંબ થાય તેમ નથી. હવે તો ધવલક્કમાં ખડી સેના સારી પેઠે રહ્યા કરે છે."

પ્રસન્ન દૃષ્ટિપૂર્વક યુવરાજની સામે જોતાં મેં કહ્યું : "એ તો મેં આવતાં વાંત જોઈ લીધું. ધવલક્ક ખરેખર બદલાઈ ગયું છે."

"તો જયંતસિંહ ! તમારે હવે બે દિવસ અહીં થોભી જવાનું." રાણાજી એવા ભાવપૂર્વક એ શબ્દો બોલ્યા કે મારે હવે એ ત્રિપુ-લની સમીપેથી વિદાય થઇ જવાનું હોય.

મેં હાથ જોડીને રાણાજીને કહ્યું : "રાણાજી ! એ વાત તો પૂરી થઇ, પણ મારે આપની સાથે એકાંતમાં થોડી વાત કરવાની છે."

"એમ ?" રાણાજી અચરજ પામતાં બોલ્યા : "હા, ભલે, તો અત્યારે જ તમારી વાત સાંભળી લઉં."

તત્ક્ષણ યુવરાજ અને તેજપાલ ઊઠીને ચાલતા થયા અને મને તથા રાણાજીને એકલા મૂકતા ગયા.

"બોલો, તમારે શું કહેવું છે ?"

"મારે જે કાંઇ એકાંતમાં કહેવાનું છે, તે પણ પાટણ સંબંધે જ છે." પહેલેથી જ મેં સ્પષ્ટતા કરી, કારણકે મારી અને રાણાજીની વચ્ચે ઊઠેલા અંગત ખટકા સંબંધે મારે કશું કહેવું નથી એમ રાણાજી પહેલેથી જ જાણી લે તો સારું એમ મને લાગ્યું.

"રાણાજી! પંદરેક વર્ષ પહેલાં જ્યારે હું માત્ર એક છોકરો હતો અને આપે મને આશ્રય આપ્યો હતો, ત્યારે મેં આપને કહેલું તે અત્યારે આપના સ્મરણમાં હશે. તે સમયની આપણા આ ગુર્જર દેશની અને તેના પાટનગર પાટણની દશા કરતાં આજે તેની દશા વધારે કરુણાજનક બની છે. ગુર્જરેશ્વર દેશનું અને પ્રજાનું સંરક્ષણ કરવામાં વધારે પ્રમાદી અને શિથિલ બન્યા છે. ગુર્જરેશ્વરની આણુ હેડળની સીમા પહેલાં કરતાં સાંકડી થઈ ગઈ છે, અને હજી પણ તે વધારે સાંકડી થયા વિના રહેવાની નથી એવા મને ભણકારા વાગે છે. મુસલમાનો ગુજરાતને, તેનાં મંડલોને અને બીજા પ્રદેશોને લૂંટવા રંજાડવામાં જ મચ્યા રહે છે. બેચાર વરસ જાય છે અને એકાદ આક્રમણ જાણે આવ્યું જ છે. એવા સમયમાં ગુજરાતને સુદૃઢ કરવું, સ્વરક્ષણ માટે તેનું સામર્થ્ય વધારવું, તે કાર્ય મહારાજ ભીમદેવથી થઇ શકે તેમ છે જ નહિ. મને તો ભય છે કે જો મુસલમાનોની સેના વધારે મોટી હશે તો કદાચ પાટણ લુંટાઈ જશે, પ્રજા હેરાન થઇ જશે અને ભારતના રાજવીઓમાં ગુર્જરેશ્વરનું એટલે કે આપણું જ નાક કપાઈ જશે."

"હા, સાચી વાત, તેટલા માટે તો હું વીરધવલને અને વસ્તુપાલને પાટણ મોકલવાનો છું." રાણાજી સરલ ભાવે બોલ્યા.

મેં કહ્યું: "પણ મારે કાંઇ બીજી જ વાત કહેવી છે. હું ઇચ્છું છું કે આપ આ નિર્બળ ગુર્જરેશ્વરને હવે પંચાસરમાં વિલાસ કરતા જ રહેવા દઇને પાટણમાં પધારો, રાજમુકુટ પહેરી લો, અને રાજ્યસૂત્રોનું સંચાલન કરો! મંડલેશ્વરો સામા થશે તોપણ તેમને દાબી દેવા આપ એકલા જ સમર્થ છો. આપનાં સાધનસામગ્રી અને બુદ્ધિચાતુર્ય કોનાથી અજાણ્યાં રહ્યાં છે? સોરઠ અને લાટમાંનાં

આપનાં પરાક્રમોને કોણ ભૂલી શકે તેમ છે ? આપના તેજોદ્વેષી માંડલિકો આપની સામે થયા અને આપે તેમને સમજાવીને પાછા કાઢ્યા, પરન્તુ તે વખતે આપની ભુજાઓમાં પાટણનું બળ નહોતું; જો પાટણ આપની બાજુએ હોત તો એ માંડલિકો આપને જરૂર નમી પડત. આપ ગુર્જરેશ્વર થશો એટલે પાટણ આપનું જ થશે, એનાં સાધનસામગ્રી આપના માટે જ ઉપયોગમાં આવશે અને માંડલિકો કશું કરી શકશે નહિ; એ રીતે ગુર્જર દેશને તેનો ઉદ્ધારક મળી રહેશે અને કુક્કુટધ્વજ વધારે ગર્વપૂર્વક ફરકવા લાગશે, રાણાજી !"

મને ગાંભીર્યપૂર્વક આ વાત કહેતો જોઇને પહેલાં તો રાણાજી સ્તબ્ધ બની ગયેલા દેખાયા, પણ પછી તુરત પાછો સરલ ભાવ આણીને બોલ્યા: "જયંતસિંહ ! આવું જ કંઇક તમે મને પંદર વર્ષ પહેલાં કહેલું ખરું."

અને પછી રાણાજી મારી તરફ વેધક દૃષ્ટિથી તાકી રહ્યા. એ દૃષ્ટિમાં મને પૈશુન્ય દેખાયું. હું જે કાંઈ બોલું છું તે તેમનો નાણી જોવા તો બોલતો નથી, અથવા એવા પ્રકટ રાજદ્રોહને માર્ગે વાળીને પછી તેમને મૂર્ખ બનાવવા તો આવું કહેતો નથી, કિંવા તેમના પેટની વાત જાણી લઇને પછી એ સંબંધે ગુર્જરેશ્વર પાસે ચાડી ખાવાનો તો મારો મનોભાવ નથી, એવું કાંઇક પૈશુન્ય એ વેધક દૃષ્ટિપાતમાં ભરેલું મને દેખાયું.

પરન્તુ જે કાંઇ હું કહેતો હતો તે સાચા અને ઊંડા હૃદયમાંથી બોલતો હતો. રાણાજી પ્રતિ મને મારા અંગત કારણે રોષ હતો, રાણાજીની સ્વાર્થબુદ્ધિ અને તેમના એકલપેટાપણા ઉપર કણીએ મારું લક્ષ દોર્યું તે પછી મને રાણાજી ઉપર ચીડ ચડી હતી, પરંતુ ગમે તેવા દોષથી યુક્ત રાણા લવણપ્રસાદમાં અપરિમિત શક્તિ હતી, દીર્ઘ દૃષ્ટિ હતી, ગુજરાતને સુદૃઢ બનાવવાના માર્ગો શોધવાનો કલ્પનાવિભવ હતો, એ વાતની મારું હૃદય ના કહી શકે તેમ નહોતું. નિર્બળ, વિલાસી અને જાતરખા ગુર્જરેશ્વર ભીમદેવને બદલે રાણા લવણપ્રસાદ ગુર્જરેશ્વર થાય તેમાં ગુજરાતનું વિશેષ કલ્યાણ

હતું એની મારું હૃદય શાખ પૂરતું હતું, અને તેથી જ આ ઉદ્‌ગાર રાણાજી સમક્ષ એકાંતમાં કાઢવાને હું ઉત્સુક બન્યો હતો. એટલે પંદર વર્ષ પહેલાંની વાતના અનુસંધાનમાં હું આગળ બોલ્યો : "અને રાણાજી! પંદર વર્ષ પહેલાં મેં જે કહેલું તે જ મેં આપને અત્યારે કહ્યું છે. તે વખતે કેવળ કલ્પનાવશ થઈને જે કહેલું, તે આજે દર્શન, અનુભવ અને ભવિષ્યના લાંબા વિચાર પછી હું કહું છું. આપને કદાચ મારા એ સૂચન ઉપર શંકા ઊપજશે, કદાચ આપ મને હસી કાઢશો, કદાચ મારા પર આપને રોષ ચડશે, ગુર્જરેશ્વરનું લૂણ ખાઈને હું તેમનો જ દ્રોહ કરું છું એવું લાગવાથી આપ મને કદાચ તુચ્છકારી કાઢવાનું યોગ્ય માનશો, પરન્તુ દેવ! આપના ચરણના શપથ લઈને કહું છું કે હું આપને ઊંડા હૃદયથી, ગુજરાતના ઉદ્ધારની દૃષ્ટિથી, ગુજરાતની પ્રજાના અકલ્યાણકર રાજત્વનો અંત આવીને કલ્યાણ સધાવાનો માર્ગ મોકળો થાય એવા હેતુથી આ સૂચન કરું છું. ગુર્જરેશ્વર ભીમદેવને શિરે રાજમુકુટ શોભે છે તેથી તે જ ગુજરાતના રાજવી છે એટલે હું કહું છું તે જો રાજદ્રોહ થતો હોય તો ભલે થાય, એવા દ્રોહને માટે આપ મને અત્યારે જ તુરંગમાં પૂરી દેવા ઇચ્છતા હો તોપણ ભલે, હું એવી કોઈ પણ યાતના વેઠવા તૈયાર છું, પરન્તુ રાણાજી! હું દેશદ્રોહ તો નથી કરતો એનો મારો અંતરાત્મા સાક્ષી છે. રાજા એ રાજ્યાધિપતિ છે, પરન્તુ રાજ્ય તો જીવતી જાગતી પ્રજાનું બનેલું છે, અને જ્યારે રાજ્યાધિપતિ પોતાની પ્રજાનું સંરક્ષણ કરવા કે તેનું કલ્યાણ કરવા અયોગ્ય નીવડે ત્યારે રાજદ્રોહ કરીને પણ પ્રજાહિત કરવું એ પાપ નથી, સાચું પાપ તો પ્રજાદ્રોહ કે દેશદ્રોહ કરવો એ છે. એટલા માટે હું આપને મારી વિનંતિ ધ્યાનમાં લેવા પ્રાર્થું છું."

હું ભાવનાવશ થઈને બહુ બોલ્યો હતો એમ મને લાગ્યું ખરું, પરન્તુ તે વખતે ગુર્જરેશ્વર સિદ્ધરાજ તથા કુમારપાળના સમયનું ગુજરાત મારી આંખો સામે તરવરી રહ્યું હતું, તેની તુલનામાં આજનું ગુજરાત કેટલું પાંગળું હતું તે જોઈને મારું હૈયું ચિરાઈ

જતું હતું, ગુર્જરેશ્વરનો કુક્કુટધ્વજ જાણે રાખમાં રોળાઈ રહ્યો હોય એવી સ્વપ્નસૃષ્ટિ જોઈને હું ઊકળી ગયો હતો, એવી માનસિક વિવશતામાં રાણાજી સમક્ષ મારી જીભ ચાલ્યા કરી હતી.

એ બધું શાન્તિથી સાંભળી રહીને રાણાજી ઠંડે કલેજે બોલ્યા: "જયંતસિંહ! પંદર વર્ષ પહેલાં મેં તમને જે જવાબ આપ્યો હતો તે તમને સાંભરે છે?"

"જી હા, સાંભરે છે. આપે કહેલું કે લવણપ્રસાદ ગુર્જરેશ્વરનો સેવક છે અને સેવક જ રહેશે. સેવક તરીકે તે ગુજરાતનો ઉદ્ધાર કરવા પોતાથી બનતું બધું કરશે, પરન્તુ ગુજરાતનો ધણી થઈને નહિ."

અને રાણાજીએ વધારે ઠંડે કલેજે ટૂંકો જવાબ આપ્યો: "આજે પણ મારે એ જ કહેવાનું છે, જયંતસિંહ!"

અને એ જવાબની પોકળતા જાણનારો હું તે ક્ષણે હસ્યા વિના કેમ રહી શકું? મને ખરેખર હસવું આવ્યું અને રાણાજી તે ગંભીરતાથી જોઈ રહ્યા.

રાણાજીએ પ્રશ્ન કર્યો: "કેમ, મારી વાત કાંઈ તમારા ધ્યાનમાં ન ઊતરી?"

મેં સ્મિત કરીને કહ્યું: "કેવી રીતે ધ્યાનમાં ઊતરે રાણાજી? પાટણમાં રહેનારા, રાજકારણી પુરુષોનું પાસું સેવનારા અને ગંદી રાજરમતોના જાણકાર એવા જયંતના ધ્યાનમાં એ વાત કેવી રીતે ઊતરે?"

"તમારી વાત કાંઈક ભેદથી ભરેલી લાગે છે."

"એમાં કશો ભેદ નથી, પ્રભુ! ગુર્જરેશ્વરનું સેવકપદ આ પંદર વર્ષમાં આપે કેવી રીતે સાર્થક કર્યું, ગુજરાતના રાજ્યતંત્રને આપે કેટલું સુધાર્યું, અને ગુજરાતનાં સામર્થ્ય—સમૃદ્ધિ આપે કેટલાં વધાર્યાં તેનું સરવૈયું આપ વિચારી જુઓ; અને તેની તુલનામાં ધવલક્કનું આજનું રાજ્યતંત્ર, ધવલક્કનું વધેલું સામર્થ્ય, ધવલક્કની

આણુ હેઠળનો વધેલો પ્રદેશ, એ બધું તોળી જુઓ એટલે આપને બધું સમજાઈ જશે!"

"જયંતસિંહ! એમ કહીને તમે મારા પર ગંભીર આરોપ મૂકો છો. સોરઠ અને લાટમાંની અરાજકતા અમે દૂર કરી, તે શું અપરાધ કર્યો?"

"નહિ રાણાજી! આપે અરાજકતાનો અંત આણ્યો, પરંતુ ગુર્જરેશ્વરે તો એ પ્રદેશો ગુમાવ્યા, એ પ્રદેશો આપે આપની આણુ હેઠળ લીધા, એટલે આજે શત્રુના આક્રમણની સામે લડવા માટે અને સૈનિકોને પોષવા માટે જે ધન જોઈએ તેનાં પાટણને સાંસાં પડવા લાગ્યાં છે, કારણકે પાટણની આવક ઘટી છે ને ધવલક્કના ભંડારમાં રેડાઈ રહી છે એ તો આપના ધ્યાનની બહાર નહિ જ હોય. જ્યારે જ્યારે પાટણને ગુજરાતની સીમાનું સંરક્ષણ કરવાને યુદ્ધો લડવા પડયાં છે ત્યારે ત્યારે ધવલકકે સેના મોકલીને સહાય કરવામાં બખીલાઈ કરી છે એવું મેં તો આ પંદર વર્ષમાં બે વાર જોયું, અને ધવલક્ક ઉપર આક્રમણના પ્રસંગો આવ્યા ત્યારે ધવલકકે પોતાનું સામર્થ્ય બતાવી આપીને શત્રુઓને ચકિત કર્યાં; પરન્તુ જવા દો એ વાત. હું તો આપની એ દૃષ્ટિ અને સામર્થ્યને સવળા અર્થમાં લઈને જ આપને વિનવું છું કે આપની અપરિમિત શક્તિને નાનાશા ધવલક્ક મંડલમાં બાંધી નહિ રાખતાં આખા ગુજરાતને હવે તેનો લાભ આપો! ગુજરાત ઉપર જે ભયો ઝઝૂમી રહ્યા છે અને ગુજરાતની પ્રજામાં જે મોળાપણું આવી ગયું છે તેનું નિવારણ કરવાને આપની દૃષ્ટિ અને શક્તિ સમર્થ છે. એ સિદ્ધિ કરવામાં જેટલું મોડું થશે તેટલું ગુજરાતનું વધુ અકલ્યાણ થશે."

"જયંતસિંહ! તમે મારી પ્રશંસા કરો છો કે નિંદા તે હું સમજી શકતો નથી."

"રાણાજી! હું આપનો પ્રશંસક ન હોઉં તો આપને આવી વિનંતિ કેમ કરું? એવી વિનંતિ કરવામાં જે જોખમ છે તેનો મને ખયાલ છે, છતાં તે જોખમ વેઠીને હું આપને આમ કહું છું.

કારણકે ગુજરાતના ઉદ્ધારના પ્રશ્ને મને ખૂબ આકુળો બનાવ્યો છે અને આપના સામર્થ્ય ઉપર મને પરમ વિશ્વાસ છે."

"બીજો કોઈ જો મને આવું કહેત તો મને રોષ ન ચડત, પણ ગુજરાતની રાજલક્ષ્મી મને વરવા આવી હતી એ તક મેં મારી મેળે જવા દીધી હતી એ વાત જાણનાર તમે આવું કહો છો તેથી તો મને બહુ રોષ ચડે છે, હોં!" રાણાજી ઠાવકા રહીને બોલ્યા.

ગુજરાતની રાજલક્ષ્મીના સ્વપ્નની અને એ સ્વપ્નસિદ્ધિ માટે કુળીનો વધ કરવાની રાણાજીએ જતી કરેલી તકની વાત તેમણે કાઢી અને હું ઊકળી ઊઠ્યો. ગુર્જરેશ્વરનું સેવકપદ જ જાળવી રાખવાની વાત કરનાર રાણાજીના ઊંડા અંતરમાં તો ગુર્જરેશ્વરનો રાજમુકુટ વીરધવલને પહેરાવવાની લાલસા રહ્યા કરતી હતી તે કાંઈ મારી જાણ બહાર નહોતું. એવો દંભ સેવવાને બદલે પ્રકટ રીતે જ એ રાજમુકુટ ઝડપી લેવાનો સમય જ્યારે આવ્યો છે અને તેમાં જ ગુજરાતનું કલ્યાણ રહેલું છે ત્યારે રાણાજી તે સમય જતો નહિ કરે એમ સમજીને જ મેં તેમને આ સૂચન કરવાની હિંમત કરી હતી. પરંતુ હજી તે ગુર્જરેશ્વર પ્રત્યેની રાજનિષ્ઠાનો જ ઢોલ વગાડ્યા કરતા હતા; તેમની એવી દાંભિકતા મારાથી સહન થઈ શકી નહિ અને હું બોલ્યો: "રાણાજી! ગુજરાતની રાજલક્ષ્મી આપને જોઈએ છે એ વાત હવે છુપાવો નહિ તો સારું! રાણા લૂણપસાકની સ્વરૂપવતી પુત્રીમાં આપને સ્વપ્નમાં જોએલી ગુજરાતની રાજલક્ષ્મીનું યથાર્થદર્શન થયા પછી અને તેની હસ્તરેખાઓમાં તેનો પતિ ચક્રવર્તીપદને પામે એવો યોગ રહેલો હોવાની પ્રતીતિ મેળવ્યા પછી, આપે ભવાનીને યુવરાજ વીરધવલની બીજી રાણી તરીકે પરણાવવાની માંગણી કરેલી તે કૃપા કરીને ભૂલી ન જાઓ! યુવરાજ વીરધવલ ગુર્જરેશ્વર બને એવી ઊંડી લાલસાનું સેવન કર્યા વિના આપ એવો માર્ગ કદાપિ ન લો. ભવાની વીરધવલને પરણવાની સંમતિ આપે તેટલા માટે મારી પ્રત્યેનો તેનો અનુરાગ નિષ્ફળ બનાવવા આપે જે પ્રપંચલીલા આદરી હતી તેનું જરા સ્મરણ

કરો; જો દિલની ઊંડાણમાં એ લાલસા છે જ, તો પ્રકટ રીતે તે તે આપ કેમ દર્શાવતા નથી? એ દર્શાવવા માટે આજે જ યોગ્ય સમય છે; આપને માટે કે યુવરાજને માટે આ સમય જેટલો યોગ્ય કે ઇષ્ટ હોય તેટલો યોગ્ય અને ઇષ્ટ સમય ગુર્જર દેશને માટે છે: તે સમયને આપ સાધી લો, અને દુર્દૈવરૂપી દાવાનલથી દગ્ધ-પ્રદગ્ધ થઈ રહેલી આ ગુર્જર ધરા પર આપના સામર્થ્યની પર્જન્યવૃષ્ટિ કરી તેમાં વીરત્વનાં નવાંકુરો ઉગાડો !"

રાણાજીને મારું આ કથન સાંભળીને વધારે રોષ ચડ્યો હતો તે મેં જોયું, એટલે મેં કહ્યું: "પ્રભુ! મારા કથનમાં કડવાશ છે, તે કડવાશ આપને અણગમતી લાગશે, પરન્તુ તેમાં પથ્યતા માનીને મેં તે આપની સમક્ષ ધર્યું છે. બાકી તો મારા ઉદ્ધારમાં આપની કૃપાના પ્રસાદે પણ ઓછો ગુણ કર્યો નથી, એટલે હું આપનો દાસ છું, તેના ઉદ્‌ગારો ઉપર આપે રોષ કરવો ન ઘટે."

રાણાજી ઉપર મારા એ નમ્ર શબ્દોની કાંઈ વિશિષ્ટ અસર થઇ નહિ, અને તેમનો રોષ ઓછો થએલો દેખાયો નહિ. તે એ રોષને કિંચિત્ સંયમમાં રાખીને બોલ્યા: "જયંતસિંહ! તમે એવું બોલ્યા છો કે જેના બદલામાં દેહાન્ત સિવાય બીજો દંડ ન હોઇ શકે; પણ તમે ગુર્જરેશ્વરના દૂતક છો અને ગુર્જરેશ્વરનું આજ્ઞાપત્ર લઇને આવ્યા છો, એટલે હું તમને આંગળી પણ અડાડી શકતો નથી. તમારી આ બધી વાતો હું ભૂલી જવા ઇચ્છું છું. મારે કોઈ અનુકૂળ યોગનો ખોટો લાભ લેવો નથી; તમને મેં કહેલું છે તે જ મારે તમને કહેવાનું છે કે બે દિવસ તમે થોભી જાઓ અને વસ્તુપાલ આવ્યા પછી પાટણની સહાયમાં સેના મોકલવાની વ્યવસ્થા થશે...ઇતિ."

એ 'ઇતિ' સાંભળીને તત્ક્ષણ હું ઊઠ્યો, મેં મૂગા મૂગા રાણાજીને વંદન કર્યું અને પછી હું ચાલતો થયો. ચાલતાં ચાલતાં મને આંખે અંધારાં આવ્યાં. એ અંધારામાં મને પાટણના અંધકારમય ભાવિનું દર્શન થયું અને મારું ધૈર્ય ઓસરવા લાગ્યું.

ધવલક્કમાં હું બેને બદલે ચાર દિવસ રોકાયો પણ વસ્તુપાલ

શેઠ આવી પહોંચ્યા નહિ. ખંભાતનો અધિકાર શેઠ પોતાના *પુત્રને સોંપીને ધવલક્ક આવવાના હતા, પરન્તુ પુત્રને કારભારની સમજણ આપીને નીકળતાં વાર થઈ હશે એમ મેં માન્યું. એ ગમે તેમ હોય, પણ હું હવે વધુ સમય ત્યાં થોભી શકું તેમ નહોતું એટલે યુવરાજને મળીને, પછીથી સેના મોકલવાની પુનઃ વિનંતિ કરીને, હું પાટણ આવવા ધવલક્કથી પ્રયાણ કરી ગયો.



## ઉલ્લાસ અઢારમો

### (૧)

બહુ ઉતાવળી દોડ કરવા છતાં હું બીજે દિવસે સાંજે પાટણ પહોંચી શક્યો. પહોંચતાં વાંત મેં મહામંત્રીને સમાચાર આપ્યા કે "રાણાજીને આજ્ઞાપત્ર પહોંચાડયું છે અને વીરધવલ તથા વસ્તુપાલ સેના લઈને ગણ્યાગાંઠ્યા દિવસોમાં પાટણ આવી પહોંચશે."

"આવી પહોંચશે!" મહામંત્રીએ કાંઈક નિરાશાસૂચક ઉદ્‌ગાર કાઢ્યો: "પાટણ ઉપર આટલું મોટું સંકટ આવી ઊભું છે અને હજી સેના મોકલવાની આશા જ માત્ર રાણાજીએ આપી? સેનાએ તુરત પ્રયાણ કર્યું હોય તો આજસુધીમાં તો પાયદળ સેનાય પહોંચી જાય."

"વસ્તુપાલ આવી પહોંચવાની આશા પર હું ચાર દિવસ તો થોભ્યો, પણ તે આવ્યા નહિ એટલે હું નીકળી પડ્યો."

મહામંત્રીએ નિઃશ્વાસ નાંખ્યો.

માર્ગમાં જે લોકવાયકા સાંભળી હતી અને પાટણ પહોંચ્યા પછી જે વીગતો સાંભળી હતી તે ઉપરથી મેં જાણ્યું કે ખરેખર પાટણ ઉપરનું સંકટ મોટું હતું. મહામંત્રીએ તત્કાળમાં પાટણમાંથી હજારેક ઘોડેસવાર સૈનિકો અને પાચસો ઊંટસવાર સૈનિકોને ઝીંઝુવાડે મોકલી આપ્યા હતા. સિંધમાંથી આવતું લશ્કર રણ ઓળંગીને

---

* એનું નામ પણ જયંતસિંહ હતું.

એ જ સ્થળે ઊતરતું એટલે ઝીંઝુવાડાના થાણામાં પાટણનું નાનું સૈન્ય હંમેશા રહ્યા કરતું, પરન્તુ એટલું સૈન્ય શત્રુના આક્રમણને ખાળવા શક્તિમાન ન હોઇને પાટણમાંથી આટલા સૈન્ય સાથે સેનાપતિને મોકલવામાં આવ્યા હતા. હું પાટણમાં પહોંચ્યો તે જ ક્ષણે મહામંત્રીને સમાચાર મળ્યા હતા કે મુસલમાન સેનાને ઝીંઝુ-વાડા પાસે ખાળવાનો સેનાપતિનો યત્ન નિષ્ફળ ગયો હતો, સેનાપતિ પોતે મરાયા હતા, સૈનિકો પણ મોટે ભાગે ખપી ગયા હતા અને લાખ જેટલા મુસલમાન લશ્કરના ધોધથી ગભરાઇને ઝીંઝુવાડાનો કિલ્લેદાર તથા તેના સૈનિકો નાસી છૂટ્યા હતા, જ્યારે પાટણથી ગએલા સૈનિકોમાંના જેઓ બચ્યા હતા તેઓ આડમાર્ગે પાટણ પહોંચવા પાછા નીકળ્યા હતા. આવા સંયોગોમાં ધવલક્કથી સેના આવવાની આશા રાખતા મહામંત્રીને મારી પાસેના સમાચાર સાંભળીને નિરાશા કેમ ન થાય?

પાટણના રક્ષણ માટેની તૈયારીઓ તડામાર ચાલી રહી હતી. ઝીંઝુવાડાના કિલ્લા પાસે મુસલમાન લશ્કરને બે-ચાર દિવસ પણ રોકી રાખી શકાયું હોત તો પાટણને વધારે મજબૂત કરી શકાયું હોત. હજી દૂરદૂરના માંડલિકોનાં સૈન્યો આવી પહોંચ્યાં નહોતાં, અને જે આવ્યાં હતાં તે માત્ર પાટણની આસપાસનાં ગામડાંમાંથી જ આવ્યાં હતાં. તેમની પાસે પૂરાં શસ્ત્રાસ્ત્રો પણ નહોતાં. પાટણના આયુધાગારમાંથી તેમને શસ્ત્રો પૂરાં પાડવામાં આવતાં હતાં, પણ તે ખૂટી પડશે કે શું એમ લાગ્યા કરતું હતું. પાટણના કોટથી બે કોસ દૂર આક્રમક સેનાના માર્ગમાં જ શત્રુને યુદ્ધ આપવાને વ્યૂહ રચાઇ રહ્યો હતો. અમારું હાથીદળ ઘણું નાનું હતું, પરન્તુ મુસલમાનો પાસે તો બિલકુલ હાથી નહોતા.

ડાબી, જમણી અને મધ્ય એવી ત્રણ પાંખોનો વ્યૂહ રચાયો હતો અને તે દરેક ઉપર એક એક સેનાપતિ તથા દરેક સેનાપતિના હાથ હેઠળ પાંચસો, હજાર, બે હજાર સૈનિકોના સેનાનીઓ યોજાયા હતા. હું આવ્યો એટલે મને કહી દેવામાં આવ્યું કે મારે મારી ભીલસેના સાથે કોટની અંદર રહેવાનું છે અને જ્યારે શત્રુનું લશ્કર

વ્યૂહ ભેદીને આગળ વધે ત્યારે તીરનો મારો ચલાવી તેને હઠાવવાનું છે. મેં મારી એ કામગીરી સ્વીકારી લીધી.

પાટણમાંથી જેવી રીતે કેટલાંક સ્ત્રીપુરુષો નાસી ગયાં હતાં, તેવી રીતે કેટલાંક સ્ત્રી–પુરુષો ઉમેરાયાં પણ હતાં. ઉમેરાયલા પુરુષો સૈનિકો હતા પણ સ્ત્રીઓ લડવાની કળા જાણનારી નહોતી. ભીમદેવ મહારાજના કાળમાં સ્ત્રીઓએ એ કલાને સારી પેઠે વિસારી મૂકી હતી, પરન્તુ ઘવાયલાઓની ચાકરી કરવાનો સમય આવતાં તેઓ ઉપયોગી થશે એમ સમજીને તેઓ આવી હતી.

વહેલી આવી પહોંચેલી માંડલિકોની સેનામાંની એક સેના પંચાસરની હતી. રાણાજી પોતે પ્રાસાદના રક્ષણ માટે ત્યાં રોકાઈ રહ્યા હતા, એટલે વીરમ માત્ર સો ઘોડાં અને પાંચસો પાયદળ લઈને આવ્યો હતો. પાયદળ સાથેની પચાસેક સ્ત્રીઓમાં મેં કળી અને ભવાનીને જોઈ ત્યારે મારાથી આનંદપુલકિત થયા વિના રહેવાયું નહિ. મેં આંખો વડે દૂરથી બેઉને અભિનંદ્યાં અને તેઓએ સ્મિતથી મારા અભિનંદનને વધાવી લીધું.

વીરધવલ અને વસ્તુપાલ ક્યારે આવશે તે જાણવાને હું અધીર રહ્યા કરતો હતો. બહુદેવ પાસે દૂતો, ચારો અને સંદેશવાહકોના બધા સમાચાર આવતા એટલે હું પહોરે પહોરે તેની પાસે જતો અને ધવલક્ક તરફના સમાચાર પૂછતો પણ મને નિરાશા મળતી. પૂર્વે રાણાએ જેવી ચાલ ચલાવી હતી તેવી ચાલ પાટણ ઉપરના આવા સંકટવખતે તો રાણો નહિ જ ચલાવે એમ હું માનતો હતો.

પરન્તુ શત્રુસેના પાટણના વ્યૂહના સ્થાન સુધી આવી પહોંચી ત્યાંસુધી ધવલક્કની સેના આવતી હોવાના કશા સમાચાર મળ્યા નહિ અને હું રોષ તથા હતાશાથી જાણે બહાવરો બની ગયો.

(૨)

મુસલમાનોના લશ્કરને વીંખી–પીંખી નાંખવા માટે પાટણની સેનાએ આક્રમણનો પ્રારંભ કર્યો અને હાથીદળને પહેલાં હાંક્યું.

હાથીઓ લોહકવચ પહેરાવેલા હતા, તેમના મહાવતો અને સેનાનીઓ પણ કવચધારી હતાં, એટલે એ આક્રમણે શત્રુના ઘોડેસવારોનો અને પાયદળનો સારી પેઠે ઘાણ કાઢ્યો. પરન્તુ શત્રુનો સેનાપતિ ઓછો ચતુર નહોતો. તેણે હાથીદળ સામે એવી રીતે આક્રમણ માંડયું કે જેથી બબ્બે ચાર ચાર હાથીની વચ્ચે પોતાના સૈનિકોની હાર પેસી જાય, અને પછી વીખરાતા જતા હાથીઓને ભાલાવાળા સૈનિકોથી ઘેરી લઇને, તેમનાં કવચ પણ ભેદીને, તેમને ઠાર કરવામાં આવતા.

પછી તો લાખ મુસલમાનોના લશ્કર સામે વીસ–પચીસ હજારની પટણી સેના કેટલોક ટકાવ કરી શકે? અર્ધા દિવસમાં હાથીદળનો ઘાણ નીકળી ગયો અને બાકીના અર્ધા દિવસમાં પાટણનો વ્યૂહ ભેદાઇ ગયો, એટલે પાટણના કોટ સુધી યુદ્ધ આવી પહોંચતાં વાર લાગી નહિ.

એ યુદ્ધમાંથી બચેલા સૈનિકો છૂટીને નગરમાં આવ્યા ખરા, પરન્તુ વિજયની આશા વિનાના, નિર્બળ મનના એ સૈનિકો હતા; છતાં તેમને કોટ ઉપર ગોઠવીને શત્રુની સામે લડવાના ઉપયોગમાં લેવામાં આવ્યા.

આખી રાત અમે કોટ ઉપર સૈનિકોને ગોઠવવામાં અને યુદ્ધ-સામગ્રીને કોટ ઉપર ચડાવવામાં ગાળી. કોટની બધી દિશાઓમાંથી નજરે પડે એવી રીતે સહસ્રલિંગની દિશાના કોટના પ્રવેશદ્વાર ઉપર કુક્કુટધ્વજને રોપવામાં આવ્યો અને તેનું રક્ષણ કરવાનું કામ પંચાસરની સેનાને સોંપવામાં આવ્યું. શત્રુ નગરમાં પેસી જાય અને લૂંટ ચલાવે એ હવે અશક્ય નહોતું જણાતું, એટલે પોળે પોળે અને મહેલ્લે મહેલ્લે લૂંટારાઓને હઠાવવા માટેની ગોઠવણ લોકોએ પોતે જ કરવા માંડી. શત્રુ ક્યાંય આગ લગાડે તો તે હોલવવા પાણી ખેંચી ખેંચીને લોકોએ કૂવા ખાલી કરી નાંખ્યા અને તે ઉપરાંત ધૂળના ઢગલા પણ મહેલ્લે મહેલ્લે કરી રાખ્યા. એ બધું ઉત્સાહથી થઇ રહ્યું હતું, પરન્તુ તે ઉત્સાહ જિજીવિષાથી પ્રેરાયલો હતો; તેમાં અહંતા નહોતી, વીરતા નહોતી, પાટણ માટેનું મમત્વ નહોતું,

ગુર્જર દેશ માટેનું અભિમાન નહોતું.

સૂર્યનાં કિરણો ફૂટયાં અને કુક્કુટધ્વજ ઊંચો લહેરાવા લાગ્યો કે તુરત કોટ પરના અમારા તીરંદાજોનાં ધનુષ્યોમાંથી તીરો છૂટયાં, ગોફણોમાંથી પત્થરના ગોળા છૂટયા અને ચક્રોમાંથી છુરિકાઓ છૂટીને શત્રુસેના પર વરસવા લાગી. આ મારો જોઈને શત્રુસેના કોટથી વધારે દૂર ખસી ગઈ, પરંતુ એ તો શત્રુની એક ચાલ માત્ર હતી તે મેં પછીથી જાણ્યું.

શત્રુ આખા પાટણને પોતાની સેના વડે ઘેરી લઇ શકે તેમ નહોતું, કારણકે તેમ કરવાથી તેની સેનાની આખી હાર પાંખી પડી જાય અને જો બહારથી તેની પર આક્રમણ આવે તો તેનો પ્રાણ નીકળી જાય; એટલે કોઈ સ્થળેથી ઓચિંતું આક્રમણ કરીને નગરમાં પ્રવેશ કરી શકાય એવો શત્રુનો મનોભાવ હતો. સાત દિવસની તપાસ અને માંહોમાંહેની મંત્રણા પછી શત્રુએ પાટણના કિલ્લાને એમનો એમ છોડીને સહસ્રલિંગ પરનાં દેવસ્થાનો ઉપર આક્રમણ પ્રારંભ્યું ! એ આક્રમણ ખરેખર વિસ્મયજનક હતું.

મુસલમાન સૈનિકો પાટણની સમૃદ્ધિ લૂંટવા આવ્યા હતા તે અમે જાણતા હતા; એવી લૂંટની આશાથી જ રણ ઓળંગીને પાટણ સુધી લાખ સૈનિકો દોડી આવ્યા હતા. સહસ્રલિંગનાં દેવસ્થાનકોમાંથી તેમને શું લૂંટ મળવાની હતી ? પહેલાં તો એ સ્થનકોના રક્ષણ માટે ચોકિયાતો રખાતા, પણ ભીમદેવ મહારાજના સમયમાં એટલું રક્ષણ પણ રહેવા પામ્યું નહોતું. દેવસ્થાનકો અને વિહારોમાં પૂજારીઓ કે થોડા સાધુઓ હોય; વિદ્યામઠોમાં આચાર્ય, અધ્યાપકો અને વિદ્યાર્થીઓ હોય, તેઓ પણ સ્થળ છોડીને આશ્રય માટે નગરમાં આવી ચૂકયા હતા; વન–ઉપવનોમાં થોડા રખેવાળોનાં ઝુંપડાં હોય; એમાંથી શત્રુને કશી સમૃદ્ધિ મળવાનો સંભવ નહોતો, છતાં તેણે આક્રમણ માંડયું અને દેવસ્થાનકોનાં શિખરો પર તથા મૂર્તિઓ પર હથોડા મારી મારીને તે તોડવા માંડયાં !

અને દેવસ્થાનકો પર યવનોના હથોડા પડે તે જોયું કેમ જાય ?

ગુજરાતના ધર્મદેહ પર થતો એ મર્મનો ઘા હતો, તે વેઠ્યો કેમ જાય? સૈનિકો ઉશ્કેરાઈ ગયા, સેનાનીઓ ઉશ્કેરાઈ ગયા, રત્નપાલ શેઠ પણ વિહ્વળ બની ગયા. મંત્રીઓ શેઠને કહેવા લાગ્યા : "ખરું યુદ્ધ તો એ દેવસ્થાનકોના રક્ષણ માટે કરવાનું છે." અને શેઠે આજ્ઞા આપી કે "ખડ્ગ તથા ભાલાવાળા સૈનિકોની ટોળીઓને સહસ્રલિંગ પર મોકલી દો!"

મને એ આજ્ઞાની ખબર પડી અને હું કોટ પરથી ઊતરીને કોટના દ્વાર ભણી દોડ્યો. ખડ્ગ–ભાલાવાળા સૈનિકોની ટોળીઓ દ્વાર પાસે જામવા માંડી હતી અને તેમને બહાર જવા દેવાને દ્વાર ઉઘાડવાની તૈયારી થતી હતી. હું દોડતો ત્યાં પહોંચ્યો અને દ્વાર પરના ગઢવીને મેં કહ્યું : "જોજે, વિચાર કર્યા વિના દ્વાર ઉઘાડતો ના!"

ગઢવીએ કહ્યું : "મહામંત્રીની આજ્ઞા છે, દેવસ્થાનકોને બચાવી લેવા માટે સૈનિકોને ઉતાવળે મોકલવાના છે."

"પણ દ્વાર ઊઘડતાં જ શત્રુના માણસો કોટમાં પેસી જશે..."

"સૈનિકોને કાઢીને તુરત દ્વાર બંધ કરીશ."

"તો બહાર ગએલા બધા સૈનિકો ઘડીના છઠ્ઠા ભાગમાં કપાઇ જશે!"

"અરે જેતુ!" એક વૃદ્ધ સેનાની પોતાના ઘોડા પરથી ઊતરી આવીને મારો ખભો ઝાલી મને હચમચાવતો બોલ્યો : "એ તું શું ડહાપણ કર છે? મહામંત્રીએ કાંઈ વગરવિચાર્યે આજ્ઞા કરી હશે? જોતો નથી, સૈનિકો ઊકળી ઊઠ્યા છે, મંદિરો અને મૂર્તિઓ પર ઘણના ઘા પડતા તેઓ કાંઈ જોઈ રહે તેમ છે? કોટનાં દ્વાર નહિ ઊઘડે તો કોટ ઉપરથી નીચે પછડાઈને પણ તેઓ દોડી જશે."

મેં કહ્યું : "હા, તેમ કરવા ઇચ્છનારાઓ ભલે તેમ કરે, પરંતુ દ્વાર તો ન જ ઊઘડવાં જોઇએ; અને કૃપા કરીને થોડી વાર ખમો, હું મહામંત્રી પાસે જઇ આવું ત્યાંસુધી થોભો!"

એમ કહીને ઉત્તરની રાહ જોયા વિના હું સૈનિકોના ટોળાની વચ્ચેથી માર્ગ કરતો દોડ્યો. મને દોડતો જોઇને કોઈ કોઈનાં મુખ ટોળમાં હસ્યાં.

સૈનિકોનાં ટોળાંની વચ્ચેથી માર્ગ કાઢીને મહામંત્રી પાસે પહોંચતાં મને બે ઘડી જેટલી વાર થઈ. રત્નપાલ શેઠ રાજભંડારના રક્ષણાર્થે કવચધારી સૈનિકોના ઝુંડની વચ્ચે નખશિખ આયુધો સજીને ઊભા હતા, તેમની સમીપે હું પહોંચ્યો અને મેં તેમને કોટનાં દ્વાર નહિ ઉઘાડવાની વિનંતિ કરી, તેથી જે અનર્થ થશે તેની તેમને ઝાંખી કરાવી, પણ તેમણે મારી વાત માની નહિ. તેમણે કહ્યું : "જયંતસિંહ! દેવમંદિરો પર થતા પ્રહારોથી જે સૈનિકોનું વીરત્વ ઊકળી ઊઠ્યું છે, તેમને રોકવા ન જોઈએ. એવો એક વીર સૈનિક શત્રુના દસ સૈનિકોનાં માથાં કાપવા જેટલો શક્તિમાન બને છે. એવું ઊકળેલું વીરત્વ જ શત્રુને હઠાવવાને ઉપયોગમાં આવશે, એટલે એવી તક હવે જવા દેવી જોઈતી નથી. એમ જોઇને જ મેં બીજા મંત્રીઓ સાથે મંત્રણા કર્યા પછી એ આજ્ઞા આપી છે."

હું બોલી ઊઠ્યો: "ઓ મંત્રીશ્વર! જે ઊકળી ઊઠ્યું છે તે સાચું વીરત્વ નથી, કેવળ મનોદુર્બળતા છે; કૃપા કરીને એને વીરત્વ માનવાનો ભ્રમ છોડો, નહિતો આજ સાંઝ પહેલાં પાટણ લુંટાઇને વેરાન બની જશે!"

મારા આવેશપૂર્ણ ઉદ્ગારોએ મહામંત્રીને ચોંકાવ્યા ખરા, પણ પોતાની આજ્ઞાને ફેરવવાની તેમને ઇચ્છા થઇ નહિ, મારી વાત તેમના ધ્યાનમાં ઊતરી નહિ અને હું હતાશ થઇ ગયો.

હું પાછો મારા સ્થાન પર પહોંચું તે પહેલાં દ્વાર ઊઘડી ચૂક્યાં હતાં, સૈનિકો ઘોધબંધ વહીને સહસ્રલિંગ તરફ દોડી જતા હતા.

શત્રુ સાવધ હતો. તેણે પાટણના સૈનિકોને કોટમાંથી બહાર ખેંચી લાવવાને જ દેવસ્થાનકો પર હથોડા ચલાવવાનો દાવ રચ્યો હતો.

કોટનાં દ્વાર ઉઘાડીને સૈનિકો બહાર ધસી જતા હતા, એટલે

કોટ ઉપરના સૈનિકોની સંખ્યા ઓછી થવા લાગી હતી; એ રીતે નિર્બળ થઇ ગએલાં સ્થાનોને ચકાસી જોઇને મુસલમાન સૈનિકોનાં ધાડાં કોટની નજીક વિના મુશ્કેલીએ પહોંચી ગયાં હતાં અને તેમણે કોટના બીજા બે દરવાજા તોડવાનો યત્ન કરવા માંડ્યો હતો.

ઊઘડેલા દ્વાર વાટે નગરમાં પ્રવેશવાનો શત્રુનો દાવ નહોતો, પણ બીજા જ પ્રકારનો દાવ હતો, એ મારા ધ્યાનમાં આવતાં તુરત મેં મારા ભીલ સૈનિકોને કોટની એ દિશામાં ખસેડ્યા, અને કોટની નજીક આવતાં મુસલમાનોનાં ધાડાં ઉપર તીરોનો વરસાદ વરસાવ્યો. બીજી બાજુએ સહસ્રલિંગ ઉપર પટણી અને મુસલમાન સૈનિકો વચ્ચે કાપાકાપી ચાલી રહી હતી, તેનું કકળાણ કાને પડતું હતું.

પાટણના કોટનાં દ્વાર કાંઇ સહજમાં તૂટે એવાં નહોતાં. લોહથી મઢેલાં તોતીંગ બારણાં ઘણને કે હથોડાને મચક આપે તેવાં નહોતાં. તે બાળી શકાય તેવાં પણ નહોતાં. એટલે બીજી ચાર જગ્યાએ કોટ તોડીને માર્ગ કરવાનો યત્ન શત્રુએ પાછળથી આરંભ્યો હતો, અને દિવસના છેલ્લા પહોરે એક જગ્યાએ તેઓ કોટ તોડી શક્યા.

નગરમાં સૈનિકોની સંખ્યા ઘટી ગઈ હતી, તોપણ કોઇ ચતુર સેનાનીએ એ તૂટેલા કોટની પાસે ખડ્ગધારી સૈનિકોને જમાવ્યા. બહારથી ધસી આવતા મુસલમાનો એ સૈનિકોનાં ખડ્ગોનો ભોગ બનવા લાગ્યા, પણ એક વાર નગરની અંદર મુસલમાનોનો ધોધ પેઠો પછી તે ખાળ્યો કેમ ખળાય? પાટણનું નસીબ ફૂટી ગયું!

પછી તો કોટની બહાર નીકળેલા પટણી સૈનિકો પણ સારી પેઠે ખપી જવાથી મુસલમાનોનું મોટું ધાડું એ દ્વાર વાટે પણ પેઠું જ. હવે નગરની અંદરના માર્ગો પર મારામારી અને કાપાકાપી ચાલવા લાગી.

કોટના ઊંચા કોઠા પર ગુજરાતનો કુક્કુટધ્વજ અણનમ ઊભો હતો અને પંચાસરના સૈનિકો તેનું રક્ષણ કરી રહ્યા હતા. મુસલમાનો કોટ ઉપર ચડીને કોઠા પર આક્રમણ કરી રહ્યા હતા એમ મેં જ્યારે જોયું ત્યારે મેં મારા સૈનિકોને એ બાજુએ દોડાવ્યા. સંખ્યાનો

અંધકાર ભીતરતો હતો, તેથી દૂર રહ્યો રહ્યો હું ધ્વજની કેવી દશા થઈ તે જોઈ શક્યો નહિ.

નગરની શી દશા થઈ છે તે જોવા કે જાણવા માટે ઘૂમવાની શક્તિ મારા દેહમાં રહી નહોતી, એટલે રાત્રે કોટ ઉપર જ એક સ્થળે હું પડયો અને મારી આજુબાજુએ મારા તથા બીજા સૈનિકો પણ પડીને આરામ લેતા હતા તે મેં જોયું. મુસલમાનો રાત પડતાં જ નગરમાંથી બહાર નીકળી ગયા હતા કારણકે નગરમાં પુરાઈ રહેવામાં તેમને ભય દેખાતો હતો. કેટલાય પટણી સૈનિકો તરફડતા અને મૂએલા ઠેરઠેર પડયા હતા અને કેટલાય મુસલમાન સૈનિકોની લોથો પડેલી હતી. નગરની બહાર અને અંદર ઘવાયલા અને મરવા પડેલા સૈનિકોની તરેહવાર ચીસો ક્ષણેક્ષણે કાને પડતી હતી.

( ૪ )

ભળભાંખળું થયું એટલે મેં ઊભા થઈને જોયું તો કુક્કુટ-ધ્વજ ફરફરતો હતો; મને કાંઈક નિરાંત વળી.

આખી રાત આખું નગર જાગ્યું હતું. લોકોએ ઘવાયલાઓને પથારીએ નાંખ્યા હતા અને પાટાપીંડી કર્યાં હતાં. મરેલાઓને શેરીઓમાંથી ખસેડી લીધા હતા. કોટનો તૂટેલો ભાગ ફરી ચણીને છિદ્ર પૂરી દેવામાં આવ્યું હતું. કોટનું ઉઘાડેલું દ્વાર પાછું બંધ થયું હતું. પરંતુ નગરનું સંરક્ષક દળ ઘણું ઘટી ગએલું દેખાતું હતું. ફરીથી કોટ ઉપરથી શત્રુ ઉપર મારો ચલાવવાનો સમય આવ્યો હતો, સેનાનીઓએ સૈનિકોને કોટ ઉપર ચડાવ્યા હતા, પરંતુ આગલા દિવસની સરખામણીમાં એ સંખ્યા અર્ધીએ નહોતી.

હજી પૂરું દિવસનું અજવાળું થયું નહોતું, ને શત્રુના પડાવમાં ઢોલ વાગતો સંભળાયો કે તુરત હું સાવધ થયો. મેં જોયું કે આ વખતે શત્રુ ધ્વજવાળા કોઠા ઉપર જ આક્રમણ લાવતો હતો, તે જોઈને કોટ પરથી અમારા સૈનિકોએ તીરનો મારો જોરથી ચલાવવા માંડયો હતો.

એવામાં હજારેક પટણી સૈનિકોનું ટોળું કોઠા હેઠળના કોટના

દ્વાર ભણી ધસ્યું ! શું ફરીથી દ્વાર ઉઘાડવાની મૂર્ખતા મહામંત્રી કરવા માંગતા હશે, એમ મેં મારા મનને પૂછ્યું.

પરન્તુ ના, એ પટણી સૈનિકો નહોતા, બધા પટણી વેશધારી મુસલમાનો હતા ! તેઓ રાત્રે નગરમાં જ્યાં ત્યાં પડી રહ્યા હતા અને પરોઢ થતાં તૈયાર થઇને દ્વાર ભણી ધસારો લઈ ગયા હતા. તેમણે ગઢવીને કાપી નાંખ્યો, બીજા દ્વારપાળોને પછાડી દીધા અને કુંચી હાથ કરી દ્વાર ઉઘાડી નાખ્યાં કે તુરત મુસલમાન સૈનિકો ધસીને નગરમાં પેઠા ! એ બધું એટલી થોડી ક્ષણોમાં બની ગયું કે વસ્તુસ્થિતિ સમજીને તેનો ઉપાય કરવાનો સમય પણ મળે તેમ નહોતું.

મહેલ્લે મહેલ્લે મુસલમાનોનાં ટોળાં આગળ વધતાં હતાં. તેમને પડકારનારા પટણીઓ પણ નીકળી આવતા હતા, એટલે મહેલ્લાઓમાં યુદ્ધ લડાતું હતું. પાટણે શત્રુની શરણાગતિ લીધી નથી એમ દર્શાવનારો કુક્કુટધ્વજ ફરકયા કરતો હતો, અને પટણીઓને જાણે લડાઈ ચાલુ રાખવાની આજ્ઞા કરતો હતો.

મધ્યાહ્ન સુધી એ સ્થિતિ ચાલ્યા જ કરી. હું મારા સૈનિકોથી રક્ષાયલો હજી કોટ પર જ હતો. મારા સૈનિકો પોતાનું કાર્ય પોતાની સમજમાં આવે એ રીતે કર્યે જતા હતા, પરન્તુ હવે લડવું નિરર્થક હતું એમ તો મને દેખાતું હતું. નગરના સંરક્ષણનું આખું તંત્ર જ આ ધમાધમમાં અસ્તવ્યસ્ત થઈ ગયું હતું, ત્યાં યુદ્ધ બંધ કરવાની આજ્ઞા પણ કોણ કોને કરે ?

મેં જ વીરમને સંદેશો કહાવ્યો કે હવે ધ્વજને ઉતારી લો. ધ્વજ ઊતર્યો તે મેં જોયું, પણ તે જ વખતે શત્રુના માણસોએ કોઠા પર હલ્લો કર્યો. વીરમના માણસોએ એ હલ્લાને બરાબર પાછો હઠાવ્યો. થોડી ક્ષણો પછી વધુ જોરદાર આક્રમણ થયું.

એક હાથમાં ઢાલ અને બીજા હાથમાં †વેષ્ટનમાં પૂરેલા ખડ્ગને પકડી રાખી કવચધારી વીરમે પોતાના સૈનિકોને જોરથી

† મ્યાનમાં.

આજ્ઞા કરી : "લડવું બંધ કરો, પાછા હઠી જાઓ, ધ્વજ ઊતરી ગયો છે."

વીરમના સૈનિકો ખસી ગયા એટલે મુસલમાનો વિજયના મદથી છલકાતે હૈયે કોઠા ભણી દોડયા. વીરમ અને તેના સૈનિકો કોટ પરથી ઊતરી ગયા અને પછી કઇ દિશામાં ગયા તે મારા જોવા–સમજવામાં આવ્યું નહિ.

એ બીજા દિવસની સાંજ સુધી અને ત્રીજા દિવસના મધ્યાહ્ન સુધી મુસલમાનોએ પાટણમાં લૂંટ ચલાવી. ધનિકો પોતાનાં ઘરો બંધ કરીને ચાલ્યા ગયા હતા, તે ઘરો તોડીને અને ધન છુપાવ્યું હોવાના સ્થાનની શંકા પડે ત્યાં જમીન ખોદીને ધન શોધવામાં આવતું. કેટલાકોએ પોતા પાસે જે કાંઇ હોય તે મુસલમાનોને આપી દઇને તેમની રંજાડમાંથી છૂટકો મેળવ્યો. રાજભંડાર ખાલી હતો, પરંતુ રાજગઢના ઓરડે ઓરડે ફરીને શત્રુના સૈનિકોએ જે કાંઈ મૂલ્યવાન વસ્તુઓ હાથમાં આવી તે ઉપાડી લીધી. કોઇએ ધન ગુમાવ્યું, કોઇએ ઘરેણાં ગુમાવ્યાં, કોઇએ મૂલ્યવાન વસ્ત્રો ગુમાવ્યાં, કોઇએ સારાં પાત્રો પણ ગુમાવ્યાં.

મધ્યાહ્નને પડવા માંડેલી એક બૂમે મને ચોંકાવ્યો. એ બૂમ હતી: "વીરધવલ આવે છે, વસ્તુપાલ આવે છે, ધવલક્કથી મોટી સેના આવે છે !"

એ બૂમની જાણે ચમત્કારિક અસર થઇ હોય તેમ મુસલમાનો પાટણને વધારે લૂંટવાનું છોડીને નગરમાંથી નાસવા લાગ્યા; અને સાંજ પડતાં પહેલાં તો શત્રુ આખી છાવણી ઉપાડી લેતો દેખાયો !

(૪)

સાંજે લોથપોથ થઇ ગએલો હું મારા નિવાસસ્થાન તરફ ચાલ્યો. મહોલ્લામાં કોઈ કોઇ ઘર તૂટેલાં દેખાતાં હતાં, બાકીનાં જેમનાં તેમ દેખાતાં હતાં.

મારા ગૃહનું દ્વાર અતૂટ રહ્યું હતું, પરન્તુ તે અંદરથી બંધ જોઇને હું વિસ્મય પામ્યો. મહોલ્લામાં ઘરની બહાર કોઇ ફરકતું

નહોતું. હું કોને પૂછું કે અંદર કોઈ લૂંટારાઓ પેઠા છે કે નહિ?

મેં ખડ્ગને વેષ્ટનમાંથી ખેંચીને પછી બારણાનું કડું ખખડાવ્યું. દ્વાર ઊઘડયું તો અંદર દેખાયાં કવચવેષ્ટિત સૈનિકોના વેશમાં ખુલ્લી કટારીઓ હાથમાં રાખીને ઊભેલાં કળી તથા ભવાની!

"તમે અહીં છો! વીરમ ક્યાં છે?" એ મારો પહેલો પ્રશ્ન હતો.

"અમે બેઉ બહેનો વીરમભાઈથી છૂટી પડી છીએ; તે અત્યારે ક્યાં છે તેની અમને ખબર નથી!"

'બેઉ બહેનો' શબ્દ મારા કાનને બહુ મધુર લાગ્યો, પરંતુ તત્ક્ષણ મારા કાળજામાં વીરમની ચિંતા પેઠી. મેં તેને ધ્વજ ઊતરતી વખતે છેલ્લો જોયો હતો. તે પોતાના સૈનિકો સાથે કોટ ઊતરી ગયો હતો તે વિષેની મને ખબર હતી. મેં ચિંતાથી પૂછયું: "પણ તે પાટણમાં છે કે ક્યાંય બહાર આથડે છે તેનીય તમને ખબર નથી?"

"તે પાટણની અંદર હોવાનો સંભવ નથી." કળી બોલી.

"તમે બેઉ તેમની સાથે હતાં?"

"હા, પણ અમે એક ગંભીર સંયોગમાં તેમનાથી છૂટાં પડી ગયાં." એમ કહીને કળીએ એ સંયોગની વાત કહેવા માંડી: "વીરમભાઈએ ધ્વજ ઉતાર્યો, પરંતુ તેમને એ ધ્વજ મુસલમાનોના હાથમાં જવા દેવો નહોતો અને મુસલમાનોએ તે હાથ કરવા જ કોઠા ઉપર આક્રમણ કર્યું હતું; એટલે ભાઈએ ધ્વજને દંડથી છૂટો કરી, સંકેલી, ઢાલની પાછળ છુપાવી દીધો હતો. પછી કોઠામાં ધ્વજ શોધવા ગએલા મુસલમાનોને તે હાથ લાગ્યો નહિ, એટલે તેઓ ભાઈ અને તેમની ટોળીને શોધવા લાગ્યા. ભાઈએ દૂરથી તેમને જોયા એટલે ધ્વજને તેમણે મારા હાથમાં સેરવી દીધો અને હું તથા ભવાની બહેન ટોળીમાંથી ખસી ગયાં. બસ, એ વખતે અમે છૂટાં પડયાં તે હજીસુધી એક બીજાંને મળ્યાં નથી."

"હા...આ...આ! એ રીતે તમે ધ્વજની જાળવણી કરી એ મને બહુ ગમ્યું. ક્યાં છે તે ધ્વજ?"

"ધ્વજની કથા હજી પૂરી નથી થઇ. ભાઈ પાસે પહોંચીને પેલાઓએ ધ્વજ માંગ્યો, પણ તેમની પાસે ધ્વજ હતો જ ક્યાં? મુસલમાન ટોળીના સરદારને અમારા પર શંકા પડી હશે, તેથી તેણે બે જણાને અમારી પાછળ મોકલ્યા, અને દૂરથી અમે જોયું કે ધ્વજ માટે જ તેઓ અમારી પાછળ પડ્યા છે, એટલે અમે ચૌટામાંના એક જૈન મંદિરનું દ્વાર ઊઘડાવી અંદર પેસી ગયાં. અમે પટણી સૈનિકો છીએ, મુસલમાનો નથી, એમ જોઇને ભોજકે દ્વાર ઉઘાડ્યું હતું."

"હં હં, પછી શું થયું?"

"અમારી પાછળ પડેલાઓને પણ ધ્વજ હાથ કરવાનું જાણે શૂર છૂટ્યું હતું; તેમનાથી મંદિરનાં દ્વાર તૂટે તેમ નહોતું એટલે તેઓ બીજા બેને કોહાડાઓ સાથે બોલાવી લાવ્યા અને દ્વાર તોડવા માંડ્યું. અમને બેઉ બહેનોને હવે લાગ્યું કે ગુજરાતની કીર્તિગાથા સમો તેનો કુક્કુટધ્વજ યવનોના હાથમાં જઇને અપમાનિત તો ન જ થવો જોઇએ, અને વહેલાં મોડાં દ્વાર તૂટ્યા વિના રહેવાનાં નથી, એટલે અમે શું કર્યું? તીર્થંકર ભગવાનની પ્રતિમા સમક્ષ દીવો બળતો હતો તે વડે અમે ધ્વજને સળગાવ્યો, તે હોલવાયો એટલે તેની રાખ થઈ અને એ રાખને એક પાણીભર્યા વાડકામાં નાંખી, હલાવી, અમે બેઉ બહેનો અધીં અધીં વાડકો પી ગઈ! અને દ્વાર તૂટ્યા પછી જ્યારે પેલાઓએ એ વાત જાણી ત્યારે ખાલી હાથે પાછા ચાલ્યા ગયા!"

હું નાચી ઊઠ્યો અને બોલ્યો: "ઓ કળી! ઓ ભવાનિ! તમને હું વંદું કે માથે બેસાડીને નાચું! ગુર્જરત્રાનો કુક્કુટધ્વજ, મારો પ્યારો કુક્કુટધ્વજ, ગુજરાતને ઊંઘમાંથી જગાડવાના સામર્થ્યવાળો કુક્કુટધ્વજ, તેનું રક્ષણ કરનારી, તેની ભસ્મને ઉદરમાં સ્થાન આપનારી તમારા જેવી વીરબાળાઓ ગુજરાતમાં છે ત્યાંસુધી તેની યુયુત્સુતા અખંડ રહેશે! પાટણ લુંટાવાથી હું નિરાશ થઇ ગયો છું, પણ તમારા આ સાહસકાર્યે મારા અંતરમાં આશાનાં નવાં કિરણ પ્રકટાવ્યાં છે, ઓ કુમારિકાઓ!" અને તેમના ઓષ્ઠ

પર તે સમયે વિકસી રહેલું સ્મિત મારામાં જાણે નવું ચૈતન્ય આણી રહ્યું.



# ઉલ્લાસ ઓગણીસમો

## (૧)

મુસલમાનોની છાવણી ઊપડી ગઈ ખરી, પરન્તુ ધવલક્કથી વીરધવલ અને વસ્તુપાલ મોટી સેના લઇને આવે છે એવી જે બૂમ ઊડી હતી તે ખોટી હતી. બીજા દિવસની સવાર સુધી કોઇ આવ્યું નહિ ત્યારે મને અને બીજા જેઓને આશા હતી કે સહાયમાં સેના આવી પહોંચે છે તેમને નિરાશા ઊપજી.

રત્નપાલ શેઠ મુંઝાઇ ગયા હતા અને હિંમત ટકાવી રાખવાનો યત્ન કરતા હોવા છતાં મૂંઝવણ છુપાવી છુપાય તેમ નહોતું. મંત્રીઓ, સેનાનીઓ અને કેટલાક શ્રેષ્ઠીઓથી વીંટાઇને તે પોતાની હવેલીમાં બેઠા હતા ત્યાં હું પહોંચ્યો ત્યારે બધાનાં મોં ઊતરી ગએલાં જ મેં જોયાં.

શત્રુએ પાટણ ભાંગ્યું અને તે વીરધવલની બીકથી સત્વર નાઠો, પરન્તુ પાટણથી તે સરસ્વતીને કાંઠેકાંઠે સિદ્ધપુર તરફ વળ્યો હતો. એમ ગુજરાતનાં બધાં ગામડાં તે ભાંગતો જાય તો ગુજરાત વેરાન બની જાય તેની ચિંતાથી એ બધા ઘેરાયલા બેઠા હતા.

સેનાપતિ ઝીંઝુવાડે ખપી ગયા હતા, પાટણનો યુદ્ધનાયક ઘવાઇને પડદે પડ્યો હતો, કેટલાક સેનાનીઓ પણ ઓછાવધુ ઘવાયા હતા અને સૈનિકોનો તો ઘાણ નીકળવામાં કાંઈ મણા રહી નહોતી. મહારાજ ભીમદેવ નિત્યવસંત માણતા હતા તે વખતે પાટણની દુર્દશા થવા દેવા માટેની લજ્જાથી બધાનાં મ્હોં ઉપરનાં તેજ જાણે ફટકી ગયાં હતાં.

છવાઈ ગએલી નીરવતાનો ભંગ કરતો હું બોલ્યો: "શત્રુની પાછળ પડવા હું તૈયાર છું. તેને કોઇ ગામે ઠરી ઠામ રહેવા ન દઉં.

મને બે હજાર ઘોડાં અને દસ હજાર પાયદળ જોઇએ."

ત્યાં બેઠેલા બધા મને તાકી રહ્યા. શેઠ તત્ક્ષણ બોલ્યા: "જયંતસિંહ! જો હિંમત હોય તો તૈયાર થાવ, કાલ સવાર સુધીમાં તમારે માટે જોઇતી સેનાની ગોઠવણ હું કરી આપું."

હું બોલ્યો: "હિંમત છે તો જ કહું છું, પણ મને આપો તે સૈનિકો નિરાશાથી ઘેરાઇ ગએલા ન આપશો. મારા બીજા સૈનિકો દોઢેક હજાર જેટલા છે તે તો તૈયાર જ છે, બાકીનાની વ્યવસ્થા થાય તો સવારમાં સિદ્ધપુરને માર્ગે દોડ્યો જાણો!"

કોઇને લાગ્યું હશે કે હું ખોટી આપવડાઈ કરું છું, કોઇને લાગ્યું હશે કે હું મારો અને અને સૈનિકોનો વિનાશ નોતરવા જઉં છું, છતાં બધાયની કૌતુકભરી દષ્ટિનો વિષય તો હું બન્યો. બળતામાંથી બચે તેટલું બચાવી લેવાને કાંઇક કરવું જોઇએ, એમ તો બધાને લાગતું હતું, નહિતો ઘણાં ગામડાંનો ઘાણ નીકળી જવાનો ભય માથા પર ઝઝૂમી રહ્યો હતો.

(૨)

મારી સાથે મોકલવા માટે જોઈતા સૈનિકોની વ્યવસ્થા રાતમાં થઈ ગઈ એટલે બધા સૈનિકોને પાલીપાલી શેકેલા ચણાનું ભાથું બંધાવીને સરસ્વતીને કાંઠે એકઠા કરી મેં કહ્યું: "ભાઇઓ! જેવા તમે છો તેવો હું છું. હું કોઇ સેનાપતિ નથી. તમારી વીરતાથી અને ગુજરાતને શત્રુના હાથમાંથી બને તેટલું બચાવી લેવાની હિંમતથી હું એક મોટું સાહસ ખેડવાનું માથે લઇ ચૂક્યો છું. તમને રાંધી રસોઇની સગવડ નહિ મળે, કેવળ ચણાનું ભાથું અને સરસ્વતીનું કે ગુજરાતનાં વાવ–કૂવાનું પાણી મળશે, આગળ જતાં ગુજરાતના લોકો તમને જે કાંઈ ખાવા આપે તે ખાઈને તમારે મારી સાથે રહી શત્રુની પૂંઠ પકડવાની છે અને ગુજરાતની પ્રજાને લૂંટ–ધાડની આપત્તિમાંથી બચાવી લેવા બનતું કરવાનું છે. જુઓ, કુક્કુટધ્વજ તમારે મોખરે ફરકે છે, તેને અણનમ રાખવાનો આધાર તમારી વીરતા ઉપર અને કષ્ટો સહન કરીને પણ ટકી રહેવાની

ધીરતા ઉપર રહેલો છે તે ભૂલતા નહિ. હજી પણ જેમની હિંમત ન ચાલતી હોય, મારવા કે મરવાની તત્પરતા ન હોય, તેઓ ભલે અહીંથી જ પાછા ફરે, પરંતુ ડગલું ભર્યા પછી તો આગળ વધ્યે જ છૂટકો છે : કહો, તૈયાર છો ને ?”

જવાબમાં હકારનો પ્રચંડ ધ્વનિ થયો, અને મારી છાતી ફૂલી. મને મળેલા સૈનિકોમાં કોઇ કાચા પોચા નથી એવું જોતાં મારા પગમાં વધુ જોર આવ્યું અને અમે શત્રુની પાછળ સરસ્વતીને કાંઠે કાંઠે જ કૂચ આરંભી.

સરદાર ખવાસખાંએ પોતાના લશ્કરને રાત્રે આરામ માટે પાટણ અને સિદ્ધપુરની વચ્ચે થોભાવ્યું હતું; મધ્યાહ્ને ભોજન કર્યા પછી તેણે છાવણી ઉઠાવીને સિદ્ધપુર તરફ આગળ વધવા માંડયું ત્યાં તો મારી સેનાના પગરવટથી ચઢેલી ધૂળની ડમરી તેને દેખાઇ એટલે તેણે બાજુ મરડી અને ચાલ ઉતાવળી કરી ! કદાચ તેણે માન્યું હશે કે વીરધવલ અને વસ્તુપાલની સેના પોતાની પાછળ પડી ચૂકી છે : એ ગમે તેમ હો, પરન્તુ સિદ્ધપુર તો તેના પંજામાંથી બચી ગયું.

મારા પગમાં હવે વધુ જોર આવ્યું. ખવાસખાંએ સિદ્ધપુરને સ્પર્શ્યા વિના આગળ વધ્યા કર્યું, પરન્તુ હું તો સિદ્ધપુર પહોંચ્યો અને ત્યાંના સેનાનાયકને મળી જેટલા બની શકે તેટલા સૈનિકો તથા ખાવાનું આપવા કહ્યું. તેણે સિદ્ધપુરને બચાવવા સૈનિકો એકઠા કરેલા જ હતા તેમાંના અર્ધા મને આપ્યા અને જુવારની ધાણી તથા ગોળનાં માટલાં આપ્યાં, તે સૈનિકોને વહેંચી આપી, બપોર ત્યાં ગાળી, હું પાછો ખવાસખાંની પાછળ પડ્યો.

એ જ રીતે મેં શત્રુની પૂંઠ પકડવાનું અને તેને ક્યાંય ઠરવા ન દેવાનું ચલાવ્યા કર્યું. વચમાં આવતાં ગામડાંમાંથી મને વધુ ને વધુ સૈનિકો મળ્યા કરતા હતા, ખાવાનું મળતું હતું અને સેના વધારે મજબૂત થતી જતી હતી. રસોઇની સામગ્રી કે રાંધવાની કૂટ મેં પહેલેથી જ સાથે રાખી નહોતી, કારણકે શત્રુની પાછળ

પડવામાં અને જરૂર પડે તો પાછળ હઠવામાં એવી સામગ્રી જાળવવા માટે ઘણું શ્રમ અને ચિંતા વેઠવાં પડે તેમ હતું.

આ ક્રમથી મારી સેના આગળ ચાલ્યા કરતી હતી. કોઈ વાર આખો દિવસ હું શત્રુની પાછળ ક્યાં હતો તેની શત્રુને ખબર પડતી નહિ, પરન્તુ બીજે જ દિવસે તેને ખબર પડતી કે મેં તેની પૂંઠ છોડી નથી!

ખવાસખાંની સેનાને આવતી જોઇને આસપાસનાં ગામડાં કંપી જતાં અને બબ્બે દિવસ અગાઉથી લોકો પોતાનાં ગામડાં છોડીને દૂર ચાલ્યા જતા. માર્ગમાંની ખેતીનો ભંજવાડ થાય એ સ્વાભાવિક હતું; પરન્તુ મુસલમાનો સીધે માર્ગે ચાલ્યા જતા અને લોકોને રંજાડતા નહિ તેથી સેના ચાલી ગયા પછી લોકો પાછા પોતાને ગામ આવી જતા. એવા લોકોમાંથી પણ કેટલાકો પાછળથી આવીને મારી સેનામાં જોડાઈ જતા અને ભાથાનાં ગાડાં ભરીને પહોંચાડી જતા.

પંદરેક દિવસની આવી દોડ પછી આરાવલિના પહાડો નિકટ આવતા દેખાયા. પહાડો ઉલ્લંઘીને મુસલમાન સેના માળવાની સીમમાં પ્રવેશ કરે કિંવા મેવાડ તરફ આગળ વધે એવો સંભવ હતો. તેઓ કઈ દિશામાં જશે એ કહેવું મુશ્કેલ હતું, એટલે મેં એ બાજુના બધા મંડલેશ્વરોને પોતપોતાના સંરક્ષણ માટે તૈયાર થઇ રહેવાનું સૂચવનારા સંદેશાઓ ગુપ્તચરો દ્વારા મોકલી આપ્યા. મુસલમાન સેના પહાડોમાં પ્રવેશ કરીને આગળ ચાલી એટલે મેં તેની પૂંઠે જવાની જરૂર માની નહિ.

આરાવલિની છાયામાં મારી આખી સેનાએ પડાવ નાંખ્યો અને જ્યારે બાર હજાર સૈનિકોને લઇને નીકળેલો હું તે વખતે બત્રીસ હજાર સૈનિકોનો સેનાની થયો હતો એમ મેં નિહાળ્યું, ગુજરાતને શત્રુની લૂંટ–ધાડની રંજાડમાંથી બચી ગએલું જોયું અને ગુજરાતની ગ્રામપ્રજાએ મારા સૈનિકોને ભૂખ્યા રહેવા દીધા નહોતા તેનો મને વિચાર આવ્યો ત્યારે હું મારી જાત ઉપર કૌતુકદૃષ્ટિથી જોઈ રહ્યો.

(૩)

ત્યાંથી મેં પાટણ તરફ પાછા ફરવાને કૂચ આરંભી. આ વખતે દોડ કરવાની નહોતી, શત્રુનો ભય નહોતો, એટલે હું સેનાને નાના ભાગોમાં વહેંચી, જુદે જુદે ગામે તેમનો પડાવ નંખાવી, ધીરે ધીરે ચાલતો હતો. ગામે ગામે મેં ઉમંગ અને ઉત્સાહ વ્યાપેલાં જોયાં, લોકનાં જૂથ 'હાશ' કરતાં દેખાયાં, લોકો સૈનિકો માટે ભોજનાદિની વ્યવસ્થા અગાઉથી કરી રાખીને તેમની સરભરા કરવા લાગ્યા.

હું લોકોને કહેતોઃ "પાટણને સબળું કરવું એ તમારા હાથમાં છે. ગુજરાત ઉપર કોઈ શત્રુ ફરીથી ધસી આવે નહિ તે માટે દેશને મજબૂત બનાવવાનું ખમીર તમારે જ દાખવવાનું છે. ગામડે ગામડે સૈનિકોનાં જૂથ રચો અને જેમને પાટણમાં રહી કામગીરી જોઈતી હોય તેઓ મારી સાથે ચાલો, પાટણ તમને સત્કારવા તત્પર છે. જેવો હું આ સેનાનો નાયક છું, તેવો રાજા દેશનો નાયક છે, પણ તમે તેના હાથ પગ છો, તમારી શક્તિ તે જ રાજાની શક્તિ છે. જેવા તમે છો તેવો હાથ–પગ–મ્હોં–નાક આંખવાળો રાજા પણ છે. તેનામાં કશું વિશેષ નથી. જો એ સમજતા હો તો તમારે તમારા દેશને સંરક્ષવા, દેશને સમૃદ્ધ કરવા અને જરૂર પડે ત્યારે દેશને માટે માથાં આપવા તૈયાર થવું જોઈએ. તમે ભલે ખેડૂત હો, બ્રાહ્મણ–વાણિઆ હો, તમારાં ખેતર–ધન–હવેલી ભલે હોય, તમારાં દેવમંદિરો પણ ભલે હોય અને તમે ભલે તેમની પૂજા કરો, પરંતુ જ્યાંસુધી તમારા બાહુમાં શક્તિ નથી, તમારા હાથમાં ખડ્ગ નથી, તમે સાચા સૈનિક નથી, ત્યાંસુધી તે ખેતર–ધન–હવેલી કે દેવમંદિર તમારાં નથી. જેમના બાહુમાં શક્તિ હશે તે તમારા હાથમાંથી તે ખૂંચવી લેશે અને તમે માર્ગમાં રખડતાં રાંક જંતુઓ બની જશો! માટે શક્તિની ઉપાસના માટે સૈનિક બનો, દેશના સંરક્ષણ માટે સેનારૂપે સંગઠિત બનો અને દેશના નાયક સમા રાજાની આસપાસ ખડા રહી તેનામાં શક્તિ પૂરો!"

મારી આ હાકલ સાંભળીને સ્થળે સ્થળેથી સૈનિકો સેનામાં ઉમેરાવા લાગ્યા અને તેઓ પાટણ આવવા તૈયાર થવા લાગ્યા.

માર્ગમાં મને સમાચાર મળ્યા કે ખવાસખાં મારી સેનાને પાછી ફરેલી જોઈને મેવાડમાં ફંટાયો હતો અને ગામડાં લૂંટતો, લોકોને રંજાડતો, મેવાડના પાટનગર નાગદા ઉપર આક્રમણ લઈ ગયો હતો; પણ રાણા જૈત્રસિંહને મારા સંદેશવાહક ગુપ્તચર તરફથી ચેતવણી મળી ચૂકી હતી, તેથી તે પોતાનું સેનાબળ જમાવીને શત્રુનો સામનો કરવા તૈયાર ખડો હતો. નાગદા ઉપર મુસલમાન સેના ત્રાટકી હતી, પરન્તુ જૈત્રસિંહે તેને હરાવીને હાંકી કાઢી હતી, અને એ રીતે નાગદાને ખરાબીમાંથી બચાવી લીધું હતું. એ રીતે પણ મારાં માતાપિતાના આશ્રયદાતા મેવાડના શૂરવીર રાણાની સેવા મારાથી થઈ શકી તેથી મેં મારી જાતને કૃતકૃત્ય માની.

ફરતો ફરતો હું મોઢેરક આવ્યો. મોઢેરક મેં પૂર્વે કોઈ વાર જોયું નહોતું. મારા વડવાઓના મંડલનું એ મુખ્ય નગર હતું. પહેલાં તે કેવું હતું અને અત્યારે કેવું બદલાયું હતું તેની તુલના હું કરી શકયો નહિ, પણ લોકો કહેતા હતા કે બીજાં મંડલોની પેઠે એ મંડલ પણ વીંખાતું જતું હતું. ત્યાંના લોકોએ ભાવપૂર્વક મારો સત્કાર કર્યો. રાજગઢીમાં જે ઓરડામાં મારા વડદાદા કૃષ્ણદેવ ગામેતીઓ તથા નાયકોથી વીંટળાઈને બેસતા તે ઓરડામાં હવે ઈંધણાં ભરવામાં આવતાં હતાં.

મોઢેરકનો અક્ષપટલિક રાજગઢીની માઢમેડીમાં રહેતો હતો, ત્યાં હું ગયો. અક્ષપટલિકે મને સંમાન આપીને બેસાડ્યો. શ્રેષ્ઠીઓ, બ્રાહ્મણો, ગામેતીઓ અને લોકો આનંદભેર એકઠા થયા. મારી સમીપે એક થાળ મૂકવામાં આવ્યો અને એ થાળમાં કોઈએ બે દ્રમ્મ, કોઈએ પાંચ દ્રમ્મ, કોઈએ સોનામહોર, એમ દ્રવ્ય નાંખવા માંડ્યું. થાળ સોના–રૂપાનાં નાણાંથી ભરાઈ ગયો એટલે એક વૃદ્ધ બ્રાહ્મણે ઊઠી મારા ભાલે કંકુનો ચાંદલો કરી કહ્યું: "વીરવર્ય જયંતસિંહ! આ મોઢેરક મંડલ તમારા વડવાનું હતું, અને તમે ફરી આ મંડ-

સના અધિષ્ઠાતા થાઓ એવો અમારો આશીર્વાદ છે."

મારા વડદાદા ઉપરના પ્રેમનાં સંભારણાં લોકજીએ હજી ચાલ્યાં આવ્યાં હતાં, અને એ જ પ્રેમ લોકો મારા પર દાખવી મને આશીર્વાદ આપતા હતા, પરન્તુ લોકો બિચારા કોણ હતા? મહારાજ કોઈ અનેરી પળે બોલે : 'જેતુ! જા, તને મોઢેરક મંડલ આપ્યું' તો જ તે મારું થઈ શકે, પરન્તુ પ્રજા ગમે તેટલું ઇચ્છે તોય તેનું એક ઝુંપડુંય મારું થઇ શકે તેમ નહોતું!

તે વખતે મને ગ્લાનિ થઈ આવી. લોકોના એ આશીર્વાદના પ્રત્યુત્તરમાં હું કશું બોલી શકયો નહિ. મને તેમની અને મારી પોતાની દશા ઉપર રડવું આવતું હતું તે હું માંડમાંડ ખાળી શકયો.

અને બીજી જ ક્ષણે હું ત્યાંથી ઊઠીને સેનાને પ્રસ્થાન કરવાની આજ્ઞા આપવા ગયો ત્યારે મારી આજ્ઞા હેઠળના અધલાખ સૈનિકોને જોઇને મને કાંઇકાંઇ થવા લાગ્યું.

"આ છે ગુજરાતના લોકો, એ જ છે ગુજરાતની જીવતી સમૃદ્ધિ. એ સમૃદ્ધિને ધૂળમાં મેળવી શકાય, અને તેને સંશોધી, તેમાંથી કાંચન કાઢી, તેનું ઘરેણું બનાવીને કંઠમાં ધારણ કરી શકાય; પરન્તુ તેનું ઘરેણું બનાવનાર કોઈ જ વીર ગુજરાતમાં પાકયો નહિ! રાજા તેનો પૂજ્ય દેવ ખરો, પરન્તુ કેવળ પુજાવા માટેનો જ દેવ; સમૃદ્ધિને સંશોધીને કાંચન બનાવનાર કોઇ ન રહ્યા, તેથી જ પરદેશી યવનો તેને કચડીને ચાલ્યા ગયા ને? હજી પણ તે સમૃદ્ધિ છે, પરન્તુ તેને સંશોધનાર જોઇએ છે તે કયાં છે?"

હે વિંધ્યવાસિનિ! તે ક્ષણે મને કોઇએ કહ્યું કે 'જયંત! તું જ એનો સંશોધક બની જા, અને દેવને તેના મંદિરમાં જ પુરાયલો રહેવા દે!'

એ કોઇનું મારા પ્રત્યેનું સંબોધન નહોતું, એ આકાશવાણી પણ નહોતી, પરન્તુ મારા અંતરાત્માનો ગંભીર ધ્વનિ હતો; એ ધ્વનિ મેં સાંભળ્યો અને હું મોઢેરકને ભૂલીને મારા મનમાં પાટણની નવી સૃષ્ટિ રચવા લાગી ગયો.

(૪)

પાટણમાં સેના સાથે પ્રવેશ કરતાં પહેલાં મેં સરસ્વતીને તીરે પડાવ નાંખ્યો. સેનાના વિભાગો એક પછી એક આવવા લાગ્યા. શત્રુની પાછળ પડવાને સરસ્વતીને તીરે મેં થોડાક સૈનિકોને સંબોધ્યા હતા, ત્યારપછી ત્રણ માસે એ જ સ્થળે સૈનિકોના મહાસાગરને સંબોધીને હું બોલ્યો: "મારા વીર બાંધવો! હું તમને અહીંથી ગુજરાતના કપરા સમયમાં જે કાર્ય માટે દોરી ગયો હતો, તે કાર્યમાં તમે સિદ્ધિ મેળવી છે. તમે શત્રુને ગુજરાતની હદની બહાર હાંકી કાઢયો છે, પરંતુ એ શત્રુએ પાટણને લૂંટીને આપણને જે બોધ આપ્યો છે તે એ છે કે આપણે મેળવેલી સિદ્ધિ હજી અધૂરી છે; એ સિદ્ધિ પૂરી ત્યારે થાય કે જ્યારે પાટણ એટલું સબળ બને, ગુજરાત એટલું તેજીલું બને કે તેને લૂંટવા આવવાની કોઈ હામ જ ન ભીડી શકે. ભીમદેવ મહારાજ ક્યારે ગુર્જરેશ્વર થયા તે મારા સ્મરણમાં નથી, તે વખતે મારો જન્મ પણ થયો નહોતો, પરંતુ તે ગુર્જરેશ્વર થયા પછી યવનોએ પાટણને લૂંટયું હોય એવા બે બનાવો મેં મારા જીવનમાં જ જોયા છે. એનો દોષ ગુર્જરેશ્વરને શિરે હું નાંખતો નથી; ગુજરાતના ભાગ્યનો એ દોષ છે એમ કોઈ કહે તો તે પણ હું માનતો નથી; દોષ મારો—તમારો—ગુજરાતની પ્રજાનો છે. પ્રજાના સાથ વિના રાજા સારું કે ખોટું એક પણ કાર્ય કરી શકતો નથી, અને જો મહારાજ ભીમદેવના રાજત્વકાળમાં મહારાજ સિદ્ધરાજ અને મહારાજ કુમારપાળના કાળની શક્તિ તથા સમૃદ્ધિ નાશ પામી હોય તો તે પ્રજાના સાથથી જ બન્યું છે એમાં શંકા નથી. પ્રજાના મોવડીઓ થઈને પ્રજાને નામે રાજાને પૂજનારાઓને જો પ્રજાએ તેમ કરતાં અટકાવ્યા હોત તો ગુજરાતનો આવો સમય ન આવત; કિંવા રાજાને દેવમંદિરમાંના દેવની પેઠે પૂજીને જ એ મોવડીઓ બેસી રહ્યા હોત અને ગુજરાતની શક્તિ તથા સમૃદ્ધિ ટકી રહે એવી રીતે ગુજરાતનું ઘડતર કરનારાઓને તેમ કરવા દીધું હોત, તોપણ આવો સમય ન આવત. રાજાને હાથે જે અનર્થ થયો છે, તે કરતાં વધારે

અનર્થ તો રાજાને પૂજનારાઓએ રાજાને પ્રભુ માનીને પ્રજા ઉપર જે આંધળી શ્રદ્ધા પાથરી દીધી છે તેને લીધે થયો છે. હવે એવા માવડીઓને, એવા રાજાને, પ્રજાનો સાથ સ્વલ્પ પણ ન હોઇ શકે.”

કોઈ બોલ્યું: “ રાજા તો પ્રજાનો મુકુટમણિ છે. ”

“ હા, જરૂર મુકુટમણિ છે, ” મેં કહ્યું: “ પરન્તુ મુકુટ જેમ શોભાનો છે–શત્રુના ખડ્ગનો ઘા પડે ત્યારે એ મુકુટ બચાવી શકતો નથી પણ લોહનું શિરસ્ત્રાણ જ બચાવી શકે છે,–તેમ એ મુકુટમાંનો મણિ પણ શોભાનો જ છે : એ મુકુટ અને એ મણિને આપણે શોભાનાં રમકડાં માનીએ તેમાં વાંધો નથી, પરન્તુ પ્રજાનું ઘડતર કરવા અને તેની શક્તિ તથા સમૃદ્ધિ વધારવા જે શક્તિમાન હોય તે જ પ્રજાનો સાચો રાજા હોઇ શકે, પછી ભલે તેના માથા પર મુકુટ ન હોય અને મણિ પણ ન હોય. જે મુકુટધારીઓએ ભૂતકાળમાં પ્રજાને રક્ષી, સંસ્કારી અને સમૃદ્ધિમાન બનાવી છે, તેઓમાં બળ હતું, ઉચ્ચ સંસ્કાર હતા, ક્ષત્રિયધર્મનું ભાન હતું; આજે તેવા મુકુટધારીઓ ન હોય તો તેમના હાથમાં પ્રજાને મૂકવી કે રહેવા દેવી એ પ્રજાનો દ્રોહ છે. અનેક કપરા અનુભવો પછી એવો દ્રોહ શું પાટણ ચલાવી લેશે ? ”

અને મેં એવો નકારનો ઘોષ સાંભળ્યો કે જેથી મારા કાન કેટલીક ક્ષણો સુધી બધીર બની ગયા.

“ તો આજે તમારા સાથથી હું પાટણનો એકલ સેવક બનવા ઇચ્છું છું–મુકુટધારી નહિ. આપણા મુકુટધારી મહારાજ પંચાસરના રાજપ્રાસાદમાં હજારો સશસ્ત્ર સૈનિકોના રક્ષણ હેઠળ નિત્ય વસંતવિલાસ માણી રહ્યા છે, તેમને તે માણવા દેવામાં હું જરાએ ક્ષતિ કરવા નથી ઇચ્છતો, તે ત્યાં જ રહેશે અને તમને સાથમાં રાખીને હું પાટણનાં રાજ્યસૂત્રો હાથમાં લઇશ, તો તે તમને ગમશે ? ”

એવા જ ગંભીર હકારના ઘોષથી સરસ્વતીનો કાંઠો ગાજી ઊઠ્યો અને દૂર પડઘા પડતા સંભળાયા.

બીજા દિવસના પ્રભાતમાં જ મેં જંગી સેનાને મોખરે ઘોડા

પર બેસી મેં પાટણમાં પ્રવેશ કર્યો ત્યારે પાટણની વસતી મને અને મારી સેનાને જોવા ઊમટી. નગરજનોએ રાજગઢ તરફ જતા માર્ગમાં મને રોકી ફૂલહાર પહેરાવ્યા, કોઇ કોઈ કુલવધૂઓએ મારા કપાળે કુમ્‌કુમ્‌–અક્ષત ચોડ્યાં, કોઈ શ્રેષ્ઠીઓએ મને મોતીથી વધાવ્યો, કોઇએ મને આશીર્વાદ આપ્યા અને કોઇએ મારા વિજયની ગર્જનાઓ કરી. સૈનિકો અને નગરજનોની ઠઠની વચ્ચેથી માર્ગ કરીને હું રાજગઢમાં પ્રવેશ્યો ત્યારે એક રત્નપાલ શેઠને મેં થોડા પાર્શ્વકો સાથે ઊભેલા જોયા. તુરત ઘોડા પરથી ઊતરી હું તેમને પગે લાગ્યો. લોકો અમને ઘેરી વળ્યા હતા, તેમને ત્યાં જ થોભવાનું કહી શેઠ મને રાજગઢમાં લઇ ગયા.

એક એકાંત ખૂણે તે મને તેડી ગયા અને બોલ્યા: “જયંતસિંહ ! તમે જે પરાક્રમ કરી બતાવ્યું છે તેથી પાટણની પ્રજામાં પૂરો સંતોષ વ્યાપ્યો છે; પરન્તુ તમે ગઈ કાલે સૈનિકો સમીપે જે બોલ્યા છો, તેથી મહારાજના ભાયાતો છંછેડાયા છે; ગુર્જરેશ્વરની અવગણના થાય તેવું તમારાથી ન બોલાય.”

“હં, પછી ?”

“રાજ્યસૂત્રો તમે હાથમાં લો એટલે પછી તમે રાજા જ બની ગયા ને ?”

“નહિ શેઠજી ! હું સેવક થવા ઇચ્છું છું; મેં સ્પષ્ટતા કરી છે કે હું ગુર્જરેશ્વરનો મુકુટ પહેરવાનો નથી.”

“એ બધું સાચું, પણ રાજ્યનો ભાયાતવર્ગ તમારી સામે થશે, અને હું તમને કહી દઉં કે મને પણ તમારું એ કાર્ય નહિ ગમે.”

“હં, પછી ?”

“પછી એ જ કે ચોથે પહોરે રાજસભા ભરવાનો મારો વિચાર છે. તેમાં મંત્રીઓ, ભાયાતો, શ્રેષ્ઠીઓ, સેનાનીઓ, નાયકો વગેરે આવશે; એટલે તેમની વચ્ચે તમારે કહી દેવું કે ગુર્જરેશ્વર તો મહારાજ ભીમદેવ છે અને રાજ્યસૂત્રોનું સંચાલન તેમના જ હાથમાં રહેવાનું છે; બીજાઓ મહારાજની આજ્ઞાને અનુસરીને રાજ્ય-

વહીવટ જેમ ચાલે છે તેમ ચલાવ્યા કરશે. ”

શેઠની વાત સાંભળીને મારું હૈયું કંપી ઊઠ્યું. મારી કરી કમાણી ધૂળમાં મેળવવાની, જૂના રાહબાટ ફરીથી ચાલુ કરવાની, પ્રજામાં આવેલી ઉષ્મા પર ઠંડું પાણી ઢોળવાની જ એ વાત હતી. હું સમય વિચારી ગયો અને મારા હૃદયનો આવેગ શેઠ પાસે પ્રકટ કર્યા વિના મેં કહ્યું : “ ઠીક છે, એમ કરીશું; પણ રાજસભા બોલાવવામાં વિલંબ કરવાનો નથી. આજે જ સભા ભરવાનો આપનો વિચાર મને ગમ્યો છે. ”

શેઠને મારા શબ્દોથી સંતોષ થયો અને પછી અમે મંત્રણા-ગૃહમાં એકત્ર થએલા મંત્રીઓ, સેનાનીઓ, સેવકોની વચ્ચે જઈને બેઠા. તેઓ બધા મને જોવા અને મારી કામગીરી અંગેની રસીલી વાતો સાંભળવા એકઠા થયા હતા.

મેં તેમને કહ્યું: “ આજે તો હું બહુ થાકી ગયો છું. સાંજે વળી રાજસભા મળવાની છે. મારી વાતો સાંભળવાના તો હવે બહુએ દિવસો આવવાના છે. ”

મધ્યાહ્ન થયો હતો એટલે એક દાસીએ મને ભોજન માટે ઊઠવાની વિનંતિ કરી, એટલે હું ઊઠ્યો અને એકઠા થએલાઓ પણ ઊઠીને વેરાઇ ગયા.



# ઉલ્લાસ વીસમો

## (૧)

થાળ પીરસાયો અને હું ભોજન કરવા બેઠો. મહારાજ ભીમ-દેવના ભોજનના થાળમાં જેવા પદાર્થો પીરસાતા હતા તેવા જ પદાર્થો મારી સમીપે મુકાયલા થાળમાં હતા, પણ મને જમતી વખતે જરાએ રુચિ ઉત્પન્ન થઇ નહિ. મારું મન તે વખતે કાંઇ કાંઈ ઘોડા દોડાવી રહ્યું હતું. મારી સેના અને તેના સાત સેનાનીઓને

હું જે કાંઈ સમજાવી શક્યો હતો તે મહામંત્રી, બીજા મંત્રીઓ અને ભાયાતોને હું સમજાવી શકું તેમ નહોતું, એટલું તત્ત્વ મેં મહામંત્રી સાથેની વાતચીતમાંથી તારવી લીધું હતું. હવે મારે કયે માર્ગે જવું અને ઇષ્ટસિદ્ધિ માટે શું કરવું તેના વિચારને ચકડોળે ચડેલું મારું મસ્તિષ્ક મને ભોજન પ્રત્યે અરુચિ ઉપજાવી રહ્યું હતું.

જેમ–તેમ પાંચ–દસ કોળિયા પેટમાં નાંખીને હું ઊઠી ગયો. ભોજનગૃહમાંથી ઊઠીને ગવાક્ષમાં જઈ મેં મહાલયના આંગણામાં દૃષ્ટિપાત કર્યો અને મારા બે સેનાનીઓ જલ્હણ તથા રોહકને વાતો કરતા જોયા. મેં તેમને તુરત ઉપર બોલાવ્યા અને તેમની સાથે એકાન્તમાં વાતચીત કરી. મારો વિચાર મેં તેમને કહ્યો, તેમનો વિચાર મેં જાણી લીધો અને તુરત અમે ત્રણે એક નિશ્ચય ઉપર આવ્યા કે પાટણનું તંત્ર પૂર્વવત્ ચાલ્યા કરે તેમાં પાટણનો કે ગુજરાતનો ઉદ્ધાર નથી. હવે મારી કાર્યદિશા મને સ્પષ્ટ દેખાવા લાગી. એ દિશાને અનુરૂપ સૂચનો આપીને મેં બેઉ સેનાનીઓને વિદાય કર્યા અને જામ્બદેવને મારી પાસે મોકલવા કહ્યું.

જામ્બદેવ મારો શૂરો બ્રાહ્મણ સેનાની હતો અને તેના શાણપણ માટે મને માન હતું. ખવાસખાંની પાછળ પડવામાં તેણે મને વ્યૂહો સુઝાડ્યા હતા કે જેથી મુસલમાન સેના ઉપર મારી ધાક રહ્યા કરે છતાં તેઓની સાથે હાથોહાથ આવી જવાનો પ્રસંગ આવવા પામે નહિ. જામ્બદેવ આવ્યો એટલે મેં મારી કાર્યદિશા તેની સમક્ષ પ્રકટ કરી અને તેણે મને અનુમતિ આપી, છતાં તેમાં મને થોડો ફેરફાર સૂચવ્યો તે મેં માન્ય રાખ્યો.

જામ્બદેવ મારી પાસેથી ગયો અને બે ઘડી પણ પૂરી નહિ થઈ હોય એટલી વારમાં બે હજાર સૈનિકો આવીને રાજગઢમાં સ્થળે સ્થળે ગોઠવાઈ ગયા. મારા શરીરસંરક્ષણ માટેની એ યોજના હતી.

બીજી બાજુએ બધા મંત્રીઓને ઘેર મારા સૈનિકો પહોંચી ગયા અને તેમને પકડીપકડીને રાજ્યના તુરંગમાં મોકલી દેવામાં

આવ્યા. તુરંગ પર સશસ્ત્ર પહેરેગીરો પણ ગોઠવાઇ ગયા.

મહામંત્રીને ઘેર પચાસ સૈનિકોએ પહોંચી જઇને તેમના અંગરક્ષકોને ઘરમાંથી હાંકી કાઢ્યા, અને મારી આજ્ઞાથી તેમણે રત્નપાલ શેઠને સંભળાવી દીધું કે "તમે ગુર્જરેશ્વરના નજરકેદી છો; જયંતસિંહની આજ્ઞા વિના તમારે હવેલીમાંથી બહાર પગ મૂકવાનો નથી કે કોઇને બહારથી બોલાવીને મળવાનું નથી."

એવી જ રીતે રાજ્યના ભાયાતોને તથા તેમના અગ્રેસર બનેલા રાણા ચાચિગદેવને પકડી તુરંગમાં પૂરી દેવામાં આવ્યા. એમ તુરંગમાં પુરાયલા બધા મારા શત્રુ નહોતા, પરન્તુ મારી કાર્યદિશામાં અંતરાય કરનારા કંટકો તો જરૂર હતા. ભૂમિને કંટકરહિત કર્યા વિના તેમાં નવાં બીજ વાવી શકાતાં નથી, અને હું ભૂમિમાં એવાં બીજ વાવીને તેના વેલા ઉગાડવા ઇચ્છતો હતો કે જે ગુજરાતભરમાં પ્રસરીને તેને યથાકાળે નંદનવન બનાવે.

કોઇ અણધારી રીતે મારા સેનાનીઓ તથા સૈનિકો ઉપર આક્રમણ કરે એવો સંભવ હતો. બનવાજોગ હતું કે નગરના જૂના અધિકારીઓમાંના કોઇ કાંઇ તોફાન મચાવી મૂકે. એવી શક્યતા ન રહે તેટલા માટે મેં નગરમાં ચૌટે ચૌટે અને પાડે પાડે પહેરેગીરોનાં જૂથોને ગોઠવી દેવાની જામ્બદેવને આજ્ઞા કરી હતી, અને તેણે એ ગોઠવણમાં જરાએ કચાશ રાખી નહોતી.

રાજસભા દિવસના છેલ્લા પહોરમાં મળે તે પહેલાં નગરમાં ચાલેલી આ બંધનધારાથી તથા નગરમાં ગોઠવાયલાં પહેરગીરોનાં ટોળાંથી હાહાકાર મચી ગયો. મંત્રીઓ અને ભાયાતો બંધનમાં પડવાથી નગરના શ્રેષ્ઠીઓ તણા ધનિકોમાં ભય વ્યાપ્યો હતો અને નગરશેઠ તો પોતાને પકડવા આવનારા સશસ્ત્ર દૂતોનો પગરવ સાંભળતા પોતાની પેઢી પર જ બેસી રહ્યા હતા, એવા સમાચાર એક પહેરગીરે મને આપ્યા; પણ ના, હું નગરજનોને પકડવા ઇચ્છતો નહોતો. તેમનો યથાકાળે શો ઉપયોગ કરવો તે મેં મનમાં વિચારી રાખ્યું હતું.

( ૨ )

માત્ર એક પહોર જેટલા સમયમાં પાટણમાં મેં જગાડેલા વંટોળે લોકોમાં અસામાન્ય કુતૂહલ પેદા કર્યું હતું; તેથી રાજસભાનો સમય થતાં રાજગઢમાં હજારો માણસો એકઠા થઇ ગયા અને સભાખંડમાં બધા વર્ણોના પટણી અગ્રેસરો આવીને બેસી ગયા.

મેં તત્ક્ષણ જામ્બદેવને રત્નપાલ શેઠની પાસે મોકલ્યો અને શેઠને પાલખીમાં બેસાડી પહેરેગીરોના રક્ષણ હેઠળ તેણે રાજસભામાં આણ્યા. શેઠના વદન ઉપર ગ્લાનિ પ્રસરી ગઈ હતી તે મેં જોયું, અને મારા હોઠ પર દૃઢ નિશ્ચય આવી બેઠો હતો તે તેમણે જોયો. મેં તેમને નમન કરીને સિંહાસનની બાજુના આસને બેસાડ્યા.

રાજગઢ લુંટાયો તેમાં ગુર્જરેશ્વરનો રત્નજડિત્ર મુકુટ પણ ગયો હતો, એટલે મહારાજ ભીમદેવની પાઘડી લાવીને મેં તેને માનપૂર્વક સિંહાસન ઉપર સ્થાપિત કરી, અને તેની બાજુના આસન પર મેં સ્થાન લીધું.

રાજગુરુ કુમારદેવે ગુર્જરેશ્વરને આશીર્વાદ આપી પાઘડીને કુંકુમનું તિલક કર્યું, પછી મને તિલક કર્યું અને જેવો તેમણે રત્નપાલ શેઠના કપાળ સામે હાથ લંબાવ્યો તેવા જ શેઠ તેમનો હાથ તરછોડી નાંખતાં ખડ્ગની મૂઠ પર હાથ નાંખીને ઊભા થઈ જતા બોલ્યા : " આ શું કરો છો તમે ? કોને આશીર્વાદ આપો છે ? કોને તિલક કરો છો ?

મેં કહ્યું : " મંત્રીશ્વર ! ગુરુદેવ યથાર્થ કરે છે; ગુર્જરેશ્વરને તેમણે આશીર્વાદ આપ્યો છે, પહેલાં તેમણે ગુર્જરેશ્વરને તિલક કર્યું છે, શત્રુને નસાડીને હું પાટણમાં આવ્યો છું એટલે તેમણે મને તિલક કર્યું છે, અને તમે મહામંત્રી છો એટલે તમને તિલક કરવું એ યથાર્થ જ છે. "

શેઠે ખૂબ ઉશ્કેરાઇ જઇને કહ્યું : " એવી મારી હાંસી હું નહિ થવા દઉં. મને ગુર્જરેશ્વરે નજરકેદ કર્યો નથી, તમે કર્યો છે અને તમે જ જાણે ગુર્જરેશ્વર બન્યા હો એવો આજે દેખાવ થઈ

રહી છે. પટણીઓ તે નહિ સાંખે, જયંતસિંહ !"

સભામાં ગણગણાટ મચી ગયો અને હું આસન પરથી ઊઠ્યો એટલે એકદમ સન્નાટો છાઈ ગયો.

હવે સાકરવીંટી કડવી ગોળીનો ઉપયોગ કરવાથી સરે તેમ નથી એવું મેં જોઈ લીધું અને ખણખણતે સ્વરે હું બોલ્યો : "મહામંત્રી ! હું ગુર્જરેશ્વર નથી, ગુર્જરેશ્વર થવા ઇચ્છતો ય નથી, પરન્તુ ગુજરાતના સંરક્ષણ તથા ઉદ્ધાર માટે ગુર્જરેશ્વરના જ બધા અધિકારોનો ઉપયોગ કરવાનો છું, એ આજે અહીં એકઠા થએલા પટણી અગ્રેસરો જાણી લે ! મેં મંત્રીઓને તથા ભાયાતોને તુરંગમાં પૂર્યાં છે તેનું કારણ એ નથી કે હું તેમનો દ્વેષ કરું છું, પરન્તુ જે કાંઈ હું આપણા દેશના કલ્યાણ માટે કરવા ઇચ્છું છું તે કરવામાં તેઓ કંટકરૂપ ન નીવડે તેટલા માટે મેં તેમને મારા માર્ગ આડેથી ખસેડી એક સ્થળે સુરક્ષિત રાખ્યા છે. આજે ગુર્જરેશ્વર માટે ભક્તિ દર્શાવનારા એ મંત્રીઓ અને ભાયાતો, જ્યારે શત્રુનું આક્રમણ આવ્યું ત્યારે પાટણનું રક્ષણ કરવા ગુર્જરેશ્વરને તેમના આરામસ્થાનમાંથી અહીં લાવી શક્યા નહિ, પાટણના કોઈ મંડલેશ્વરો પાટણને સહાય કરવા આવી પહોંચ્યા નહિ અને પાટણ લુંટાયું; મેં અને મારા સેનાનીઓએ તથા સૈનિકોએ ગુજરાતમાં જોયું છે કે આજે પાટણથી લોકો કંટાળી ગયા છે. પાટણ તેમને કશી પ્રેરણા આપતું નથી, તેમનું રક્ષણ કરતું નથી, તેમનામાં બળ પૂરતું નથી, માત્ર ગુજરાતનો રાજભાગ ઊઘરાવીને તે અનેક રીતે ઉડાવવા સિવાય બીજું કશું કાર્ય તે કરતું નથી. એવું પાટણ અને એવું રાજ્યતંત્ર હવે ગુજરાતને નથી જોઈતું. જેવું રાજ્યતંત્ર તેને જોઈએ છે તેવું રાજ્યતંત્ર ગુર્જરેશ્વરનાં અધિકારસૂત્રો હાથમાં લઈને ગુજરાતને આપવાનો મેં અને મારા સેનાનીઓ તથા સૈનિકોએ નિશ્ચય કર્યો છે. એ નિશ્ચયની આડે આવનારાઓને કંટક માનીને કોઈ પણ રીતે ખસેડવામાં અમે વિલંબ કરીશું નહિ એ પણ સૌ જાણી લે, અને જેઓ અહીં નથી આવ્યા તેમને જણાવી દે !"

મેં જોયું કે મારું કથન સૌ કોઈ ખૂબ જ આશ્ચર્યમુગ્ધ બનીને

સાંભળતા હતા. હું હવે શું કરીશ, રાજ્યસૂત્રો હાથમાં લઇને કંટકો ખસેડવાનું કાર્ય કર્યા પછી બીજું કયું કાર્ય કરીશ તે જાણવાની ઉત્સુકતા મેં સૌના વદન પર અંકિત થએલી જોઇ.

મેં આગળ કહ્યું : " હવે મારે પટણી ધનિકોને થોડું કહેવાનું છે. પાટણનો રાજભંડાર શત્રુએ લૂંટી લીધો છે. મૃત્યુ પામેલાનાં કુટુંબો અને ઘવાયલા સૈનિકો તથા તેમનાં કુટુંબો દુર્દશા વેઠી રહ્યાં છે. એવાઓને પાટણના મહાજને દાણા આપવાની વ્યવસ્થા કરી છે એ તેમના પ્રાણીદયાના કાર્યને હું પ્રશંસું છું, પરન્તુ એમના એ દાનનો હેતુ માણસોની પાંજરાપોળો સ્થાપવાનો કે ચલાવવાનો ન હોવો જોઇએ. તેમને પામર માનવજંતુઓ લેખીને દાન આપવા કરતાં તેમને સબળ માનવપ્રાણીઓ બનાવવા એ વધારે કલ્યાણકર છે અને તેટલા માટે દાણા આપવાની નહિ પણ ઉદ્યમ કરવા માટેની સહાય તેમને આપવી જોઇએ.

" બીજી વાત. પાટણ લુંટાયું, માળવાએ ગુજરાતનો લાટ પ્રદેશ ઝૂંટવી લીધો, રાણા લવણપ્રસાદે લગભગ આખા સૌરાષ્ટ્ર પર પોતાનો અધિકાર સ્થાપી દીધો, એ બધી ગુજરાતની હીણપતનું મૂળ હું ઉચ્છેદી નાંખવા ઇચ્છું છું. ગુજરાત શક્તિની ઉપાસના કરે, ગુજરાતીઓ વીર બનીને પોતાના દેશનું રક્ષણ કરે, તેઓ ઉદ્યમી બનીને દેશની સમૃદ્ધિ વધારે, તે માટે મારે ગામેગામ અને નગરેનગરમાં મહારાજ સિદ્ધરાજદેવ અને મહારાજ કુમારપાળદેવના સમયની યુદ્ધકળા શીખવનારી શાળાઓ, મલ્લશાળાઓ, આયુધાગારો, ઉદ્યોગાલયો તથા કલાશાળાઓને સજીવન કરવાં છે.

" ત્રીજી વાત. ઘણા સૈનિકો મૃત્યુ પામ્યા છે અને ઘવાયા છે તથા હજારો સૈનિકો કશા વેતનની આશા વિના મારી સાથે આવી શત્રને નસાડવામાં ઉપયોગી થયા છે. બીજાય હજારો સૈનિકો મારી પાછળ દોરાઈને પાટણમાં આવ્યા છે, તેમને વેતન આપવાનાં છે. રાજકોષમાં કશું નથી. તેમને માટે વીસ લાખ સુવર્ણ દ્રમ્મ આવતી કાલનું પ્રભાત ઊગતાં પહેલાં રાજભંડારમાં આવી જવા જોઇએ... "

નગરશેઠ વચમાં બોલ્યા : "ઘણી પેઢીઓ અને હવેલીઓમાંથી ધન લૂંટાઈ ગયું છે...."

હું તુરત બોલ્યો : "પણ ઘણું ધન હજી એ જ સ્થાને દટાયલું છે અને એ સુરક્ષિત રાખવા માટે જ પાટણના સૈનિકોએ પોતાનાં લોહી આપ્યાં છે તે તમારાથી ભૂલી ન શકાય, શ્રેષ્ઠીવર્ય ! તમારી મેળે વેતરણ કરીને વીસ લાખ દ્રમ્મ વેળાસર પહોંચાડો તો સારી વાત છે, નહિતો જેમ પરદેશી આક્રમણકારોએ તમને લૂંટ્યા છે તેમ તમારું રક્ષણ કરનારા ગુજરાતી સૈનિકો તમને લૂંટશે, ત્યારે તમારું ધન, કીર્તિ અને માણસાઈ બધું જ ચાલ્યું જશે.

"હવે મારે કશું વધારે કહેવાનું નથી. અત્યારની ઘડીથી નવા રાજ્યતંત્રનો પ્રારંભ થાય છે; તે અંગે મારી કાર્યદિશાને અનુકૂળ એવી કોઈની સૂચના સાંભળવા હું તત્પર રહીશ, ગુરુજનોની શિખામણ પણ હું ધ્યાનમાં લઈશ, દીન જનોની પ્રાર્થના પર હું લક્ષ આપીશ; ટૂંકમાં, આ ગુર્જર દેશના કલ્યાણ માટે, પ્રજાની શક્તિ તથા સમૃદ્ધિની વૃદ્ધિ માટે, ગુજરાતના રાષ્ટ્રધ્વજ સમા કુક્કુટધ્વજને અણનમ રાખી તેની કીર્તિ દેશદેશમાં ગજાવવા માટે હું મારો આત્મા નીચોવવા પણ તત્પર રહીશ : પણ મારા કાર્યની આડે આવનારા કંટકોને હું ક્ષણાર્ધમાં ઉધ્વસ્ત કરતાં પાછો નહિ હઠું, એ સૌ ધ્યાનમાં રાખે એમ ઇચ્છું છું.... બોલો કુક્કુટધ્વજનો જય !"

રાજસભામાં તો એ 'જય'કારનો મંદ પડઘો જ પડ્યો, પરંતુ રાજગઢના પ્રાંગણમાં એકઠા થએલા લોકોએ તે સાંભળ્યો એટલે તેઓએ જોરથી તેનો જયકાર બોલીને આકાશને ગજાવી મૂક્યું.

(૩)

રાજસભા વિસર્જન થઈ. મારા ઉદ્ગારોની વાત નગરમાં વાયુવેગે પ્રસરી ગઈ. લોકોમાં આશા, આશ્ચર્ય અને ભયનો સંચાર થએલો હોવાની વાતો મારે કાને આવવા લાગી.

રાત્રે પાટણના શ્રેષ્ઠીઓ અને બીજા નગરજનોના અગ્રેસરો મળ્યા. તેમની પ્રવૃત્તિ જાણવા હું ઇચ્છતો હતો, પરન્તુ મને અવકાશ નહોતો. રાત્રે મારે ઘણી વ્યવસ્થા કરવાની હતી.

મેં કેલ્હણને આજ્ઞા કરી : “ કેલ્હણદેવ ! તમે પાંચ–પાંચ હજારની બે સેનાઓ તૈયાર કરો. એક સવારમાં પંચાસર ઊપડી જાય, બીજી સાંજે ઊપડે. પંચાસરના પ્રાસાદમાં મહારાજ ભીમદેવના રક્ષણ માટે રાણા લૂણપસાકની સેનાની વ્યવસ્થા છે, તેને ઉઠાવી લેવાનું રાણાને કહીને આપણા દસ હજાર સૈનિકોને મહારાજનું રક્ષણ કરવા મૂકી દેવાના છે. એ રક્ષણ તમારે બે પ્રકારનું સમજવાનું. મહારાજને મળવા કોઇ બહારથી પ્રાસાદમાં ન જઇ શકે અને મહારાજ પ્રાસાદમાંથી બહાર નીકળીને કોઈને મળી ન શકે કે ક્યાંય જઇ ન શકે ! મહારાજનો વાંકો વાળ ન થવો જોઈએ અને કોઈ મહારાજને મળવા કે તેમને પ્રાસાદમાંથી બહાર લઈ જવા યત્ન કરે, કિંવા કોઈની સેના પણ આવે, તો તમારે કોઇને દાદ દેવી નહિ અને જરૂર પડે તો લડતાં પાછી પાની કરવી નહિ. હું કહું છું તે તમે બરાબર સમજી ગયા ? ”

“ હા, મહારાજ ! ”

“ જુઓ, મને મહારાજ ન કહો. હું મહારાજ નથી, તમારો નાયક માત્ર છું. સૈનિકોને કહેજો કે તમે મારી સાથે રહીને જે કામગીરી બજાવી છે તે બદલનું વેતન તમને તમે જ્યાં હશો ત્યાં હું પહોંચાડી દઇશ, એટલી ધરપત રાખજો; અને ગુજરાતને માટે તમારે જે કાંઇ કરવાનું છે તેમાં જરાયે દિલચોરી ન રાખશો. ”

“ જેવી આજ્ઞા. ”

“ બસ, હવે હું તમને ફરીથી ન મળી શકું, તોપણ તમારે મારી સૂચના મુજબનું કામ કરવાનું છે. ” એમ કહીમેં કેલ્હણદેવની પીઠ થાબડી; કેલ્હણદેવની મુદ્રા પ્રસન્ન થએલી જોઇ મને સંતોષ થયો.

પહોર રાત્રિ વીતી એટલે મેં રાજ્યના જૂના ચારોને

બોલાવ્યા. તેઓ મારી આજ્ઞા મુજબની કામગીરી કરવા રાજી છે કે નહિ તે મેં તેમને પૂછયું. કોઇએ ના ન કહી, એટલે મેં તેઓને જુદીજુદી દિશાઓમાં એવાં સૂચનો સાથે રવાના કર્યા કે જેથી મને ગુજરાતના મંડલેશ્વરોની પ્રવૃત્તિના સમાચાર મળ્યા કરે. નાનાં અને મોટાં જે જે મંડલોના અધિપતિઓ મારા કાર્યમાં વિઘ્ન નાંખવા ઇચ્છે તેમનાથી ચેતવાની મને જરૂર જણાઇ. જેઓ રાણા લવણપ્રસાદ સામે સેના દોરીને ધવલક્ક ઉપર ચડી જવા દોડયા હતા તેઓ આ વખતે મારા પર આક્રમણ કરવાને પાટણ તરફ ધસી આવે એવો સંભવ હતો, એટલે જ મેં એવી અગમચેતી રાખી હતી.

હવે તો રાણા લવણપ્રસાદ અને વીરધવલ પણ છાના નહિ રહે એવી મારી ખાતરી હતી. તેઓ પાટણનો કબજો કરવાની ઇચ્છાથી નહિ, તો મને પાટણમાંથી હાંકી કાઢવાની ઇચ્છાથી તો જરૂર ચડી આવશે એવી મારી ગણતરી હતી. એમના આક્રમણને પહોંચી વળવાને મારે શું કરવું તેનો વિચાર મેં બરાબર કરી રાખ્યો હતો, અને મેં પંચાસર મોકલેલી સેના એ વિચારપૂર્વકની જ ગોઠવણ હતી.

હવે પાટણની અંદર કાંઇ કાંઇ પ્રપંચો, કાવતરા, છદ્મવાળી ચાલો ચલાશે એ હું સમજતો હતો. એનાં મૂળ મેં પહેલેથી ડામ્યાં હતાં. પણ તેનાં ડાળાં–પાંખડાં પણ હોય જ ને? એટલે તે અંગે મેં પાટણના કોટવાળને બોલાવીને તેને યોગ્ય સૂચના આપી દીધી અને જે સંશયપાત્ર વ્યક્તિઓ હાથે ચડે તેમને તુરંગમાં મોકલી મને સમાચાર આપવાની તેને આજ્ઞા કરી.

આખી રાત મેં એ કામગીરીમાં ગાળી, અને પરોઢમાં જરા પથારી પર પડયો પણ ઊંઘ ન આવી. સૂર્યોદય થતાં ઊઠીને નિત્ય-કર્મથી પરવાર્યો, ત્યાં મને સમાચાર મળ્યા કે પાટણના શ્રેષ્ઠીઓએ દ્રમ્મની થેલીઓ મોકલવા માંડી છે અને કોષાધ્યક્ષ તે રાજભંડારમાં મુકાવે છે.

એક પ્રહર દિવસ ચડતાંસુધીમાં વીસ લાખ દ્રમ્મ રાજભંડારમાં

આવી ગયા, એટલે મેં દરેક સૈનિકને દસદસ દ્રમ્મ અને સેનાનીને પચીસ–પચીસ દ્રમ્મ તત્કાળ વહેંચી દેવાની કોષાધ્યક્ષને આજ્ઞા કરી. વિશેષમાં એ કાર્ય બે દિવસમાં પૂરું થવું જોઈએ એવું સૂચન પણ કર્યું. જે સૈનિકો આજસુધી મારા વચન પર સેનામાં રહ્યા હતા અને જોડાયા હતા, તેઓનો મારા પર તેથી વિશ્વાસ વધ્યો અને મારા પ્રતિ પૂરી રીતે એકનિષ્ઠ રહેવાની તત્પરતા તેમનામાં સ્ફુરી.

ગામેગામના પટલીકો ઉપર મેં સાંઢણીસવારો સાથે મારી આજ્ઞાઓ મોકલવા માંડી. મારી એક આજ્ઞા રાજભાગના પાકની વહી તૈયાર કરી પાટણ મોકલવાની હતી. બીજી આજ્ઞા સૈનિકોનાં જૂથ જમાવી રાખવાની અને વધુ આજ્ઞા મળે ત્યારે તે પાટણ કે બીજે સ્થળે મોકલવાની હતી. ત્રીજી આજ્ઞા ભાલાં અને ખડ્ગો જેવી યુદ્ધની કઈ સામગ્રીની દરેક ગ્રામને આવશ્યકતા હતી તેની માહિતી મોકલવાની હતી. અને ચોથી આજ્ઞા પશુધન, જળાશય તથા અન્નવસ્ત્ર અંગેની દરેક ગ્રામની સ્થિતિના સમાચાર પાટણના મહાક્ષપટલીકને પહોંચાડવાની હતી.

પાટણમાં આવ્યા પછીના પાંચ દિવસમાં મેં જે કામગીરી કરી હતી તેથી પટણીઓની આંખોમાં જાણે નવું અંજન અંજાઈ રહ્યું હોય એમ તેમને લાગવા માંડ્યું હતું અને તેના સમાચાર મારે કાને આવતા હતા.

એવી રીતે એક પક્ષ વીત્યું અને ધનની વધારે જરૂર મને જણાવા લાગી.

મુસલમાન સૈનિકોએ ખેતીનો ભંજવાડ ખૂબ કરેલો, તેથી કેટલાંક ગામડાં કેવળ સ્વાશ્રયથી ઊઠીને ઊભાં થઈ શકે તેમ નહોતું. તેમને સહાયની જરૂર હતી. પાટણની સીધી આજ્ઞા હેઠળ લાખેક સૈનિકોની ખડી સેના પાટણમાં, સીમા પરના કોટ–થાણાંમાં, અને મહાલોમાં રાખી હતી તેને દર માસે વેતન આપવાનું હતું, જ્યારે એકાદ વર્ષ સુધી તો રાજભાગ તરીકે ગામડાંમાંથી કોઈ મોટા પ્રમાણમાં આવક મળી શકે તેમ નહોતું.

આ સ્થિતિએ મને મૂંઝવણમાં મૂક્યો. હું ઇચ્છતો હતો કે મહારાજ ભીમદેવનું ગુજરાત છ–બાર માસમાં પુનઃ મહારાજ સિદ્ધરાજ કે કુમારપાળના સમયનું તેજસ્વી ગુજરાત બની જાય, તેમ કરવાના માર્ગો પણ મને સૂઝતા હતા, પ્રજાનાં પ્રેમ તથા વિશ્વાસ જેવું અનેરું બળ મારી પુષ્ટિમાં ઊભું હતું, પરંતુ ધન વિના હું શું કરું? વારે વારે કાંઈ પાટણના ધનિકોને નીચોવાય?

રાજ્યતંત્રના સંચાલન અંગે હું કાંઈક સ્થિરતા મેળવતો જતો હતો, મંડલેશ્વરો મૌન જાળવીને બેઠા હતા, પાટણમાંથી મને વધુ સહકાર અને સાચી સલાહ આપનારાઓ મળી આવતા હતા; જેમની તરફના ઉપદ્રવનો મને ભય હતો તેઓની કાંઇ જ વિરોધી પ્રવૃત્તિના સમાચાર મને મારા ગુપ્તચરો તરફથી મળતા નહોતા; પરંતુ ધન અંગેની મૂંઝવણ મને સતાવ્યા કરતી હતી.

પુનઃ મેં પાટણના સર્વ ધર્મના શ્રેષ્ઠીઓને બોલાવ્યા અને તેમને કહ્યું: "શ્રેષ્ઠીઓ! રાજ્યતંત્રના સંચાલન માટે હજી ધનની વધુ જરૂર પડે તેમ છે. આ વખતે તમારે રાજ્યને પચાસ લાખ દ્રમ્મ ધીરવાના છે, તે આવતે વર્ષે રાજભાગની ઊઘરાત આવી ગયા પછી તમને પાછા મળશે."

નગરશેઠ બોલ્યા: "દેવ! પચાસ લાખ દ્રમ્મ એકલું પાટણ આપે એટલી હવે તેની શક્તિ રહી નથી. મંડલોમાંથી આપ કાંઇક મંગાવો તો અમે કાંઇક ટેકો માત્ર કરી શકીએ."

મેં કહ્યું: "મંડલોને અત્યારે હાથ લગાડી શકાય તેમ નથી. તેમ કરવા જતાં પાટણનો વહીવટ ચુંથાઇ જાય. અનુકૂળ સમયે તે પણ થશે અને તે વખતે તમારાં નાણાંની જરૂર નહિ રહે."

નગરશેઠે ઉત્તર આપ્યો: "દેવ! અમે પાટણની પ્રજા છીએ, લૂંટવા હોય તો અમારાં ઘરબાર તે તમારાં જ છે. બાકી, આપ કહો છો તેટલાં નાણાં પાટણ આપી શકે તેમ નથી."

"હું કોઇને લૂંટવા ઇચ્છતો નથી, પણ મારે તમને થોડું

કહેવાનું છે. તમારા બધાં દેવસ્થાનોના ભંડાર ધનથી ભરેલા છે તે હું જાણું છું..."

"અરર!" નગરશેઠ જીભ કચરીને બોલ્યા: "એ તો દેવદ્રવ્ય કહેવાય! એને હાથ લગાડાય ખરો?"

"એ મંદિરોમાં બેઠેલા દેવોની પેઠે જીવતા માનવદેવોનો ઉદ્ધાર કરવો હોય ત્યારે એ દેવો જ પોતાને હાથે પોતાના ભક્તોને દ્રવ્ય આપ્યા વિના ન રહે, શેઠજી!"

શ્રેષ્ઠીઓ એક બીજાનાં મ્હોં સામે તાકી રહ્યા.

મેં કહ્યું: "શ્રેષ્ઠીઓ! એ બધું દેવદ્રવ્ય તમે જ દેવને સમર્પેલું છે, તમારે જ તેનો ઉપયોગ કરવાનો છે અને તમારે જ તેનું રક્ષણ પણ કરવાનું છે. તમારા રાજ્યદેહમાં તાકાત નહિ હોય તો એ દેવોનું કે દેવોના દ્રવ્યનું રક્ષણ પણ ક્યાંથી થશે? મુસલમાનો આવીને તમને લૂંટી ગયા, સૈનિકોએ પ્રાણ આપ્યા પણ તે બલિદાનો નિષ્ફળ ગયાં, તેવા વખતમાં એ દ્રવ્ય પાટણના સંરક્ષણ માટેની તાકાત અર્થે વાપરવું એ પણ દેવસ્થાનો અંગેનું જ કાર્ય છે. અને દ્રવ્ય તમારે માત્ર રાજ્યને ધીરવાનું છે, રાજ્ય કાંઈ દાન માંગતું નથી."

મારી વાત શ્રેષ્ઠીઓના ધ્યાનમાં ઊતરી કે નહિ તે કાંઈ મારા સમજવામાં આવ્યું નહિ, પણ માંડોમાંડે થોડી ધીમી વાતચીત કરીને છેવટે પોતપોતાના વહીવટ હેઠળના ભંડારોમાંના દ્રમ્મની તપાસ કરીને બની શકે તેટલું દ્રવ્ય ધીરવાની તેમણે હા કહી.

એ રીતે પંદર લાખ સુવર્ણદ્રમ્મ રાજ્યના ભંડારમાં આવ્યા, એટલે તત્કાળ તો એટલાથી સંતોષ માની, તેની ઘટતી વ્યવસ્થા તથા વહેંચણી કરી, હું મહારાજ ભીમદેવની ભાળ લેવા પંચાસર તરફ ઊપડ્યો.

(૪)

હું અને મારી સાથેના સશસ્ત્ર અંગરક્ષકોનું દળ જ્યારે વઢિયારના પ્રદેશમાં પહોંચ્યાં, ત્યારે માર્ગમાં વીસેક ઝાડોની એક હાર ઉત્તર

દિશા તરફ જતી દેખાઈ. મેં એક સવારને દોડાવી પૃચ્છા કરી તે ઉપરથી જણાયું કે ગાડાં ધવલક્કથી આવતાં હતાં, ચડ્રાવલિ તરફ જતાં હતાં અને તેમાં રૂપાના દ્રમ્મથી ભરેલી થેલીઓ હતી. વધુ પૂછપરછ કરતાં માલૂમ પડ્યું કે આબુ પહાડ પર વસ્તુપાલ શેઠ એક મોટું જૈન મંદિર બંધાવવા ઇચ્છે છે અને તેનો પ્રારંભ થોડા સમયમાં થવાનો હોઈ તે માટે ધવલક્કથી ચડ્રાવલિમાંની શેઠની પેઢી પર ધન મોકલવામાં આવે છે.

આ વાત સાંભળીને હું કમકમી ગયો. પાટણ લુંટાયું ત્યારે તેના સંરક્ષણ માટે સહાય નહિ મોકલનાર, ત્યારપછી મહિનાઓ વીતી ગયા છતાં પાટણની સંભાળ પણ નહિ લેનાર, ગુજરાત વેરાન બની રહ્યું હતું અને લોકો અનેકવિધ દુઃખે પિડાઈ રહ્યા હતા ત્યારે સોરઠનો રાજભાગ પોતાના ભંડારમાં ભરી દેનાર ધવલક્કના રાણા અને તેમના મહામંત્રી શું પહાડ પર પાણા ખડકવા માટે ધન વાપરવા ઇચ્છતા હતા ?

ગાડાં સાથે પચીસેક વળાવીઆ હતા, તેમને મેં કહ્યું: “ આ ગાડાં ચડ્રાવલિ તરફ નહિ આગળ વધી શકે, સીધાં પાટણ તરફ જશે; તમે અહીંથી પાછા ફરો અને ધવલક્ક જઈ રાણાજી તથા મહામંત્રીને કહી દેજો કે તમારું ધન પાટણના રાજભંડારમાં જયંતસિંહ સોલંકીએ મોકલી આપ્યું છે તે પાંચ વર્ષ પછી તમને પાટણ પોતે જ પાછું પહોંચાડશે. ”

વળાવીઆ સ્તબ્ધ બનીને ઊભા. ધનના રક્ષણ માટે તેઓ ગાડાંની સાથે આવ્યા હતા. જો કોઈ ધાડપાડુએ તેમની પર આક્રમણ કર્યું હોત તો તેઓ માથાં આપવા પણ તૈયાર થયા હોત; પરન્તુ મારું નામ સાંભળીને અને મારી સાથે સશસ્ત્ર સૈનિકોનું દળ જોઈને તેઓ ઠંડા થઈ ગયા. એક વળાવીઆએ કહ્યું: “ આ દ્રમ્મ રાણાજીના નથી, વસ્તુપાલ શેઠનાં વહુ અનુપમાદેવીના છે. ”

“ તે હું જાણું છું. રાણાજીના હોત તો તે પાછા આપવાનું હું ન કહેત; વસ્તુપાલ શેઠનાં વહુના છે તેથી તે ઉછીના લઉં છું

અને પાછા આપવાનું વચન આપું છું. શેઠને અને શેઠાણીને કહેજો કે તીર્થની સ્થાપના કરતાં પહેલાં તીર્થની યાત્રા કરનારા ભક્તો જીવતા તથા સશક્ત હશે તો જ તીર્થ અને તેમાં વિરાજતા તીર્થંકર ભગવાન શોભશે, નહિતો તેઓ શરમાઈ જશે; આજે એ ભક્તોને જીવાડવાની પહેલી જરૂર છે અને તે જ કામમાં આ નાણું વાપરવાનાં છે.”

મારા સૈનિકોએ હાંકનારાઓને ગાડાં પાટણ તરફ વાળવાનું સૂચવ્યું એટલે તેઓએ એકપછી એક પ્રવાસની દિશા બદલી; વળાવીઆએ ધવલક્કની દિશા પકડી; ગાડે ગાડે મારા બબ્બે સૈનિકો ગોઠવાઇ ગયા અને ગાડાની હારને પાટણની દિશા ભણી ચાલતી જોયા પછી હું બાકીના સૈનિકો સાથે પંચાસર તરફ આગળ વધ્યો.



# ઉલ્લાસ એકવીસમો

## ( ૧ )

નિત્યવસંત પ્રાસાદને ઘેરીને ઠેર ઠેર પડેલી મારા દસ હજાર સૈનિકોની નાની મોટી છાવણીઓનું દૃશ્ય મેં પંચાસરમાં પહોંચતાં જ જોયું. મેં એ પણ જોયું કે કેલ્હણદેવે વ્યવસ્થા બરાબર રાખી હતી. તેના કહેવા પરથી મેં જાણ્યું કે પ્રાસાદમાં વસી રહેલા મહારાજા, મહારાણી અને તેમનાં દાસદાસીઓને ભાન પણ નહોતું કે મેં તેમની આસપાસ એક તુરંગ રચી હતી અને એ તુરંગ- રચવાનો મારો હેતુ તેમનું સંરક્ષણ કરવા ઉપરાંત પાટણનું રાજ્યતંત્ર કોઈના પણ અવરોધ કે હસ્તક્ષેપ વિના મારી વ્યવસ્થા મુજબ ચાલે તે માટે સાવધાનતા જાળવવાનો હતો.

હું પહેલાં નગરમાં જઇ રાણા લૂણપસાકને મળ્યો. તે મને બાથ ભરી ઉલ્લાસપૂર્વક ભેટયા. વીરમ, ભવાની અને કળી મારી સમક્ષ આવી પહોંચ્યાં. મારી પ્રત્યેનું અનેરું કૌતુક તે બધાંની આંખોમાં

વસી રહેલું મેં જોયું. ભવાનીની સ્નેહનીતરતી આંખોનું ઓજસ જેવું ને તેવું સ્ફુરાયમાન થઇ રહ્યું હતું.

રાણા બોલ્યા: "જયંતસિંહ! તમારાં શૌર્ય, બુદ્ધિ અને ગુજરાતની ભૂમિના ઉદ્ધાર માટેની ઉત્સુકતાનો આટલો બધો પ્રભાવ મેં કલ્પ્યો પણ નહોતો. જો પાંચેક વર્ષ—હા, માત્ર પાંચ જ વર્ષ—આ રીતે પાટણનું તંત્ર ચાલે તો આખા ગુર્જર દેશનાં રંગરૂપ બદલાઈ જાય. હું તમને કેટલો ધન્યવાદ આપું અને તમારી કેટલી પ્રશંસા કરું તે જ મને સૂઝતું નથી."

મેં સ્મિત કરીને કહ્યું: "નથી સૂઝતું એ જ સારું છે, નહિતો કદાચ મને વિજયોન્માદ થઇ જાય. પણ એ વાત હવે છોડી દો અને મને સમાચાર આપો કે મહારાજને વસ્તુસ્થિતિની કેટલી ખબર છે? તમે તેમને છેલ્લા ક્યારે મળ્યા હતા?"

"પાંચેક દિવસ પર હું મહારાજને મળ્યો હતો. પાટણ લુંટાયાની અને તમે મુસલમાનોને ગુજરાતની સીમા બહાર હાંકી પાછા પાટણમાં આવી ગયા છો એ વિષેની ખબર મહારાજને છે."

"એથી વિશેષ તો મહારાજ કાંઈ નથી જાણતા ને?"

"ના, પણ હું જાણું છું, છતાં મેં મહારાજને કશું કહ્યું નથી. પણ તમે આખા મંત્રીમંડળને તુરંગમાં પૂર્યું છે એ વાત મહારાજથી ક્યાંસુધી અજાણી રહેશે?"

"અજાણી રહે ત્યાંસુધી ઠીક છે, ન રહે તોય હવે એ વિષે ચિંતા કરવા જેવું નથી. હું મહારાજને પાંચ વરસ સુધી તો પ્રાસાદની બહાર પગ મૂકવા દેવાનો નથી. એટલા સમયમાં બધું થાળે પડી જશે, એટલે ગુજરાતભરમાં શૌર્ય અને સમૃદ્ધિના નવાંકુરો ફૂટીને સારી પેઠે ફાલી ચૂક્યા હશે. હું એટલું જોઈશ એટલે સંતુષ્ટ થઈશ."

"ધન્ય છે તમારા એ મનોભાવને! તમે મહારાજને મળવા તો જવાના છો ને?"

"હા, ભોજન કર્યા પછી હું જવાનો છું. આપણે બધાં સાથે જ જઈશું."

પછી હું વીરમ સાથે વાતે વળગ્યો. પાટણની લૂંટ વખતે કુક્કુટધ્વજને માનભેર બચાવી લેવા માટે મેં તેની પીઠ થાબડી. ભવાની અને કળીના પરાક્રમની વાત ઉપર અમે ખૂબ રમૂજ કરી.

ભોજન કર્યા પછી અમે બધાં મહારાજને મળવા ગયાં. કેલ્હણદેવ, રાણાજી, ભવાની, કળી, વીરમ અને મારા પાંચ અંગરક્ષકો મારી સાથે હતા. શિયાળાની ઋતુ હતી એટલે મહારાજ પ્રાસાદના નીચેના એક ખંડમાં તેલમર્દન કરાવતા હતા તે મારા આગમનની વાત સાંભળીને તેલમર્દન અધૂરું મુકાવી, સ્નાનાગારમાં જઈ, સ્નાન કરી, વસ્ત્રો પહેરી, ઉતાવળા ઉતાવળા મને મળવા આવ્યા અને ઉલ્લાસભેર કેટલીક ક્ષણો સુધી મને બાથમાં ભીડી રાખીને ઊભા રહ્યા. તેમની બાથમાંથી છૂટીને મેં તેમના પગ સમીપે પડી તેમને વંદન કર્યું, મહારાજે મારી પીઠ થાબડીને પછી મારો બાહુ પકડી મને ઊભો કર્યો તથા આસન પર બેસાડ્યો.

મેં પૂછ્યું: "મહારાજ! અહીં આપનું સ્વાસ્થ્ય તો બરાબર રહે છે ને?"

"અહો! આ પ્રાસાદમાં મારું સ્વાસ્થ્ય બરાબર રહે તેની કાંઈ નવાઈ છે? તને ખબર નહિ હોય, અહીં આવ, એક વાત કહું!"

હું ઊઠીને મહારાજની સમીપે ગયો એટલે તેમણે મારો ખભો પકડી મને નીચો નમાવીને મારા કાનમાં કહ્યું: "રાણીને સાતમો માસ જાય છે!"

એ વાત સાંભળીને હું ખૂબ આનંદપુલકિત થયો. બીજાઓને એ છાની વાતની ખબર પડી નહિ પણ તેઓ કદાચ સાચી અટકળ કરી શક્યા હશે.

પછી મહારાજ બોલ્યા: "જયંત! તેં મારી અને પાટણની

ખૂબ સેવા ઉઠાવી છે. તારાં પરાક્રમોની વાત તારા મ્હોંથી પછી સાંભળીશ, પણ કહે, એ સેવાઓનું પારિતોષિક હું તને શું આપું?"

મેં હાથ જોડીને કહ્યું: "પ્રભુ ! જે ધ્રુષ્ટિ ઘડી માટે મેં આટલી તપશ્ચર્યા કરી છે તે ઘડી હવે આવી છે. મારા પૂર્વજોનું મોઢેરક મંડલ મને પાછું મળે એટલા પારિતોષિકની હું આશા રાખું છું."

મહારાજ બોલ્યા: "એમાં તેં શું માંગ્યું? તારું હતું અને હું તને તે પાછું આપું એમાં વિશેષતા શી? એ તો હું તને આપું છું જ, પણ તે ઉપરાંત તું કાંઈ બીજું માંગી લે એવું હું ઇચ્છું છું."

મહારાજના એ શબ્દો ઉપર વિચાર કરીને હું કાંઇ બોલું તે પહેલાં તો ઉમંગમાં આવી ગએલી ભવાનીએ મારી સમીપે ડગલાં ભરી પોતાના કંઠમાંથી પુષ્પમાલા કાઢીને મારા કંઠમાં પહેરાવી દીધી !

મહારાજ પહેલાં જરા ચમકયા, પણ પછી સમજી ગયા, અને અમારો લાંબા કાળ સુધી સેવાયલો પરસ્પરનો પ્રેમ એ ક્ષણે પ્રકટ થયો. તત્ક્ષણ રાણા લૂણપસાકે કંકાવટી મંગાવી મારા કપાળે ચાંદલો કરી મહારાજ પ્રતિ કહ્યું: "મહારાજ ! મારી લાંબા સમયની અભિલાષા આજે આપે પૂરી કરી; આપે જયંતસિંહને મોઢેરક મંડલ આપ્યું, એ એમના પર જ નહિ પણ મારા પર અને મારી પુત્રી પર પણ ઉપકાર થયો છે."

રાણાની વાતનો મર્મ મહારાજ સમજ્યા અને બોલ્યા: "તથાસ્તુ ! બેઉને મારો આશીર્વાદ છે. અને જયંત ! આપણી વાત હજી અધૂરી છે; તને બીજું શું જોઇએ છે તે બોલ !"

"આપનો આશીર્વાદ મને મળ્યો એટલે સર્વ કાંઇ મળી ચૂક્યું." મેં કહ્યું.

"એમ નહિ, હું તને એવું કયું પદ આપું કે જેથી તારી બુદ્ધિ તથા શક્તિનો લાભ ગુજરાતને સર્વદા મળ્યા કરે?"

જે કાર્ય હું મહારાજને તુરંગમાં પૂરીને કરવા ઇચ્છતો હતો તે કાર્ય મહારાજની સંમતિથી કરવાની અપૂર્વ ક્ષણ આવેલી મેં જોઇ. એવી ક્ષણ આવશે એની મને કલ્પના પણ નહોતી. મેં કહ્યું: "મહારાજ! આપ અહીં વધુ સમય રહેવા ઇચ્છો છો, અને તેટલો સમય રાજ્યસૂત્રોનું સંચાલન હું કરું એવી આપની ઇચ્છા જણાય છે; આપ મને એ અધિકાર આપો તો હું આપની અને ગુજરાતની મનમાની સેવા કરી શકું."

"હા, એ તેં ખરું કહ્યું, જયંત! તો હું તને 'રાજ્યસૂત્રધાર'નું પદ આ રાણા લૂણપસાક અને બીજાંઓની સાક્ષીએ આપું છું અને અધિકાર આપું છું કે હું પાટણમાં પાછો ન ફરું ત્યાંસુધી તારે જ મારા આસન પર બેસીને મારી પેઠે રાજ્યસૂત્રોનું સંચાલન કરવું."

રાણા લૂણપસાકે ઉલ્લાસમાં આવીને ગર્જના કરી: "ગુર્જરેશ્વરનો જય!"

બીજાઓએ એ ઘોષનો પડઘો પાડ્યો.

લાંબી તપશ્ચર્યા કરીને મોઢેરક મંડલ પાછું મેળવવાની મારી ટેક હું પૂરી કરી શક્યો હતો. પરન્તુ સ્વયં ગુર્જરેશ્વરે મને આ અધિકાર આપ્યો એમાં તો ભવાનીની હસ્તરેખાઓનો જ પ્રભાવ મને ભાસવા લાગ્યો. એ રાજલક્ષ્મીનો ચક્રવર્તીની પત્ની થવાનો ભાગ્યયોગ શું આ રીતે સફળ થવાનો હશે, એવો વિચાર મને થવા લાગ્યો.

(૨)

રાણા લૂણપસાકે હવે મને પંચાસરમાં જ રોકી રાખ્યો અને તત્કાળ મુહૂર્ત નક્કી કરી મારું તથા ભવાનીનું વિધિસર લગ્ન કરવાની તૈયારીઓ કરવા માંડી.

નગરમાં મોટા ઉત્સવને ઘટે તેવો શણગાર કરવામાં આવ્યો. મંડલનાં ગામોના ગામેતીઓને, બ્રાહ્મણોને અને શ્રેષ્ઠીઓને પંચાસરમાં

નિમંત્રવામાં આવ્યા. એક સંદેશવાહકને મોકલીને લગ્નવિધિ કરવા માટે આચાર્ય વેદગર્ભરાશિને બોલાવવામાં આવ્યા. તેમની સાથે આશાદિત્ય ભટ્ટ અને કેદાર પણ આવ્યા. રોજરોજ નિમંત્રિતોને અભિનવ ભોજન જમાડીને તૃપ્ત કરવામાં આવ્યા.

નિર્ધારિત મુહૂર્તે મેં ભવાનીના પાણિનું ગ્રહણ કરીને અપૂર્વ આનંદરોમાંચ અનુભવ્યો.

રાણાએ તે દિવસે ઘણાં દાનપુણ્ય કર્યાં. બ્રાહ્મણોને સોના, રૂપા અને વસ્ત્રનાં દાન આપ્યાં, પોતાનાં માતાપિતાના નામથી સ્થાપેલા બે મહાદેવનાં મંદિરોના નિર્વાહ અર્થે રાણાએ કેદારને હસ્તે તામ્રપત્રો કોતરાવીને એક એક ગામ દાનમાં આપ્યું અને તેના વહીવટનો અધિકાર આચાર્ય વેદગર્ભરાશિના હાથમાં સોંપ્યો.* દીર્ઘ સમયની અભિલાષા પૂરી થવાથી અંતરમાં જે ઉલ્લાસ અને ઔદાર્ય પ્રકટે તેનું દર્શન રાણાએ પોતાના દાનપુણ્યો વડે કરાવ્યું.

લગ્નોત્સવ પૂરો થતાં, મહારાજને મળી, તેમની મહોરવાળું અધિકારપત્ર લઇ, હું અને ભવાની પાટણ આવ્યાં. કળી અમારી સાથે જ રહી. મારી અને ભવાનીની સેવા સિવાય બીજું કશું તેને ઇપ્સિત નહોતું.

પાટણમાં પહોંચીને મેં રાજસભા ભરી. નગરજનોના અગ્રેસરો અને તુરંગમાં પૂરેલા મંત્રીઓ તથા મહામંત્રીને પણ સભામાં બોલાવ્યા. તે સર્વની સમક્ષ રાજસિંહાસન પર બેસીને મેં ભીમદેવ મહારાજે મને આપેલું અધિકારપત્ર વાંચી સંભળાવ્યું. તે સાંભળીને બધા સ્તબ્ધ બની ગયા.

રત્નપાલ શેઠ બોલ્યા: “ આ અધિકારપત્ર મહારાજે પરવશ સ્થિતિમાં તમને લખી આપ્યું છે, કે સ્વવશપણે લખી આપ્યું છે તેની પ્રતીતિ કેવી રીતે ઊપજી શકે ?”

---

* આ દાન અંગેના તામ્રપત્રમાંનો જ એક ભાગ આ કથાના પ્રારંભમાં મૂળ સંસ્કૃત ભાષામાં આપ્યો છે. એ દાનપત્રમાં આવેલા “ એકાંગ વીર ” શબ્દોના સૂચન પરથી આ પુસ્તકનું અભિધાન “ એકલ વીર ” રાખવામાં આવ્યું છે.

મેં ઉત્તર આપ્યોઃ " તેની પ્રતીતિ જોઇતી હોય તો તમે અને બીજા બેચાર જણ પંચાસર જવા તૈયાર થાઓ. તમે જાતે જઇને મહારાજને પૂછી પ્રતીતિ મેળવો, પછી કાંઇ વાંધો છે ? "

નગરશેઠ બોલ્યાઃ " દેવ બરાબર કહે છે, એમ કરીને પ્રતીતિ મેળવી લેવી જોઇએ. "

" કહો, કોણ કોણ જવા ઇચ્છો છો ? " મેં પ્રશ્ન કર્યો.

ઠાભૂ ઠક્કર બોલ્યાઃ " જ્યાં દસ હજાર સૈનિકો મહારાજના નિવાસસ્થાનને ઘેરી વળ્યા હોય ત્યાં કોણ જાય ? "

" હું પોતે તમને મહારાજ સમક્ષ લઈ જઇશ, એટલે તમારો વાંકો વાળ કોઈ કરશે નહિ. "

રત્નપાલ શેઠ બોલ્યાઃ " બુદ્ધિભ્રષ્ટ થયા વિના મહારાજ તમને આવું અધિકારપત્ર આપે નહિ. તમે કોઇ મોહનીમંત્રથી મહારાજની બુદ્ધિમાં ભ્રંશ પેદા કર્યો છે એ નિર્વિવાદ છે. તમારે પૂરી પ્રતીતિ કરાવવી હોય તો મહારાજને અહીં બોલાવી લાવો, અમને તેમની સાથે વિનાઅવરોધે વાત કરવા દો, પછી જ પાટણ એ અધિકારપત્રનું મૂલ્ય આંકી શકશે. "

હું ઉશ્કેરાઇ ગયો અને બોલ્યોઃ " મહારાજની બુદ્ધિમાં ભ્રંશ પેદા કરનારા તમે બધા છો; તેથી જ તેમના વહીવટ વડે આખા ગુજરાતની આવી અધોદશા થવા પામી છે. તમારે પુનઃ મહારાજને પાટણમાં લાવીને પાટણનો વિનાશ કરવો છે કે ઉદ્ધાર ? જો ઉદ્ધાર કરવો હોય તો મહારાજને બાજુએ રહેવા દો, રાજ્યસૂત્રોનું સંચાલન કરવામાં મારા બાહુ તમે બનો, મારી જ્યાં ભૂલ થતી હોય ત્યાં તમે તેનો નિર્દેશ કરો; અને હું ગુર્જરેશ્વર નથી માટે મારું સૂત્રસંચાલન તમને માન્ય નથી એમ જ તમારે કહેવું હોય તો મારે એ કહેવાનું છે કે રાજ્યસૂત્રના સંચાલનમાં તમારું કોઇ જ સ્થાન હવે રહેવાનું નથી. એ સ્થાનને યોગ્ય વ્યક્તિઓની સહાયવડે હું મારું કામ કરી લઇશ. "

રત્નપાલ શેઠ પુનઃ બોલ્યાઃ " હવે તો લાગે છે કે બુદ્ધિભ્રંશ

તમને પણ ઘેલા બનાવી મૂક્યા છે! રાજ્યસૂત્રધારને ઘટે તે વાણી આવી ન હોય !"

સાંધિવિગ્રહિક બહુદેવ વચ્ચે બોલ્યા: "જયંતસિંહજી ! તમે ઘેલા નથી બની ગયા, તમારું કથન યથાર્થ છે. ગુજરાતનો ઉદ્ધાર કરવો એ જ સાચા પટણીનું ધ્યેય હોય અને એ ધ્યેય તમારું છે. તમારું રાજ્યસૂત્રસંચાલન મને માન્ય છે અને તમારી ઈચ્છા હોય તો હું તમારા બાહુની એક આંગળી બનવા તૈયાર છું."

"મને તમારા જેવા જ પટણીઓ જોઈએ છે, બહુદેવજી ! બીજા જેઓ મને સહાય કરવા તત્પર હો તે કહો."

પણ કોઈ કશું બોલ્યા નહિ. મેં જોઈ લીધું કે હવે કાર્યભારનું વહન કરવા માટે જે મંત્રીઓ જોઈશે તેમાં એક બહુદેવ સિવાયના બીજા જૂના મંત્રીઓ મારા ઉપયોગમાં આવવાના નથી. મેં થોડા સમયમાં જે કાર્યસિદ્ધિ કરી હતી તેની પણ આ લોકો પર કશી અસર થઈ નથી, એવું જોઈને હું સહજ નિરાશ થયો. જૂના મંત્રીઓના મનનું માપ એ રીતે આવી ગયા પછી મેં રાજસભા વિસર્જન કરી.

મેં આંકી રાખેલી નીતિને અનુસરીને કાર્યભારનું વહન કરવાનું ચાલુ રાખ્યું. પાટણના મોવડીઓની સહાય મને પૂરી ન મળી, હું ઘેલો બની ગયો છું એમ જ ઘણાખરા માનવા લાગ્યા, પરંતુ ગુજરાતનાં ગ્રામ–નગરના નાના મોટા અધિકારીઓ મારી આજ્ઞાનું પાલન બરાબર કરતા હતા એમ મને લાગ્યું અને મને આશા ઊપજી કે ધીરે ધીરે આખું તંત્ર સુવ્યવસ્થિત રીતે ચાલવા લાગશે.

( ૩ )

બિચારી ભવાની! એ યુવતીનું પાણિગ્રહણ મેં મારા જીવનમાં એવે સમયે કર્યું હતું કે જે સમયે મારા બધા નૈસર્ગિક સુકોમળ ભાવો તીરોહિત બની ગયા હતા અને હું રાજનીતિના ઊકરડામાં આળોટ્યા કરતો હતો. એ નવોઢા સુંદરીનું લાવણ્ય દષ્ટિએ પડતાં મારું હૈયું આંદોલિત થતું, તેની વાણી-

માધુરી શ્રવણગોચર થતાં હું જાણે સંગીતશ્રવણનો આનંદ લેતો, તેનાં લલિત અવયવોનો સ્પર્શ થતાં હું સુખદ રોમાંચ અનુભવતો, પરન્તુ એવો અમૂલ્ય ઉપભોગ મારા માટે જાણે થોડી ક્ષણો પૂરતો જ નિર્માયો હોય, તેમ હું અંતઃપુરમાં સળંગ બેચાર ઘડી પણ ટકી શકતો નહિ. મારા ચિત્તમાં ગુજરાતનું રાજકારણ રાત ને દિવસ રમણભ્રમણ કર્યા કરતું હતું. વાવાઝોડાને અંતે નિરાંતના દિવસો પણ આવશે એવી આશાએ ભવાની જરા પણ અસંતોષ વ્યક્ત કરતી નહિ.

કળી રાતદિવસ અંતઃપુરમાં ભવાનીની સાથે જ વસતી અને મારી તથા ભવાનીની સેવા ઉઠાવવામાં જ આનંદ માનતી હોય તેમ વર્તતી. પોતાની ચાટૂક્તિઓ મને સંભળાવવાનો અવસર હવે તેને મળતો નહિ.

એક વાર ભોજન કરીને હું અંતઃપુરમાં પલંગ ઉપર શાલ ઓઢીને જરા વામકુક્ષી કરવા પડ્યો હતો. ભવાનીએ આવી સામેની બારી ઉઘાડી અને તે દ્વારા આવતી વાયુલહરિ મને સુખદ લાગતાં શરીર પરથી શાલને દૂર હડસેલી મેં ભવાનીને પૂછ્યું: "માઘ માસ ચાલે છે, ખરું?"

"હા, શું એ પણ ખબર નથી?"

"ઘણુંખરું હું ભૂલી ગયો છું, દેવિ! આ વાયુલહરિએ જ મને સંદેશો આપ્યો કે વસંતઋતુ આવી ચૂકી છે."

"કળી તો વસંતપંચમીના દિવસથી કહી રહી છે કે હવે આપણે મહાવનના હર્મ્યમાં જઈને રહીએ."

"માળીને ઘેર ઊછરેલી છે ને! તેને જરા બોલાવો તો!"

"તે તો મહાવનમાં ગઈ છે."

"કેમ વારુ?"

"પુષ્પની બે ચાદરો ગુંથાય એટલાં ફૂલ જો મળે તો લઈ આવવા ગઈ છે."

"એમ?" હું ક્ષણભર વિચારમાં પડી ગયો.

"મારી અને તમારી પ્રત્યેની કળીની સેવાભક્તિ જોઇને મને ક્ષોભ થયા કરે છે, દેવ ! કેવળ આપણી સેવા એ જ તેની નિરંતરની ઝંખના હોય છે. એ પાછળ તે જે શ્રમ ઉઠાવે છે અને કાયા કસે છે, તે જોઇને તો હું કોઇ વાર કંપી જઉં છું."

"સાચી વાત છે. સેવામાં જ તેને એટલો બધો રસ કેમ હશે, તે મારે મન કોઇ વાર કૂટ પ્રશ્ન બની જાય છે."

"મને તો લાગે છે કે તેણે પોતાના મનસિજ રસને એ દિશામાં વાળ્યો છે." ભવાનીએ કહ્યું.

હું સમજ્યો નહિ. મે પૂછ્યું : "મનસિજ રસ એ વળી શું ?"

ભવાનીએ સ્મિત કર્યું અને કહ્યું: "મનમાં જન્મેલો રસ એ જ મનસિજ રસ."

"એટલે કે કળીએ પોતાના મન્મથને સેવાની દિશામાં વાળ્યો છે એમ શું તમે કહો છો ? એમ ન હોય. કળી યુવતી છે પરન્તુ મન્મથની તેને ગંધ નથી. એ સેવામૂર્તિ છે. એના સંબંધમાં હું જાણું તેટલું તમે ન જાણો, દેવિ !"

"ભૂલો છો, દેવ! તમે સ્ત્રી નથી એટલે તે નહિ જાણી શકો !"

"ઓહો ! જો એમ હોય તો કળીને મારે કોઈ મિષે અંતઃપુરથી દૂર રાખવી જોઇશે !"

"હું જુદું કહું છું. મને જેવું સ્થાન તમે આપ્યું છે તેવું સ્થાન કળીને આપો, અને પછી તેનો વિકાસ કેવો થાય છે તે જુઓ !"

"તમને કાંઈ ભાન છે ?" હું રોષપૂર્વક બોલ્યો: "શું કળીને હું પત્ની બનાવું ? તેના મારી પ્રત્યેના પ્રેમનો તમે ખોટો અર્થ કરો છો, દેવિ ! અને તેથી જ તમે એમ કહો છો. જે વાત મને ઇષ્ટ નથી, કળીને ઇષ્ટ નથી, તે તમે તમારા તર્કથી શોધી કાઢો છો !"

ભવાની મારો રોષ જોઇને મૂગી રહી. હું વિચારમાં પડી ગયો કે ભવાનીને પોતાની બહેનને જ શોક્ય બનાવવાનો ઉમંગ થયો એ

કેવી અદ્ભુત વાત હતી ! શું ખરેખર કળીનો એ મનોભાવ ચતુર ભવાનીએ કોઈ પ્રસંગે જાણી લીધો હશે ? કિંવા કળી જે શ્રમપૂર્વક સેવા ઉઠાવી રહી હતી તેનું મૂલ્ય આપવા માટે કળીને મારું પતિત્વ અર્પણ કરવાનો ભવાનીને તરંગ થઈ આવ્યો હશે ?

એ વિચારમાં હું આંખો મીંચીને થોડી ક્ષણો પડી રહ્યો, પરંતુ દિવસે નિદ્રા લેવાનું મારા ભાગ્યમાં નિર્માણ થયું નહોતું. બહુદેવે મને બોલાવવાને દાસીને મોકલી હતી એટલે હું ઊઠીને મંત્રણાગૃહમાં ગયો.

બહુદેવ મને અનુકૂળ થવા ઇચ્છતો હતો ત્યારથી મેં તેને તુરંગમાંથી મુક્ત કરી મંત્રીનું પદ આપ્યું હતું. એ વખતે તે એક કચ્છી નાયકને તેડીને આવ્યો હતો. તેની સાથે ત્રણસો ઘોડાં અને માણસો હતાં, અને તે પોતાનાં માણસો સાથે પાટણની સેનામાં ચાકરી કરવા ઇચ્છતો હતો.

મેં તેની સાથે વાતચીત કરી, અને તેને તથા તેનાં માણસોને રાખી લીધાં. જેમ જેમ પાટણનું સેનાબળ વધારવાની મારી ઇચ્છા આસપાસનાં ગામોમાં જાણીતી થવા લાગી હતી, તેમ તેમ દર બેચાર દિવસે નવા નવા સૈનિકોનાં જૂથ આવ્યે જતાં હતાં અને હું તેમને ચાકરીમાં રાખી સેના વધાર્યે જતો હતો. એ રીતે સોરઠમાંથી અને લાટમાંથી પણ માણસો આવ્યાં હતાં.

( ૪ )

વસંતઋતુમાં વૃક્ષો, લતાઓ અને પુષ્પોની વચ્ચેનો નિવાસ ભવાની તથા કળીને વધારે આનંદ આપશે એમ માનીને મેં એક દિવસે તેમને મહાવનમાંના હર્મ્યમાં દાસદાસીઓ સાથે રહેવા માટે મોકલ્યાં. મારે તો આખો દિવસ રાજગઢમાં જ રહેવું પડતું, એટલે હું માત્ર રાત્રિને સમયે જ હર્મ્યમાં જઈને ત્યાં શયન કરતો. કોઈ વાર કાર્યવશાત્ રાજગઢમાં જ મોડી રાત સુધી કામ પહોંચે તો હું રાત્રે હર્મ્યમાં ન જતાં રાજમહાલયના અંતઃપુરના એકાદ ખંડમાં એકલો સૂઈ રહીને રાત ગાળી નાંખતો.

મને મારા બુદ્ધિ–ચાતુર્યનો કે વીરત્વનો ગમે તેવો ગર્વ હોય,

પરન્તુ કપટકળાની પરીક્ષામાં હું કાચો હતો, એનું મને એક ક્ષણે ભાન થયું, અને એ ક્ષણે જ મારો વિનાશ નિર્માણ થઈ ચૂક્યો.

એક રાત્રિએ ત્રીજા પ્રહર સુધી મારા બે સેનાનીઓ અને બહુદેવ સાથે મંત્રણા કરીને હું અંતઃપુરમાં જઇ સૂઈ રહ્યો. મને ઊંઘી ગયાને પૂરી બે ઘડી નહિ થઈ હોય, એટલામાં શયનખંડના બારણાની સાંકળ સેવકે ખખડાવી. હું જાગી ગયો અને શય્યામાંથી ઊઠીને સાંકળ ઉઘાડી મેં પૂછ્યું: “ શું છે ? ”

સેવક ધ્રૂજતો બોલી રહ્યો : “ મહારાજ ! રાજગઢને સૈનિકોના એક મોટા ટોળાએ ઘેરી લીધો છે અને કેટલાક કવચધારી સૈનિકો અંદર પેસવાને દ્વારપાલો સાથે લડે છે ! ”

મેં તત્ક્ષણ ખૂંટી પર લટકતાં બે ખડ્ગો—જેમાંનું એક કવચભેદક હતું—બે હાથમાં લીધાં અને ગવાક્ષમાં જઈ અંધકારમાં બૂમ મારી : “ સાવધાન ! ”

રાજગઢના સિંહદ્વાર પરથી દ્વારપાલોએ સામી ત્રાડ નાંખી : “ ધવલકે દગો કર્યો છે, મહારાજ ! સાવધાન રહેજો ! ”

હું સીઢી ઊતરી નીચે દોડી પહોંચ્યું તે પહેલાં પગથિયાં પર જ કેટલાક કવચધારી સૈનિકો ધસી આવ્યા ! હું સીઢીના સાંકડા માર્ગ પરથી પાછે પગલે હટી શયનખંડમાં આવ્યો અને મને પેલાઓ ઘેરી વળે તે પહેલાં મેં મારા હાથમાંના એક કૃપાણના ઘાથી એક માણસને કવચ સાથે કાપી નાંખ્યો.

પણ તત્ક્ષણ હું પચીસ કવચધારીઓથી ઘેરાઇ ગયો. મારાં બેઉ ખડ્ગોના ઘા નિષ્ફળ ગયા. પચીસની સામે હું એકલો હતો. નીચે દ્વારપાલો અને સંરક્ષક પહેરગીરો આક્રમણકારો સામે લડી રહ્યા હતા અને તેઓ કોઇ મારી સહાયમાં આવી શક્યા નહોતા.

મારા ખુલ્લા મસ્તક પર મુદ્દગરનો એક ઘા પડ્યો અને હું ભાન ભૂલી ભોંયે પડી ગયો. ત્યારપછી જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે, હે વિંધ્યવાસિનિ ! તારા ભોંયરામાં એક વાંસની સાદડી પર

હું ચત્તો પડયો હતો અને કોઇ બાઇ મારા મુખમાં દૂધ રેડતી બેઠી હતી !

હું જ્યારે ભાનમાં આવ્યો ત્યારે 'ધવલક્કે દગો કર્યો છે' એટલા જ એક ઉદ્દગારની પાછળનું રહસ્ય હું ધીરે ધીરે કળી શકયો. બહુદેવ મારો બાહુ બન્યો હતો, પણ તે દગો કરવા જ; કચ્છ, સોરઠ અને લાટના નવા સૈનિકો આવ્યા હતા તે બધા ધવલક્કના જ ગુપ્તચરો; મારી સામે છંછેડાયેલા વીરધવલ અને વસ્તુપાલના જ એ બધાં કારસ્તાન; તેમણે રચેલું ષડ્યંત્ર કેવું અને કેટલું વિસ્તૃત હશે તેની તો કલ્પના આવી શકતી નથી. અહો ! બહુદેવની કપટ-કળાને મેં પ્રારંભમાં જ પિછાણી લીધી હોત તો ? હું રહ્યો માત્ર સૈનિક અને વળી જુવાન વયનો; રાજનીતિની બહોળી કપટકળાનો મને પૂરો પરિચય નહોતો. મારી એ અનભિજ્ઞતાનો લાભ મારા શત્રુઓ લે તેમાં શી નવાઇ ?

જેમ જેમ મને કળ વળવા લાગી તેમ તેમ આસપાસની સૃષ્ટિનાં મારાં સ્મરણો જાગવા લાગ્યાં. ભવાની અને કળી મહાવનના હર્મ્યમાં હતી, તે બિચારીઓ પણ શત્રુના દગાનું બલિદાન બની હશે ? મને દગાથી પકડવામાં આવ્યો તેથી મારા સૈનિકોએ શત્રુના સૈનિકોની સાથે લડવા માંડયું હશે ? ધવલક્કથી મોટી સેના આવીને પાટ-ણના સૈનિકો સામે લડતી હશે ? મારા ભીલ સૈનિકો હું અદૃશ્ય થવાથી હિંમત હારી ગયા હશે કે માથાં મૂકીને લડતા હશે ? પાટણની શી દશા હશે ? પંચાસરમાં મહારાજનું રક્ષણ કરતી સેના શું કરતી હશે ? મહારાજને પંચાસરથી પાટણમાં પાછા લાવવામાં આવ્યા હશે ? પાટણનાં રાજ્યસૂત્રો મારા હાથમાંથી ખૂંચવી લઇ, મને અહીં પૂરી દઇ, મારું અપમાન કરવાનો શત્રુનો મનોભાવ હશે કે ધવલક્કવાળાઓ પોતે રાજ્યસૂત્રધાર બનવા ઇચ્છતા હશે, કિંવા તેઓ બધા મને ગાંડો ગણીને પોતાના માર્ગમાંથી દૂર હડસેલવા માંગતા હશે ?

છેક સાંઝે મંદિરની દાસી મારા માટે ભોજન લાવી ત્યારે મેં મારા મનમાંના બધા પ્રશ્નો તેને પૂછ્યા, પણ તેણે માત્ર એટલું જ કહ્યું :

"તમે વિંધ્યવાસિની દેવીના મંદિરના ભોંયરામાં બંધી છો; તમે અહીં પુરાયા છો તે હું અને મંદિરના મહંત સિવાય બીજું કોઇ જાણતું નથી; અને તમારા કોઈ પ્રશ્નનો ઉત્તર હું આપું તો મારું માથું ધડથી જુદું થાય તેમ હોવાથી હું કશું કહેવાની નથી."

(૫)

જગતથી વિખૂટો પડી ગયેલો હું અહીં હતો તે પાટણ જાણતું પણ નહોતું, તો પછી મને છોડાવવા તો કોણ આવવાનું હતું? મારા માટે વીરધવલ સામે લડવા કોણ તૈયાર થવાનું હતું?

એ દિવસ પછી મેં પેલી બાઇને પૂછ્યું: "હું આ અંધારામાં મૃત્યુ સુધી પુરાઇ રહેવાનો છું કે મને શત્રુના મારા આવીને મારી નાંખીને મુક્ત કરનાર છે, તે તું કહી શકીશ?"

બાઇએ કહ્યું: "તમારો વધ તો થવાનો છે, પણ ક્યારે તેની મને ખબર નથી."

હે દેવિ! તારી છત્રછાયામાં મૃત્યુ પામવું એ તો મારે મન અહોભાગ્ય હતું પણ એ અવસર ક્યારે આવશે તે હું જાણતો નહોતો. આળસ અને ઉદ્વેગમાં મારાં રાતદિવસ જતાં હતાં, એટલે એક વાર પેલી બાઇની જ કૃપાથી તાડપત્રો અને શાહી પ્રાપ્ત કરી હું મારી કથની લખી રહ્યો છું. હજી મારે મારું ગાણું કેટલુંક ગાવાનું હશે તેની ય મને ખબર નથી, કારણકે મૃત્યુદિન હજી આવતો નથી, જીવન લંબાયે જાય છે, અને કહાણી પણ લંબાયે જાય છે.

હા, પેલું માદળિયું હજી મારા બાહુ પર છે. તે બોલે છે કે 'હું તારું અકાળ મરણ થવા દઇશ નહિ!' શું એ સાચું હશે? તેથી શું મૃત્યુદિન નિકટ આવતાં અચકાય છે? એવાં માદળિયાં ભવાની અને કળીના બાહુ પર છે, તો તેના પ્રભાવે કરીને બેઉ બહેનો અત્યારે ક્યાંય જીવતી હશે? તેઓને શત્રુએ પકડી હશે ખરી? કિંવા તેઓ ચેતીને મહાવનના હર્મ્યમાંથી શત્રુના પંજામાં પડ્યા પૂર્વે છટકી ગઇ હશે? કદાચ વીરધવલે ભવાનીને પોતાના અંતઃપુરમાં પૂરીને કળીનો વધ પણ કર્યો હોય! કોણ જાણે!

ગુજરાતની રાજલક્ષ્મી ! તને વરનારની સમીપે કંટકમય પથ પથરાએલો છે, એમાં હવે મને શંકા રહી નથી; પરન્તુ તારો ઉદ્ધાર કરવાની મારી હામ પૂરી થઇ નહિ ! તારે હજી વધારે કષ્ટો વેઠવાનું જ ભાવિ નિર્માણ થયું હશે : પણ જ્યારે તારો ઉદ્ધાર થવાનો હશે, ત્યારે મારા જેવો કોઇ ગાંડો મનાતો કે તરંગી માનવી જ તારો ઉદ્ધાર કરી શકશે ! સ્વલ્પ પણ કલ્પનાશક્તિનું અવલંબન કર્યા વિના જેઓ પરંપરાના ચીલે ચાલીને તારો ઉદ્ધાર કરવા મથશે તેઓ કદાપિ સફળ થવાના નથી. રાજ્યસૂત્રધારની સત્તા તો રાજવીને માણવા માટે છે, પ્રજાની સેવા માટે નથી, એવું માનનારાઓ દૂષિત પરંપરાના ભક્તો છે, તેઓ તને ઉદ્ધારી શકવાના કે દેશદેશમાં સુકીર્તિત કરી શકવાના નથી; સેવાનો વધ કરીને રાજલક્ષ્મીને વરનારાઓ રણધ્વજ રોપ્યા છતાં કુક્કુટધ્વજનો સાચો વિજય ગજાવી શકવાના નથી; અને મારા જેવાને ગાંડા કે તરંગી માનનારાઓ રાજલક્ષ્મી તથા સેવારૂપી ભગિનીઓના યુગ્મનું રહસ્ય પિછાણી શકવાના નથી કે સેવાવીરત્વનો ન્યાય આપી શકવાના નથી.

ભવાની અને કળી : એક જ પિતાની એ બે પુત્રીઓ ખરેખર ગુજરાત માટે રહસ્યમય સંદેશ લઇને જ અવતરી હશે ! એક જાજવલ્યમાન અને બીજી દીન; એકને પરણવાના કોડ અને બીજીને સેવાના જ કોડ; કેવું એ દ્વંદ્વ અને કેવું એ સામ્ય ! એ રહસ્ય પહેલાં મને સમજાયું નહિ અને તેથી એ રહસ્ય સાથે સંકળાયલા પૂર્વાપર પ્રસંગો તે બેઉને કહેવાનો કોઇ અવસર પણ આવ્યો નહિ.

આજે ષષ્ઠી થઈ એમ પેલી બાઈ કહે છે. તેણે જાણ્યું છે કે અષ્ટમીને દિવસે મારો વધ કરવા શત્રુના મારા આવવાના છે.

એ મારાઓ મારા અંગેઅંગના કકડા કરશે; મારું મસ્તક કાપી, તેને સુવર્ણપત્રમાં વીંટીને કાં તો વીરધવલને પગે મૂકશે; અથવા મારી આંખો કાઢીને તેને પહોંચાડશે અને વીરધવલ ને વસ્તુપાલ તે પર થૂંકશે; અથવાતો કોઇની જાણ બહાર મંદિરનો પૂજારી જ મારા મૃતદેહને સહસ્રલિંગના જળમાં ડુબાવી દેશે કે

કુતરાને ખવડાવી દેશે ! ગમે તેમ બને, દેવિ ! તારા ચરણમાં જ મારો અંત આવે એથી રૂડું બીજું શું ?

ષષ્ઠી ગઈ છે અને આજે સપ્તમી આવી છે. હવે આઠ પ્રહરનું જીવન અવશેષ રહ્યું. હે વિંધ્યવાસિનિ ! આજે મારાં અંગોપાંગ કેમ ફરકે છે ? તે શકુનનાં ફરકે છે કે અપશકુનનાં, તેની મને ખબર પડતી નથી. અપશકુન તો ત્રણ માસ પૂર્વે હું અહીં ભાનરહિત દશામાં પુરાયો, ત્યારથી પ્રારંભાઈ ચૂક્યાં છે, ત્યાં હવે શુભ શકુનની આશા કરવાની જ ક્યાં રહે છે ? માતાપિતા અસંતોષમાં મૃત્યુ પામ્યાં, ભવાની જેવી જાજ્વલ્યમાન પત્ની અને કળી જેવી અનન્ય સેવામૂર્તિ મારી પહેલાં મૃત્યુ પામી હશે કે ક્યાંય જીવતી આથડતી હશે તેની મને ખબર પણ નથી : તેવે સમયે શુભ શકુન વળી શાં થવાનાં હોય ! જરૂર મારું મૃત્યુ ક્ષણેક્ષણે નિકટ ને નિકટ આવી રહ્યું છે, અને તેની જ એ અગમચેતી, હે દેવિ ! તું જ મને આપી રહી છે......

* * *

અપભ્રંશ ભાષામાંની મૂળ કથની અહીં આગળથી અટકી ગઈ છે. એટલા પૂરતી તે અપૂર્ણ સ્થિતિમાં છે. પોથીમાં છેલ્લે કોરાં તાડપત્રો હતાં એટલે જો અનુકૂળ સંજોગો હોત તો જયંતસિંહે આગળ વિશેષ કથની લખી હોત, એમ અનુમાન કરી શકાય છે.

અષ્ટમીને દિવસે જયંતસિંહનો વધ કરવામાં આવ્યો હશે કે કેમ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે; તેવી જ રીતે જયંતસિંહ એ ભોંયરામાંથી જીવતો છટકી શક્યો હશે કે કેમ એ પણ પ્રશ્ન ઊપજે છે. કથની અપૂર્ણ હોવાથી અને પોથી ત્યાં પડી રહી હોવાથી એટલું તો કહી શકાય ખરું કે ભોંયરામાં જયંતસિંહ વધુ સમય પુરાયલો રહ્યો નહિ હોય.

ભવાની અને કળીનું શું થયું હશે એ પણ નિર્ણયપૂર્વક કહેવાનું કોઇ સાધન અસ્તિત્વમાં નથી. વર્તમાન ઇતિહાસગ્રંથોમાંથી જયતલદેવી ઉપરાંત બીજી કોઇ પત્ની વીરધવલે કરી હોય એવી વાત સાંપડતી નથી, એટલે ભવાની ઉપર તેણે હાથ નાંખ્યો નહિ હોય, અને ભવાની તથા કળી મહાવનના હર્મ્યમાંથી સમયસર બચીને ચાલી ગઈ હશે એમ માનવાનું પ્રાપ્ત થાય છે.

મેવાડના ઇતિહાસમાંથી એક હકીકત એવી સાંપડે છે કે મેવાડની નવી સ્થપાયલી રાજધાની ચિત્તોડમાં મહારાજાધિરાજ જૈત્રસિંહ (ખવાસખાંના ગુજરાત તથા

નાગદ્રા પરના આક્રમણ પછી જૈત્રસિંહે ગુજરાતથી સ્વતંત્ર થઈ રાણાને બદલે મહારાજાધિરાજનું બિરુદ ધારણ કર્યું હતું) ની સાથે તેનો એક આશ્રિત મિત્ર જયંતસિંહ હતો. (સંવત ૧૩૦૫ માં લખાયલા એક જૈન ગ્રંથમાં થયેલા ઉલ્લેખમાં 'જૈત્રસિંહનો આશ્રિત જયસિંહ' એમ જણાવેલું છે, પરંતુ તે કાળના લેખોમાં 'જયંતસિંહ' ને બદલે 'જયસિંહ' શબ્દ લખાયેલો હોય એ બનવાજોગ છે, અને બીજાં અનેક નામોની એવી અશુદ્ધિ કિંવા પાઠભેદ ઘણે સ્થળે સાંપડે છે). મેવાડમાં એ જયંતસિંહનું મહત્ત્વ એ ઉપરથી જણાઈ આવે છે કે તેનો ઉલ્લેખ જૈત્રસિંહ અને મેવાડના શ્રીકરણાધિકારીનાં નામોની સાથે મળે છે.

એટલે ઉપલબ્ધ સાધનોને આધારે એવો નિર્ણય સયુક્તિક લાગે છે કે જયંતસિંહનો અષ્ટમીને દિવસે વધ થવાનો સમય આવે તે પહેલાં–ઘણું કરીને સપ્તમીની રાત્રિએ જ–ભવાની તથા કળીએ જૈત્રસિંહ પાસેથી મેળવેલી ગુપ્તચરોની સહાયથી, કોઈની પણ જાણમાં આવવા દીધા વિના, જયંતસિંહને એ ભોંયરામાંથી જીવતો નસાડ્યો હોય, અને તેઓ બધાં સુરક્ષિત સ્થિતિમાં મેવાડમાં પહોંચી શેષ જીવન ત્યાં જ ગાળી રહ્યાં હોય.

જયંતસિંહ માર્ગમાંથી દૂર થતાં વીરધવલ અને વસ્તુપાલે ભીમદેવને પાછો પાટણમાં આણ્યો હતો અને ભીમદેવે પૂર્વવત પોતાનાં રાજ્યસૂત્રોનું સંચાલન કરવા માંડ્યું હતું પણ તેનું સૂત્રસંચાલન ઉત્તરોત્તર વિશેષ શિથિલ બનતું ગયું હતું એમ ઐતિહાસિક સાધનો ઉપરથી માલૂમ પડી આવે છે. એ ઉપરાંત એમ પણ જણાઈ આવે છે કે ભીમદેવને તિહુણપાલ (ત્રિભુવનપાલ) નામક પુત્ર થયો હતો; ધવલક્કના રાણા લવણપ્રસાદને ભીમદેવે 'સર્વેશ્વર' નું સર્વોચ્ચ પદ આપ્યું હતું; વસ્તુપાલે આબુ પહાડ ઉપર વિશાળ અને સુંદર જૈન મંદિર લાખો દ્રમ્મને ખર્ચે બંધાવ્યું હતું; તિહુણપાલના બે વર્ષના ટુંકા રાજત્વ પછી છેવટે તો ધવલક્કનો વાઘેલા વંશનો વીસલદેવ (વીરધવલનો પુત્ર) જ ગુર્જરેશ્વર થઈ પાટણના રાજસિંહાસન પર બેઠો હતો: આવી બીજી પણ હકીકતો ઇતિહાસમાંથી સાંપડે છે.

